

# જય ગુજરાત

કિંવા

# અભિનવ સિદ્ધરાજ



કર્તા

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી



કિંમત રૂ. ૧-૮-૦

# જય ગુજરાત

કિંવા

# અભિનવ સિદ્ધરાજ

[ એક રહસ્યપૂર્ણ ઐતિહાસિક નવલકથા ]


લેખક અને પ્રકાશક:

**ધનશંકર હીરાશંકર ત્રિપાઠી**

નાગર ભગતની પોળ, રાયપુર,

અમદાવાદ.



સોલ એજન્ટ:

**કપીલપ્રસાદ મહાસુખભાઇ દવે**

ન્યુસ એજન્ટ, બુકસેલર એન્ડ પબ્લીશર,

ઠે. રતનપોળને નાકે ગાંધી રોડ,

અમદાવાદ.

સંવત ૧૯૮૭ આવૃત્તિ ૧ લી.

સન ૧૯૩૧ પ્રત ૫૦૦.

મૂલ્ય રૂા. ૧॥ (ટ. ખ. અલગ)

# સમર્પણ

## શ્રી. ચંદુલાલ ચીમનલાલ ભટ્ટ

મેનેજીંગ ડાયરેક્ટર

'નોવેલ્ટી' અને 'પ્રતાપ' સિનેમા,

અમદાવાદ.

બન્ને સિનેમાઓના કૌશલ્યયુક્ત સર્વતોપ્રિય અને સફલ સંચાલન દ્વારા કલા અને સાહિત્યની ઉન્નતિ સાધવામાં આપે આપેલો હિસ્સો સુવિદિત છે.

काव्यानंदविनोदेन कालो गच्छति धीमताम् ।

એવી આપની જીવનચર્યા છે. સૌષ્ઠવ અને સૌજન્યથી સાહિત્ય-સેવકો પર આપ સદૈવ સ્નેહ રાખો છો. સાહિત્ય-કલાનાં સર્વાંગની ખીલવણી દ્વારા ગુજરાતની મહત્તા વધવાની ભાવનાઓ આપ પોષો છો.

મારાં લખાણોમાં આપ સહ્રદયતાથી રસ લ્યો છો. વારંવાર મમતાથી ઉપયોગી સૂચનાઓ વડે મારી પ્રવૃત્તિમાં આપ મને માર્ગદિશા દર્શાવો છો.

એ ગુણોને યોગે "જય ગુજરાત" આપને સમર્પવા પ્રેરાઉં છું.

લી૦ આપનો

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# ઉપોદ્ઘાત.

આ નવલકથાનો ઉપોદ્ઘાત્ લખવા ભાઈ ધનશંકરે મને નોતર્યો છે. શા કારણે તે તો એ ભાઇ જ કહી શકે. એકાદ માસિકને તંત્રીપદે થોડાંક વર્ષ રહેવાથી કે તેને અંગે થોડાંક પુસ્તકો પ્રકટ કરવાના નિમિત્ત બન્યાથી એક અનુભવી નવલકથાકારનું મુરબ્બીપદ લેવા જેટલી લાયકાત માણસમાં આવી જાય છે એમ બીજા માનતા હશે, હું નથી માનતો.

સામાન્યતઃ નવલકથાના ત્રણ પ્રકાર છેઃ સામાજીક, ઐતિહાસિક અને ડીટેકટીવ. આ ત્રણે પ્રકારની નવલકથાઓ અને નવલિકાઓના એક સફળ લેખક તરીકે ભાઈ ધનશંકરને ગુજરાતના વાચકો આજ વર્ષો થયાં ઓળખે છે. તેમની રચેલી આ નવલકથા "જય ગુજરાત" વાંચનાર, નવલ-કથા લખવાની કલામાં તેમણે કેટલે અંશે સિદ્ધિ મેળવી છે તે સ્હેલાઇથી જોઇ શકશે.

આ નવલકથાનું વસ્તુ ઐતિહાસિક છે. એ ઐતિહાસિક વસ્તુના આધારનો ટુંક પણ સ્પષ્ટ પરિચય લેખકે અન્યત્ર કરાવ્યો છે. ઐતિહાસિક નવલકથા એટલે ઇતિહાસ અને કલ્પનાનું સુંદર અને સમતોલ મિશ્રણ. ભાઇ ધનશંકરે એવા પ્રકારનું મિશ્રણ આ નવલકથામાં કુશલતાથી કરી બતાવ્યું છે. એમાં ઇતિહાસ સાથે, નવલકથાનો રસ જળવાઇ રહે તેમજ વૃદ્ધિ પામે તે માટે, ઇતિહાસને બાધ ન આવે એવી રીતે કલ્પનાનો મેળ મેળવાયો છે. લેખકે આપેલો "કથાનો ઐતિહાસિક આધાર" જોઈ વાચકો ઇતિહાસ અને કલ્પનાને સ્હેલાઇથી જુદાં પાડી શકશે અને ભ્રમમાં પડવાનો સંભવ નહિ રહે.

સંવત ૧૨૯૨ થી ૧૩૦૦ ના અરસામાં ગુજરાતના બનેલા બનાવો કલ્પનાશક્તિના મિશ્રણ સાથે આ નવલ-કથામાં રજુ થાય છે. કેટલેક અંશે ઇતિહાસની પુનરૂક્તિ

થતી લાગે છે. સિદ્ધરાજ જયસિંહના જમાનાના મુંજાલ, કાક વગેરેને વસ્તુપાલ અને નાગેશ્વરમાં ફરી આપણે જોઇએ છીએ. વીશલદેવ અને મૃણમયી, ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવીની સ્મૃતિ તાજી કરે છે. આ સામ્ય છતાં એ કલ્પનાનોજ પાક નથી. રાસમાળા, વાઘેલા વંશનો ઇતિહાસ, વગેરે પુસ્તકોનો આધાર લઇ આ નવલકથાની વસ્તુગુંથણી લેખકે કરી છે. પરંતુ એ ઐતિહાસિક વસ્તુ સાથે કલ્પનાને એવી રીતે સાંકળી લીધી છે કે ઇતિહાસના અભ્યાસી ન હોય એવા સામાન્ય વાચકને એમણે રચેલાં પાત્રો કલ્પિત છે કે કેમ તેનો ભાગ્યેજ ખ્યાલ આવે. એટલા પૂરતી આ નવલકથાની સફળતા વિશેષતઃ આંકી શકાય.

વાર્તાનાં ઐતિહાસિક પાત્રો વીશલદેવ અને વીરમદેવ બંને સગા ભાઈ છે, છતાં બન્નેના સ્વભાવ પરસ્પરવિરોધી છે; બન્નેનાં વર્તનમાં આકાશ પાતાળ જેટલો ભેદ છે. માતાના દુધનું સેવન એકને સાચો ક્ષત્રિય બનાવે છે, જ્યારે દાસીનું દુધ બીજાને એ ક્ષાત્ર ગુણોથી સર્વથા વંચિત રાખે છે. એ બન્નેનું પાત્રાલેખન ઐતિહાસિક તત્વોને જાળવી રાખી કરવામાં લેખકે ઝીણવટભરી કુશળતા બતાવી છે. નાગેશ્વરનું પાત્ર પણ ઐતિહાસિક હોઇ તેને કલ્પનાનો રંગે રંગી સારી રીતે ખીલવ્યું છે. વસ્તુપાલ, તેજપાલ, લવણપ્રસાદ, વીરધવલ, સોમેશ્વરદેવ, વગેરે પાત્રોની સપ્રમાણ ખીલવણી કરવામાં આવી છે. કાલ્પનિક પાત્રોમાં વીરમદેવની પત્ની વીર રમણી વીરમતિના પાત્રને લેખકે સારામાં સારો ન્યાય આપ્યો છે, અને એક સાચી અને શૂરી રજપુતાણી તેમણે કલ્પનાબળે નીપજાવી છે. એક વીર રમણી પોતાના પતિને દુરાચારી કે વ્યભિચારી અને કાયર જોવા કદિય રાજી ન થાય, એની સાથે પત્ની તરીકેનો સંબંધ પણ જાળવી રાખવાની સ્પષ્ટ ના પાડે અને છેવટ એવા પતિનો પોતાને હાથેજ અંત આણે એ

આદર્શ ભાઇ ધનશંકર વીરમતિના પાત્રદ્વારા આપણી સમક્ષ રજુ કરે છે.

નવલકથાની લેખનશૈલિ ભાઈ ધનશંકરની હમેશની બાની જેવીજ સાદી અને સરલ છે. એમાં રસ એકધારો જળવાઇ રહ્યો છે. કોઇક ઠેકાણે સંકલના તુટતી હોય એવો આછો ભાસ થાય છે યા પિષ્ટપેષણ જેવું જણાય છે. પરંતુ તેનું કારણ આ નવલકથા ચાલુ વાર્તા તરીકે "ગુજરાતી પંચ" માં કટકે કટકે લખાઇ અને તેજ સ્વરૂપમાં આ પુસ્તકમાં પણ છપાઇ છે તે છે. આ ક્ષતિ નવલકથાનાં બીજાં અનેક વિશિષ્ટ તત્વો ધ્યાનમાં લેતાં વાચકને બહુ નજીવી લાગશે. મને આશા છે કે ગુજરાત ભાઇ ધનશંકરની આ કૃતિને જરૂર સત્કારશે.

ભરૂચ.
તા. ૩૦-૪-૧૯૩૧. } જયકૃષ્ણ ના. વર્મા.

## આભાર-દર્શન.

સુપ્રસિદ્ધ સ્ત્રીઓપયોગી માસિક 'ગુણસુંદરી'ના તંત્રી, મુરબ્બી શ્રી જયકૃષ્ણ વર્માનો પરિચય મને સ્નેહી ભાઇ ચંદ્રેશ શુક્લ દ્વારા જ્યારથી થયો ત્યારથી એમની પ્રકૃતિમાં ત્રણ વિશુદ્ધ અંશો મેં નિહાળ્યા: (૧) પોતાની વિદ્વતા વિષે નિર્ગર્વીપણું (૨) સહૃદયી સરળતા અને (૩) જેની જેટલી કિંમત હોય તેટલી આંકી, તે કહી દેવાની પ્રામાણિક સ્પષ્ટવક્તાૠતા. આ ગુણો સૌનું આકર્ષણ કરે, સૌને વંદન કરાવે, એવો મારો નમ્ર અભિપ્રાય છે. ઉપોદ્ઘાત લખવા મેં તેમને તસ્દી આપી તેનું એજ કારણ છે; અને પોતાની અનેકવિધ સેવામય પ્રવૃત્તિઓની જંજાળમાંથી ફુરસદ મેળવી પરિશ્રમપૂર્વક તેમણે તે લખી આપ્યો છે, એ મારા જીવનનો એક ધન્ય પ્રસંગ છે અને તે માટે હું તેમનો ચિરઋણી થયો છું.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# કથાનો ઐતિહાસિક આધાર.

ઇતિહાસને આધારે ગૂંથેલી વસ્તુસંકલનાવાળી આ નવલકથા છે. એમાં સંવત ૧૨૯૨ થી ૧૩૦૦ સુધીના સમયના ગુજરાતના ઈતિહાસની ઘટનાઓ કલ્પનાશક્તિના અનુમોદનથી રજુ કરેલી છે. નીચેનાં ઐતિહાસિક પુસ્તકોનો આધાર એમાં લીધો છેઃ—

(૧) રાસમાળા (૨) વાઘેલા વંશનો વૃત્તાંત (૩) ગુજરાતના ઇતિહાસની સચિત્ર સહેલી વાતો.

પાટણપતિ ભીમદેવ, રાજચિન્તાકારી લવણપ્રસાદ, ધોળકાનો રાણો વીરધવળ, રત્નાળીદેવી, રાજપુરોહિત સોમેશ્વરદેવ, વસ્તુપાળ-તેજપાળ, સિંહદેવ, કર્ણાટકના રાજાની કુંવરી-એ ઐતિહાસિક પાત્રો છે.

વીશળદેવના મંત્રી તરીકે વસ્તુપાળ પછી નાગદેવ અથવા નાગડ નામના એક નાગર-યુવકને નીમવામાં આવ્યો હતો અને તેણે ઘણાં પરાક્રમો કર્યાં હતાં એવું ઉપર્યુક્ત ત્રણે ઐતિહાસિક પુસ્તકોમાં લખેલું છે. આ નાગર યુવક વીશળદેવનો મિત્ર અને રાજપુરોહિતનો લહીઓ હતો. એ સૂચનને આધારે એને પરાક્રમી તરીકે નિર્દિષ્ટ કરવા એને લગતી ઘટનાઓ કલ્પનાથી આ કથામાં પ્રયોજી છે અને એનું નામ નાગેશ્વર તરીકે ફેરવ્યું છે.

વીશળદેવની પ્રકૃતિ ઠરેલ, ગંભીર અને પ્રજ્ઞ તરીકે ઈતિહાસ વર્ણવે છે. એને રાજ્ય વિસ્તારનાર લોભી પ્રકૃતિનો જણાવેલો છે; બહાદુર તરીકે વર્ણવ્યો છે; વિદ્યાપ્રિય-વિદ્વાનોનો આદર કરનાર અને સર્વધર્મસહિષ્ણુ તરીકે કહેલો છે.

વીરમદેવ માટે ઈતિહાસ કહે છે કે–તે અવિચારી હતો; સારા નરસાની તુલના કરતો નહીં; ઉદ્ધત હતો. એને 'ખળ' 'મૂર્ખ' અને 'વડીલોના અપમાન કરનાર' તરીકે ઇતિહાસે શ્રુત્કાર્યો છે. સિંહદેવને ઇતિહાસે પિશુન પ્રકૃતિનો અને પાપી કહ્યો છે. નાગડનેબહાદુર અને ચાણુક્ય મંત્રી તરીકે જણાવ્યો છે.

વસ્તુપાળ–તેજપાળની પ્રકૃતિ ઈતિહાસ–પ્રસિદ્ધ છે. એમના વિષે ફેલાતી રહેલી ગેરસમજો, એમનાં મુત્સદ્દી પણાંનો પાર પામવાની સિંહદેવ, વીરમદેવ ઇત્યાદિની અશક્તિ–એમાં પણ ઐતિહાસિક સૂચનોનો આધાર છે. તમામ ઐતિહાસિક પાત્રોની પ્રકૃતિના આ મુદ્દાઓ લક્ષમાં લઇને આ કથામાં વિવિધ રસમય પ્રસંગો રજુ કરવા કોશિષ કરેલી છે.

કથામાંના નીચેના પ્રસંગો ખાસ ઐતિહાસિક છેઃ—

(૧) આકાશમાંની વીજળી જોઇને અવિચારીપણે વીજળીને ઝાટકો મારવા વીરમદેવનું કુદવું :(૨) વણિક સાથે વીરમદેવની તકરાર અને તે ઉપરથી વીરધવળે સખ્ત ઠપકો આપી, વણિકો વિષે ગૌરવ ભર્યા ઉદ્ગારો કહી, વીરમદેવને હદપાર કરવો. (૩) પાછળથી તેણે વીરમગામ વસાવીને ત્યાં રહેવું. (૪) કર્ણાટકની રાજ-કુંવરીનો સ્વયંવર અને તેમાં વીશળદેવને પતિ તરીકે રાજકુંવરીએ વરમાળ આરોપવી. (૫) મોજ્યુદ્દીન સુલ્તાનની માતાનું ખંભાતમાં લુંટાવું; તેનો ચોરીનો માલ વસ્તુપાળે લાવી આપવો; સુલ્તાનની માતાને મક્કે હજ્જ કરાવવી અને તેને પ્રસન્ન કરીને સુલ્તાન પાસેથી ગુજરાત પર ચઢાંઇ નહીં કરવાનું વચન લેવું (૬) વીરધવળે 'મહારાણા' પદ નહી લેતાં 'રાણા' તરીકેજ રહેવાનો નિશ્ચય કરવો અને પાટણ તરફ કહી

ભીમદેવની હયાતીમાં હુમલો નહીં લઇ જવાનું વચન આપવું. (૭) ધુંધળનું બાંધળ; અને તેની મુર્ખાઇ બદલ સજા તથા આપઘાત કરવાની પડેલી ફરજ (૮) વીરધવળ પ્રત્યે પ્રજાની અપાર ભક્તિ અને નોકરોની ચાહના તથા કેટલાકે ચિતામાં પડીને બળી મરવું. (૮) વીશળદેવના ધોળકાના રાજ્યાભિષેક વખતે વસ્તુપાળનો તેના પ્રત્યે પક્ષપાત; વીરમનું લડાઇ માટે આવવું; મંત્રીઓએ તેને વીરધવળનો મેળાપ થવા ન દેવો અને તાબડતોબ વીશળદેવની દુહાઈ ફેરવી દેવી; જેથી લડાઇ થતાં વીરમનું નાસી જવું (૧૦) વીશળના જન્મ વિષે ગોરજીની હકીકત (૧૧) પાટણની ગાદી પર વીશળદેવનું આરૂઢ થવું અને (૧૨) 'અભિનવ સિદ્ધરાજ' નામ ધારણ કરીને નાગર મંત્રીને મંત્રીશ્વરપદ આપવું.

વીશળદેવનો ધોળકામાં રાજ્યાભિષેક થયો તે પછી વીરમદેવનું શું થયું એ વિષે ઇતિહાસમાં જુદી જુદી હકીકતો છે. રાસમાળા ૧૨૯૫ સુધી વીરમને જીવતો જણાવે છે અને "તેણે પોતાની મુર્ખાઇથી અને ઉદ્ધતાઇથી પોતાનો અંત આણ્યો હતો" એમ લખે છે. ૧૩૦૦ માં વીશળદેવને પાટણની ગાદી મળી તે વિષે લખતાં રાસમાળામાં એક વાક્ય એ પણ છે કે: "વીરમને તેના સસરાએ મારી નાંખ્યો."

ગુજરાતના ઇતિહાસની સહેલી સચિત્ર વાતો–એ પુસ્તક આમ લખે છે: "ધોળકામાં વસ્તુપાળે વીરમદેવને હરાવ્યા પછી વીરમદેવ જબલપુર પોતાને સાસરે મદદ માટે ગયો. વીશળદેવ અને વસ્તુપાળ તેની પાછળ પડયા. ગુજરાતના રાજાનો ડર લાગવાથી વીરમદેવને જબલપુરની મદદ મળી નહીં. એકાએક ગુજરાતની ફોજના ધસારાથી વીરમ મરાયો."

આ હકીકતમાંથી કથાની કલ્પનામાં વીરમદેવની પ્રકૃતિને લગતા પ્રસંગોને યોગે એની પત્નીના હાથે એનું મૃત્યુ થયાની ઘટના સંકલનાનુગતિક રીતે પ્રયોજી છે.

માળવાની લડાઈમાં વીશળદેવની જીત ઐતિહાસિક બિના છે. વીશળદેવ પોતાના બક્ષિસપટામાં "'અભિનવ સિદ્ધરાજ' લખતો એમ રાસમાળા નોંધે છે. ગુજરાતના 'મહારાજાધિરાજ' નું પદ તેણે ધારણ કર્યું હોવાનું ઇતિહાસ નોંધે છે.

વીરમતી, મૃણમયી અને સિંહદેવની પત્નીને લગતા પ્રસંગો કાલ્પનિક છે.

વીશળદેવનો પાટણમાં રાજ્યાભિષેક થયો એટલે સુધીજ આ કથા લખી છે. પરંતુ તેના રાજા તરીકેનાં કાર્યો વિષે કાંઇ લખી શકાયું નથી. હજી એના જીવનના ઘણાક પ્રસંગો વિષે રસિક કથા ઘડી શકાય તેમ છે, જેમાં ખાસ કરીને વસ્તુપાળના નિવૃત્ત–જીવનમાં પણ એ મુત્સદ્દી વિષે ઉપજેલી ભ્રમણાઓ, સિંહદેવના વધુ છબરડાઓ તેમજ વીશળદેવના શાસનકાળમાં એના રાજ્યમાં પડેલા દુષ્કાળ વખતે ઇતિહાસ-પ્રસિદ્ધ વણિક વીર પરદુઃખભંજન શેઠ જગડૂશાએ કરેલી સહાય, એ સિવાય નાગરમંત્રીનો વહિવટ, ધર્મ અને પ્રજા જીવનનો સબંધ ઇત્યાદિ બાબતો રસિક છે. એ બધા વિષે લખતાં આવુંજ એક બીજું મોટું પુસ્તક થવા જાય તેમ હોવાથી 'જય ગુજરાત' કથા પાટણમાં વાઘેલા વંશને રાજગાદી અપાવીને પુરી કરી છે.

ઈશ્વરેચ્છા હશે તો અધૂરા રહેલા પ્રસંગો વિષે એકાદ નવી કથા પ્રયોજવા અભિલાષ છે.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# ત્રિપાઠી ધનશંકરની કૃતિઓ.

## પુસ્તકાકારે પ્રકટ થયેલી.



## પત્રોમાં ક્રમશઃ છપાયેલી કથાઓ.

( પુસ્તકાકારે પ્રકટ નહીં થયેલી. )

# અનુક્રમણિકા.

# અમારાં પ્રકાશનો.

**ઇશુ અને ગાંધી:** આ પુસ્તક ઉંચા આર્ટ પેપરમાં છપાએલું હોઇ તેમાં ઇશુ અને મ. ગાંધીજીના જીવનની તુલના કરવામાં આવી છે. તેમજ બન્નેનાં જીવનના વિવિધ પ્રસંગોનાં સૌમ્ય દર્શાવતા સુંદર ફોટાઓ અને ઉપદેશામૃતો સર્વ કોઇને આકર્ષે છે. તેના ધ્રીરંગી મુખપૃષ્ઠ પર મહાત્માજી તથા ઇશુની આકૃતિ અને કનુ દેસાઈની કલાકૃતિ તેમજ કુમાર પ્રિન્ટરીની કલાત્મક છપાઇ આકર્ષક છે. છતાં કિંમત ચાર આના.

**કુલ્કાર:** ગુજરાતના સુપ્રસિદ્ધ લેખક શ. ચુનીલાલ વર્ધમાન શાહની કસાવલી કલમથી લખાયલી છ સુંદર નવલિકાઓનો સુંદર સંગ્રહ છે. ૮૦ પૃ. છતાં કિં ચાર આના.

**"ઓળીઆની આરસી":** વિવિધ પ્રકારની હાસ્યરસિક આક્ષેપયોગી તથા સામાજીક વાર્તાઓનો સંગ્રહ લેખક 'અગ્નિકુમાર' જાણિતા ચિત્રકાર શ. રવિશંકર રાવળની પ્રેરણાથી દોરાયલું કુમાર પ્રિન્ટરીએ છાપેલું મુખપૃષ્ઠ. કિંમત બાર આના.

**ભગતસિંહ કોણ ?** સરદાર ભગતસિંહ તથા લાહોર કાવત્રા કેસની વિગત દર્શાવનારૂં પુસ્તક. કાવત્રાની ઉત્પત્તિ. તેનો ઇતિહાસ. બરકોર્ટમાં ભગતસિંહ વગેરેની જુબાની, તેમના પિતા એ, દેશનેતાઓએ કરાંચી મહાસભામા અર્પણ કરેલી અંજલી વગેરે ઉપરાંત સરદાર, તેમના પિતા શહીદો વગેરેના સાત સુંદર ફોટાઓ. છતાં કિં. ચાર આના.

**રાષ્ટ્રનો રણનાદ:** રાષ્ટ્રિય ગીતોનો સંગ્રહ. કિં. રૂ. ૦–૩–૦ ( આ પુસ્તક સરકારે જપ્ત કર્યું છે. )

પોસ્ટેજ જુદુ. ટીકીટ બીડો.

આ ઉપરાંત "સૌરાષ્ટ્ર," "પ્રસ્થાન," "ગાંડીવ" વગેરે રાષ્ટ્રિય સાહિત્ય સર્જવતી સંસ્થાઓનાં પુસ્તકો પણ અમારે ત્યાંથી મળશે.

| | |
|---|---|
| રતનપોળને નાકે, ગાંધીરોડ **અમદાવાદ.** | **કપીલપ્રસાદ મહાસુખભાઇ દવે** ન્યુસ એજન્ટ, બૂકસેલર એન્ડ પબ્લીશર. |

# જય ગુજરાત!

કિંવા

# અભિનવ સિદ્ધરાજ.

# પ્રકરણ ૧ લું.

## બારમો ચન્દ્રમા !

સંવત ૧૨૯૨. શ્રાવણ માસ. શુકલ પક્ષ. દશમી તિથિ. રાત્રિના આઠનો શુમાર છે. વાદળદળ ગાજે છે. વિજળીઓ ચમકે છે. પૃથ્વીપટમાં ઘોગરદમ અંધકાર જામ્યો છે. હમણાં વરસાદ તુટી પડશે એવાં તમામ ચિહ્‌ન જણાય છે.

એવે સમયે ધવલગૃહ (અથવા ધોળકા) નાં ભવ્ય અને વિશાળ રાજમહેલમાંથી બે જણ બહાર નીસર્યા. વિજળીના ચમકારામાં જોનાર કહી શકે કે, તે બે રાજકુમાર છે; કેમકે તેણે મુખમલના રાજવંશી પોષાક પહેરેલા છે. માથે સોનેરી કિનારના સાફા બાંધ્યા છે. બન્ને લગભગ સરખી વયના પહેલી પચ્ચીશીની અંદરના જુવાનજોધ છે.

એ બેએ મહેલના ચોગાનનો ઝાંપો વટાવી જરાક આગળ પગલાં ભર્યાં કે, વિજળીનો એક લીસોટો વાદળાંમાંથી જમીન તરફ ધસી અલોપ થઇ ગયો. આગળ ચાલતા રાજકુમારને એ જોઇને સળવળાટ થયો.

"વીશળ, આ તો હું ન સાખું !"

"શું ન સાંખો, વીરમ ભાઇ ? શું મેં તમારૂં કાંઇ અપમાન કર્યું ?"

"તું અક્કલનો ઓથમીર છે ! તારી વાત ક્યાં છે—?"

પુનઃ વિજળીનો ચમકાર થયો અને પોતાનું વાક્ય અધૂરૂં રાખી, કમ્મરમાંથી તલવાર કાઢી, એ રાજકુમારે, કૂદકો મારી હાથવતી તલવારનો ઘા કર્યો.

"આહ્ ! એ શું કરો છો ?" બીજા રાજકુમારે પુછ્યું.

"એટલું નથી સમજતો ?" પહેલા રાજકુમારે તેને ઠપકો આપતી ઢબે સવાલ કર્યો: "વિજળીને હું બસ મારી જ નાંખવાનો !"

"વિજળી કઇ વળી ? અહીં તો કોઇ ઉભેલું દેખાતું નથી !"

"આકાશમાંની વિજળી ! એ હ્–આ..." ફરીથી વિજળીનો ચમકાર થયો. તેનાપર તલવાર વીંઝી જોરથી ઘા કરવા જતાં તેણે પોતાના કાર્યનું કારણ સમજાવ્યું.

"હં. હં તમે કેમ કુદ્યા એ હવે સમજાયું ! વાહ અક્કલ !" બીજો રાજકુમાર ખડખડાટ હસવા મંડયો.

એના હસવા પર ધ્યાન ન આપતાં પહેલા રાજકુમારે તો વીજચમકારાઓ પર અનેક નિરર્થક ઘા કરવા ચાલુ રાખ્યા અને અનેકવાર ફાવટ ન આવતાં ક્રોધ અને નિરાશાથી હોઠ કરડયા.

"વીરમ ભાઈ, હું એમ પૂછું છું કે, વિજળીનો ગુન્હો શો છે કે, આમ તેના પર તમારે ઘા કરવા પડે છે ?"

"ગુન્હો ?! 'ઉગતા શત્રુનો મૂળમાંથી નાશ કરી નાંખવો' એવું ગુરૂરાજ સોમેશ્વર પંડિતે કાલે કહ્યું હતું તે ભૂલી ગયો ?..."

"હં. વિજળી, ઉગતો શત્રુ !!......"

"આકાશમાંથી સરસર કરતી આવીને વિજળી અચિંતી ધબ્બ મારા મસ્તકે પડે અને મારો નાશ કરી

નાંખે એ શું બાયલાની માફક મારે સાંખવું રહ્યું ? નહીં, નહીં, મારો નાશ તે કરે તે પહેલાં મારે જ શા માટે તેના બાર ન વગાડવા ? ! ”

“ બડા વીજબહાદુર ! ચાલો, ચાલો, હવે ઝટ જઇએ—નહીંતર વરસાદ તુટી પડશે !”

“ મારી પ્રતિજ્ઞા પૂરી કર્યા વિના તો ન આવું.”

એક નહીં—બે નહીં—અનેક એવા ચમકારાઓ થયા કર્યા અને અનેકવાર વીરમદેવે તલવારના વ્યર્થ ઘા કર્યા.

એ સમયના ગુજરાતના મહામંડલેશ્વર રાણા વીરધવલનાં આ બે રત્નો. વીજબહાદુરનું નામ વીરમદેવ છે. બીજાનું નામ વીશળદેવ છે. બન્નેની પ્રકૃતિમાં આસ્માન જમીનનો ફેર છે. પ્રતીતિ વિજળીનો પ્રસંગ. તલવારથી વિજળી વીંધવા મથનારને કેવો કહેવો ? એની બુદ્ધિનું માપ એથી અંકાય છે !

વિજળીને મારી નાંખવાની પ્રતિજ્ઞા લેનાર તેમાં ક્યારે સફળ થાત એ તો પરમાત્મા જાણે; પણ વીશળદેવને વીરમદેવનું આ બુદ્ધિપ્રદર્શન ન ગમ્યું. તેને કેવી રીતે હવે અટકાવવો એનો વિચાર વીશળદેવ મનમાં ને મનમાં કરતો રહ્યો; એટલામાં વીરમદેવ અંધારામાં પટકાઇ પડયો !

“ જોયું, અવિચારીપણે હામ ભીડનારની આ દશા થાય ! ” વીશળદેવે તેની પાસે ધસી જઇ તેને ઉઠાડવા યત્ન કરતાં કહ્યું: “ પગમાં ક્યાંયે વાગ્યું તો નથી ને ? ”

“ વાગે શું વળી ? ”

“ એકાદ પથ્થર બથ્થર !—”

“ વાગ્યો, વાગ્યો હવે ! મને જો પત્થર વાગે ને તો તેના સત્તર ટુકડા કરી નાંખું, સત્તર ! એવા પથ્થર તે મારી આગળ કોણ માત્ર ? ”

" આ તમારી લાહેરી મને નથી ગમતી ! "

" તો પડતી મૂક એ વાત ! અને પડ તારે રસ્તે, સમજ્યો ? "

" તમે નથી આવતા ? "

" ના. હું જાણું છું ને ? મારે ને તારે બારમો ચન્દ્રમા જ છે ! "

" ઠી...ઈ...ક ! " એમ કહી વીશળદેવ ત્યાંથી ચાલ્યો ગયો. મૂશળધાર ઝાપટું તેજ વખતે પડયું.

બીજા દિવસે, શ્રાવણી એકાદશીને દિવસે ધોળકા નગરીની સીમમાં મોટો મેળો ભરાયો. પ્રતિવર્ષ એ મોટું પર્વ ગણાતું. દૂર દૂરથી લોક ત્યાં આવતા અને દાનધર્મ દેવદર્શન વગેરે કરી પોતાનું પરલોકહિત સાધતા.

એક વિશાળ વૃક્ષ એ સીમમાં બીજાં વૃક્ષોથી અલગ રીતે ઝુકી રહ્યું હતું. આ વૃક્ષ આગળ ખૂબ લોકસંખ્યાનો જમાવ થયો હતો. એ વૃક્ષનો મહિમા એ દિવસે દર સાલ વધી જતો. ધાર્મિક જનવૃંદ યથાશક્તિ તેની નીચે ૧૦૮ વસ્તુઓ મૂકે. કોઇ સોપારી મૂકે; કોઇ ફળ મૂકે; દમડા મૂકે; અથવા કોઇ સુવર્ણમુદ્રાઓ કે હીરા, મોતી, રત્ન જે કાંઇ પોતાને દેવદીધેલ સંપત્તિ હોય તે મુજબ દેવસેવા તરીકે તે ઝાડ નીચે મૂકે.

ખેમચંદ નામે એક વણિક એ સમયે ધોળકા નગરીમાં પૈસાદાર આસામી ગણાતો. આજ તે વૃક્ષપૂજા કરવા પોતાનાં સગાંસહોદરો સાથે ભારે ઠાઠમાઠથી આવ્યો છે. વૃક્ષ પાસે એક પૂજારી મહારાજ બેઠેલા છે. તે સર્વને યથાવિધિ પૂજા કરાવે છે. ખેમચંદની પૂજા લગભગ પૂરી થવા આવી છે. હવે ફક્ત તેને ૧૦૮ વસ્તુઓ મૂકવાની બાકી રહી છે. એ શું મૂકશે, એ જાણવાની

જીજ્ઞાસા યોગરદમ એકઠાં થયેલાને થઇ રહી છે. તેવામાં લોકના ટોળામાંથી બૂમ પડી: "દૂર હટો, દૂર હટો, મહારાજકુમાર વીરમદેવને પૂજા માટે માગ આપો."

સૌ ચમકયા. વીરમદેવ કેવી પ્રકૃતિનો હતો એ, જેમ આ કથાના વાચકોએ વિજળીના પ્રસંગથી જાણ્યું છે, તેમ આખી ધોળકા નગરી જાણુતી. વીરમનું નામ સાંભળતાં, બાળકને ધવરાવતી માતાઓ બાળકને કેડે લઈ સફાળી દૂર ખસી જતી; નિર્દોષ આનંદ અને મોજ કરનારાઓનાં અંતઃકરણમાં ફ્રાશકા પડતા. સૌનાં સર્વ કામ થંભી જતાં. આ પ્રસંગે પણ તેમજ બન્યું. લોકો એકદમ દૂર હટી ગયા. ઝાડ આગળ જવાના માર્ગની વચમાં એક છોકરૂં સરખું પણ રહ્યુ નહી. વીરમદેવનું નામ સાંભળતાં વણિક ખેમચંદ પણ ઝટ ઝાડ આગળથી આઘો ખસી ગયો.

રાજકુમારની સ્વારી પૂજા કરવા ઝાડ પાસે પધારી.

"આવો, નોંધારાના આધાર, ધવલનગરીના ભાવી ધણી, પ્રભુપૂજનનો લ્હાવ લેવા પધારો" એમ અર્ધ હસિત મુખથી બોલતો પૂજારી વીરમદેવને આવકાર આપવા આગળ ધસ્યો.

વીરમ પોતાની સ્તુતિથી જરાક હસ્યો; આસપાસ નજર કરવા લાગ્યો. જેટજેટલાં પર એની નજર પડી તે તમામે ઝુકી ઝુકીને એને નમન કર્યું.

"ઓહો! ઠીક મેદની ભરાઇ છે!" એમ સહજ ટીકા કરી રાજકુમારે પૂજારીને કહ્યું: "મને કાંઇ ઉતાવળ નથી. તમે જેને પૂજા કરાવતા હો તેને પૂજા કરાવવી ચાલુ રાખો.'

વણિક ખેમચંદના હૃદયમાં પૂજારીની માફક જ આ ઉદ્‌ગારો સાંભળતાં કંઇક ટાઢક થઇ. રાજકુમારને સારૂં લગાડવાને જરાક આગળ આવીને તે બોલ્યો: "બાપુ, બીજા

કોઈની પૂજા હવે બાકી નથી. હં. આ તો જરા મારા તરફની પૂજાનો વિધિ બાકી રહેલો છે; પણ એ પછીથી થશે. આપ પહેલાં પૂજા કરી લ્યો."

"એ કોણ છે?" વીરમે પૂજારીને પૂછ્યું.

"પ્રતિષ્ઠાવાન વણિક મહાજન છે, કૃપાળુ! એમનું નામ ખેમચંદ શેઠ."

"એમ? માણસ વિવેકી લાગે છે. વારુ; આપણું પૂજનકાર્ય શરૂ કરો."

કીંમતી વસ્ત્રની જાજમ ઝાડ નીચે બિછાવી દેવાઇ અને વીરમદેવને પૂજારીએ પૂજા કરાવવા માંડી. સૌ લોક કૌતકથી એ પૂજા જોઇ રહ્યા. વસ્તુઓ મૂકવાની વેળા થઇ. વીરમદેવે ૧૦૮ દમડા ઝાડ નીચે મૂકયા.

"ખેમચંદ શેઠ, તમે પણ માંહ્ય માંહ્યથી અત્તર ઘડીજ તમારી વસ્તુઓ મેલી દો ને?" પૂજારીએ રાજકુમાર અને ખેમચંદનો વધારે સારો મેળ સાધી આપવા નિખાલસ દિલથી કહ્યું: "કેમ, દયાનિધિ! આપને એમાં કાંઈ વાંધો નથી ને? ફક્ત એટલોજ વિધ એ શેઠજીનો બાકી રહ્યો છે."

"હા. ભલે એમની વસ્તુઓ એ મૂકે. મને એમાં શો વાંધો હોય?" વીરમદેવે કહ્યું. વણિક આગળ આવ્યો અને પોતાની કેડે ખોસેલી મોતીમઢેલ મુખમલની કોથળી છોડીને તેમાંથી તેણે ૧૦૮ મોતી ગણીને ઝાડ નીચે મૂકયાં.

"કલ્યાણું ભવતુ! શુભં ભ—વ—"

"સબૂર!" વીરમદેવ એકદમ ઉભો થઇ ત્રાડી ઉઠયો અને વણિકના મોં સરસું પોતાનું મોં લઇ જઇને બોલ્યો: "તને શરમ નથી આવતી? ડોકરા!—"

"બાપુ, શા માટે એમ કહો છો? હું તો તમારો પ્રજાજન છું."

"માટેજ હું તને ધિઃક્કાર છું. બેશરમી વાણીઆ!"

"પણ......"

"પણ શું? આ મોતી મૂકતાં તને બિલકુલ લાજ ન આવી? મારા કરતાં શું તું વધી જાય? મેં દમડા મૂકયા અને તું મોતી મૂકનાર કોણ માત્ર?"

વીરમદેવના ક્રોધનું કારણ આસપાસના સૌને હવે સમજાયું. જરૂર એમચંદનું આવી બન્યું એવી દહેશત સૌના મનમાં ઉત્પન્ન થઇ.

"મહારાજ...મહારાજ...શાન્ત થાઓ." પૂજારી વિનતિ કરવા લાગ્યો.

"શાન્ત થાઉં? નહીં. મારૂં અપમાન મારી પ્રજામાંનો કોઇજ ન કરી શકે. એણે મોતી મૂકયાંજ કેમ?"

"મહારાજ, એમાં આપના અપમાનનો મુદ્દલે હેતુ ન હતો." વણિકે થરથરતાં થરથરતાં જવાબ દીધો.

"જુઠ્ઠા! પાજી! તારૂં મોત આવ્યું સમજ!" એમ કહી વીરમદેવે મ્યાનમાંથી તલવાર બહાર કાઢી.

આસપાસ તેના સામંતો ઉભા હતા. એમણે "હાં હાં બાપુ, એમ ન કરો" એમ કહેતાં કહેતાં એને રોકવા માંડયો; પણ ક્રોધથી ધૂંધવાયલો એ શેનો રોકાય?

વીરમ અને તેના સામંતોની રકઝક દરમ્યાન ચતુર વણિક, લાગ સાધી, જીવ બચાવવા ગીરદીમાં ઘુસ્યો અને ધોતીઆની છુટી જતી કાછડીપાટલી સંભાળતો, નસાય તેમ નાસવા મંડયો. એને નાસતો જોઇ કુમાર એની પૂઠે દોડયો. હાહાકાર મચી રહ્યો.

દાનશીલ વણિક પર ધર્મ કરતાં ધાડ આવી છે. ભોળાભાવથી પોતાની શક્તિ મુજબ દાન કરનાર એક પ્રજાજન પર અકારણ રૂઠેલો આ રાજવંશી જુવાન, શું વૃદ્ધવણિકને મારી નાંખશે?

એક હરણની પૂંઠે જેમ એક વિકાળ વાઘ પડે, એક ઉંદરની પાછળ જેમ એક રાની બિલાડો ધસે અને એક તેતર પર શકરો બાજ ચિલઝડપ લગાવવા મથે, તેમ વણિક એમચંદની પાછળ વીરમદેવ રાજકુમાર ધોળકાની સીમમાં ખુલ્લી તલવારે દોડે છે અને તે બેની પાછળ વીરમદેવના સામંતો અને બીજા લોકો કુતુહલ વૃત્તને ખાતર પડયા છે.

વણિક નાસતો નાસતો નગરના દરવાજામાં પેઠો અને છુપાઇ જવા માટે કોઇ અનુકુળ સ્થળ શોધવા લાગ્યો. એક જૈન દહેરૂં થોડેક દૂર તેના જોવામાં આવ્યું. તે જોતાંજ એને અચાનક કાઈક વાતનું સ્મરણ થયું તેથી આ ભયભરેલા જીવસટોસટ સંજોગમાંથી બચવા સમયસૂચકતા વાપરીને તે દહેરામાં ધુસ્યો અને કમાડ પાછળ છુપાઈ ગયો. એ દહેરામાં તે વખતે ઘણાઓની અવર જવર થતી હતી. એક જૈન સાધુની નજર તેના પર પડી. વણિક ખૂબ હાંફતો હતો. તેને એ સ્થિતિમાં અને વળી કમાડ પાછળ છુપાયલો જોઈ સાધુએ પૂછયું: "શું છે? કેમ ગભરાયલા દેખાઓ છો? બારણા પાછળ શા માટે સંતાઈ ગયા?"

ત્રુટક ત્રુટક વાકયોમાં વણિકે હાંફતાં હાંફતાં જવાબ દીધો: "કુમાર વીરમ ઉઘાડી તલવારે મારી પાછળ પડયો છે. એ જરૂર મને મારી નાંખશે; માટે અહીં છુપાયો છું."

"કોણ કુમાર વીરમ? એ ઘણો ઉદ્ધત છે. વીરાળદેવ એવું ન કરે—"

"અરે, સાંભળો, સાંભળો," વણિકે કહ્યું: "એની બૂમો સંભળાય છે? સાધુ મહારાજ! રાણાજીના પ્રતિબંધનો હુકમ એને યાદ દેવરાવી અહીંથી આઘો કાઢો. હું તમારો ઉપકાર નહીં ભૂલું."

સાધુને કાંઇક યાદ આવ્યું હોય તેમ તે બોલ્યો: "હં તમે ઠીક યાદ દેવરાવી. હું તમને બચાવીશ પણ એમાં કાંઇ ઉપકાર જેવું નથી. અમારા ધર્મના રક્ષણનું એ પગલું છે."

તે સાધુ દહેરાના પગથીઆં ઉતરવા લાગ્યો. એણે જોયું કે–વીરમદેવ ધુંવાંપુંવાં થઇને દહેરામાંથી બહાર નીકળતા જૈનોને કહેતો હતો કે–"ખેમચંદને બહાર કાઢો; નહીંતર હું અહીં જોયા જેવું કરીશ."

સાધુ મક્કમ પગલે તેની પાસે ગયો અને બોલ્યો: "જૈન ધર્મના મહામંત્રીશ્વર વસ્તુપાળના અને સર્વ ધર્મ પ્રત્યે સમાનતાથી જોનાર ન્યાયી રાણા વીરધવળના અમલમાં આ દેરાસર આગળ ધાંધળ મચાવનાર તું કોણ છે, અને શા માટે આ બધા લોકોને અહીં એકઠા કરી રહ્યો છે?"

"મને પૂછવાનો અધિકાર ન હોય એવાઓને હું જવાબ દેતો નથી."

"લફંગાઓને સારે માર્ગે જવાની શિખામણ દેવાનો અધિકાર એક બાળકને પણ હોય છે—"

"ચૂપ! નહીંતર?—"

"નહીંતર શું? કુમાર વીરમ, તારા પિતાજીનો હુકમ ભૂલી ગયો કે શું? જૈન દેરાસરમાં તારે પગ મૂકવો નહીં; તેમાંનાં કોઇને હેરાન કરવાં નહીં અને તેની નજદીકમાં જરાકે ધાંધલ કરવું નહીં એવો તને ચોખ્ખો હુકમ કર-

વામાં આવેલો છે. આખું ગુજરાત એ જાણે છે. માટે છાનોમાનો અહીંથી ચાલ્યો જા, સમજ્યો ?"

સાધુએ સુણાવેલો હુકમ સાચો હતો. વીરમને જૈનો સાથે અણબનાવ રહેતો; તેથી રાણા વીરધવળે તેને કેટલાક વખતથી ઉપર મુજબ ખુલ્લી આજ્ઞા કરી હતી અને તેનું ઉલ્લંઘન થશે તો સામાન્ય પ્રજાની માફકજ વીરમનો ઇન્સાફ કરીને સખ્ત સજા કરવામાં આવશે એવી ચેતવણી આપેલી હતી. આ હુકમની યાદ જ્યાં વીરમને અપાઇ કે તે ઢીલો પડી ગયો. સહેજ ધીરા સ્વરે તેણે જવાબ દીધો: "હું કાંઈ ધાંધલ કરવા અહીં આવ્યો નથી. જેણે મારૂં અપમાન કર્યું છે તેને આ દહેરામાંથી બહાર કાઢો એટલે બસ."

"એ તો બહાર નહીં આવે."

"તો હું અહીંથી એક ડગલું પણ ખસીશ નહીં. આ બેઠો અહીં પગથીઆ ઉપર ! જોઉં છું કે–ક્યાં સુધી તે અંદર ભરાઇ રહે છે ?" આમ કહીને તે પગથીઆ ઉપર બેઠો.

જૈન સાધુના દિલમાં ગુંચવણ ઉભી થઇ. વણિકને બચાવવાની તેને તીવ્ર ઈચ્છા ઉત્પન્ન થઇ હતી. વીરમને તેના પિતાના હુકમની યાદ આપતાં તે ચાલ્યો જશે, એમ સાધુનું માનવું હતું પણ એ તો અડ્ડો જમાવીને બેઠો ! હવે વણિકને શી રીતે બચાવાય ? સાધુને એક યુક્તિ સુઝી. તેથી તે પાછો દેરાસરની અંદર ગયો; અને વણિકને હિમ્મત આપતાં તેણે કહ્યું: "કુમાર પગથીઆં પર બેસી રહ્યો છે; માટે આવો મારી સાથે; હું તમને પાછલે બારણેથી બહાર જવાની ગોઠવણ કરી આપું છું; પણ અહીંથી નીકળીને પરભાર્યાં રાજદરબારમાં પહોંચજો અને તમારી આફતનું નિવેદન રાણાને કરી દેજો."

વણિક તેની સાથે ગયો. સાધુએ તેને દહેરાને બીજે બારણેથી બહાર કાઢયો એટલે તેનો ઉપકાર માનીને તેણે આધુંપાછું જોયા વિના જ દરબારગૃહ તરફ દોટ મૂકી.

તે દહેરાથી જરાક દૂર ગયો કે, પાછળથી તેને કોલાહલ સંભળાયો. પાછું વાળીને જોતાં તેને માલુમ પડયું કે—"એજ—એજ—કાળસરીખો તેનો દુશ્મન કુમાર વીરમ તેની પાછળ દોડયો આવતો હતો." ખૂબ બળ વાપરીને વણિકે દોડવા માડયું. દરબારગૃહની લગભગ તે પહોંચ્યો એટલામાં એક ગલીમાંથી નીકળતા બે યુવકોમાંના એકની સાથે તે અથડાઇ પડયો !

"જરાક તો જો, ભાઈ? ધોળે દહાડે પણ આમ કેમ?" જેની સાથે તે અથડાયો હતો તેણે તેને પ્રશ્નો કર્યો.

"ભૂલ થઇ, ભાઇ" તેણે જવાબ વાળ્યો.

એટલામાં બીજા યુવકની નજર, વણિકની પાછળ ધસ્યો આવતા વીરમ તરફ પડી. તે બોલી ઉઠયો: "આ.શું? વીરમભાઇએ આતતાયી જેવું રૂપ કેમ ધારણ કર્યું છે?" તેણે વણિક તરફ દૃષ્ટિપાત કર્યો.

વણિક તે યુવકને કયારનોયે ઓળખી ગયો હતો. તેની પાસે જઇ જમીનપર બેસી જઈ તેના પગ ઝાલી તેણે કહ્યું: "વીશળકુમાર ! મને બચાવો. મને મારી નાંખવા તમારા ભાઇ દોડતા આવે છે!"

"નાગેશ્વર !" સાથેના યુવકને સંબોધીને વીશળદેવે કહ્યું: "આ શરણાંગતને સંભાળ. દરમ્યાન હું એ દુર્વાસા—સ્વરૂપને શાન્ત પાડવા કોશિષ કરૂં છું."

વીશળદેવના જોડીદારે વણિકનો હાથ ઝાલ્યો; તેને ઉઠાડયો; અને પોતાની બાજુમાં ઉભો રાખી, પોતાનો એક હાથ પોતાની કમ્મરપરની તલવારપર રાખ્યો.

વીરમ ઘસતો ઘસતો તેઓ કને આવ્યો કે તરતજ વીશળદેવે તેનું તલવારવાળું કાંડું પકડીને કહ્યું: "ભાઇ, આ તે કાંઇ તમારી ક્ષત્રિવટ છે? એક રાજકુમાર થઇને વૃદ્ધ પ્રજાજનને સંતાપવા તમારાથી દોડાય ખરૂં કે?"

"વળી પાછો તું મારા કામમાં આડે આવ્યો? ચાલ, હટી જા એક બાજુએ. આજ તો હું આ વાણિયાનો શિરચ્છેદ કર્યા વિના રહેવાનો નથી." આમ કહીને વીરમે વીશળને ધક્કો માર્યો; પણ તે એવો મક્કમ પગલે ઉભો હતો કે, એક તસુભાર પણ હઠયો નહીં; તેમજ તેણે તેનું કાંડું છોડયું નહીં.

વીશળદેવે કહ્યું: "એક વાણિયાપર ક્રોધ? શરમ છે તમને! બાપુજી જાણશે તો તમારા શા હાલ થશે એ જાણો છો?—"

"મને બાપુજીની પરવા—

"ચૂપ! ગમે તેમ બકવાદ ન કરો." વીશળદેવે કહ્યું: "તમે શું બોલો છો તેનું તમને જરાકે ભાન નથી."

"વીશળદેવ બાપુ!" વણિકે કરગરતે સાદે કહ્યું: "કૃપા કરીને મને દરબારમાં પહોંચાડો. દયાળુ મહારાણા પાસે હુ મારો ન્યાય કરાવવા માગું છું."

"મહારાણા પાસે જવું છે!" વીરમદેવે બૂમ મારી પ્રશ્ન કર્યો: "જો વીશળ, એને બાપુજી પાસે મોકલ્યો છે તો તારી વાત તું જાણીશ."

"એ ન્યાય માગે છે" વીશળદેવે મક્કમતાથી કહ્યું: "એને ન્યાય મળવો જ જોઇએ." તેણે વીરમદેવને બળપૂર્વક પકડી રાખીને પોતાના જોડીદાર તરફ વળીને કહ્યું: "મિત્ર નાગેશ્વર! આ શેઠજીને પિતાજી પાસે પહોંચાડી આવ—"

"નાગેશ્વર !" વીરમે કહ્યું: "યાદ રાખજે કે-જો વીશળનું આ કહેવું તું માનીશ તો આજથી હું તને મારો કટ્ટો શત્રુ ગણીશ; એટલુંજ નહીં પણ તારો જાન લઇશ."

"હં: હં: "નાગેશ્વરે હસતાં હસતાં જવાબ વાળ્યો: "બિનહથીઆર વણિક ઉપર જુલ્મ ગુજારવા મથનાર રજપૂતની બહાદરીથી આ નાગર અજાણ્યો નથી, નામદાર !"

"તું મારી હાંસી કરે છે ?" વીરમદેવે પૂછ્યું. ત તેના તરફ ધસવા ગયો પણ વીશળદેવે તેને રોકી રાખી, નાગેશ્વરને કહ્યું: "જીભાજોડીમાં વખત નહીં ગુમાવ. એ વણિક ગૃહસ્થને દરબારમાં ઝટ લઇ જા."

નાગેશ્વર ખેમચંદને લઇને દરબારગૃહ તરફ ચાલ્યો એટલે વીરમદેવે વીશળદેવને કહ્યું: "મારા બીજા કામમાં તું આડે આવ્યો માટે મને દ્વન્દ્વ-યુદ્ધનો સમય આપ."

"જાઓ, જાઓ," વીશળદેવે કહ્યું: "તમે તો શુદ્ધ સાન ગુમાવી દીધી લાગે છે ! શું ભાઈ ભાઈ વચ્ચે દ્વન્દ્વ-યુદ્ધ થાય ?"

"બેશક."

"નહી. જો ઈચ્છા હોય તો તલવારથી આ પળે મારૂં માથું કાપી નાંખો. તમારો ક્રોધ શમાવવા મારૂં બલિદાન દેવા હું તૈયાર છું." વીશળદેવે આમ કહીનો તેનો હાથ મૂકી દીધો અને પોતાની કમ્મરેથી તલવાર છોડીને તેણે જમીનપર નાંખી દીધી.

વીરમ ઝાંખો પડી ગયો-આભો બની ગયો. પોતે અવિચારી બન્યો હતો એ તેને આ તકે સમજાયું. નીચું જોઇ રહીને પોતાની તલવારથી જમીન ખોતરતો તે ત્રુટક સ્વરે બોલ્યો: "હું...હું...તને મારવા માગતો નથી

પણ...તું...તું લડવા ન માગતો હોય તો તારો સાથીદાર મારી માથે લડે..."

"કોણ નાગેશ્વર?"

"હા. તેણે મારી હાંસી કરી છે. મારી મરજી વિરૂદ્ધ વણિકને દરબારમાં લઇ જઈ તેણે મારૂં અપમાન કર્યું છે. તેણે મારી સાથે દ્વન્દ્વ-યુદ્ધ કરવુંજ જોઇશે."

"કબૂલ છે" વીશળદેવે કહ્યું: "સમય અને સ્થળ મને જણાવજો અને તમારા સાથીદાર તરીકે કોઇને નક્કી કરી સાથે લેતા આવજો."

"મારો સાથીદાર તું—"

"ના. હું તેનો સાથીદાર."

"વારૂ; હું બીજા કોઇને શોધી લાવીશ. સમય અને અને સ્થળ સાભળી લે. રાતના ૯ વાગે મલાવ તળાવ ને આરે."

"કબૂલ" વીશળદેવે કહ્યું: "હવે એ વાત પડતી મૂકો અને ચાલો દરબારમાં! વણિક શું કહે છે અને શા માટે તમારે તેનાપર ક્રોધ કરવો પડયો એ ત્યાં જણાશે અને તેનો ઈન્સાફ પિતાજી કેવો કરે છે, તે જાણી શકાશે."

વીરમે વીશળદેવની તલવાર જમીનપરથી ઉઠાવીને તેને આપતાં કહ્યું: "બોલ્યું ચાલ્યું માફ કરજે. લે તારી આ તલવાર."

"સન્મતિ માટે આભાર" વીશળદેવે ટૂંકમાં પતવી તલવાર લીધી. વીરમે પોતાની તલવાર મ્યાન કરી અને તેઓ બન્ને દરબારગૃહમાં ગયા. જતાં જતાં રસ્તામાં વીશળદેવના પૂછવાથી વીરમદેવે વણિક ઉપર પોતાને ગુસ્સે થવાનું કારણ કહી સંભળાવ્યું.

એ સાંભળતાં જ વીશળદેવના મોં ઉપર નિરાશા છવાઈ ગઇ. વીરમદેવે તે જોઇ; અને ટીકા કરી: "હું જાણું છું

ને ? મારાં કામ તને પસંદ નહીંજ પડવાનાં ! મારે ને તારે બારમો ચન્દ્રમા જ છે. ”

વીશળદેવે કાંઇ જવાબ દીધો નહીં.

તેઓ દરબારમાં દાખલ થયા. પોતપોતાની જગ્યાઓએ જ્યાં તેઓ બેસવા જાય છે કે તરતજ સિંહાસનરૂઢ ગુર્જરેશ્વરનો ક્રોધભર્યો સ્વર સંભળાયોઃ

“ વીશળ એના આસને ભલે બેસે; પણ વીરમે ગુન્હેગાર તરીકે મારી સામે ઉભા રહેવું. ”

“ શું હું ગુન્હેગાર ? ” વીરમદેવે પ્રશ્ન કર્યો.

“ નાદાન છોકરા ! ” રાણા વીરધવળે તીવ્ર સ્વરે કહ્યુંઃ “ તેં આ રાજ્યનો કદી માફ ન થઈ શકે એવો ગુન્હો કર્યો છે. આ વણિક સજ્જનની તમામ હકીકત મેં સાંભળી છે અને એ સાંભળ્યા બાદ તારા ઉપર મને અત્યંત તિરસ્કાર છૂટયો છે. મૂર્ખ ! દાન કરવામાં આ વાણીઓ તારાથી આગળ વધ્યો એમાં તને શેની અદેખાઈ આવી ? તારાંમાં છત હોત તો તું બેલાશક ૧૦૮ શું; તેથી બમણાં રત્ન દાન કરી શકયો હોત ? જેની જેવી શક્તિ તેવું દાન તે કરી શકે. આમાં અદેખાઇ શા માટે કરવી પડે ?—”

“ પણ બાપુજી ! એક રાજકુમાર સામે એક વાણીઓ” વીરમે બચાવ કરવા માંડયો.

“ વાણીઓ ? વાણીઓ એટલે મારે મન શું છે તે તું જાણે છે ? ” વીરધવળે કહ્યુંઃ “ વાણીઓ મારો જંગમ કોષ છે. મારૂં રાજ્ય વાણીઆથી શોભે છે. મારા રાજ્યના વાણીઆઓને મારી હયાતીમાં કોઇથી રજમાત્ર દૂભવી શકાશે નહી. અને આજના પવિત્ર દિવસે, વીરમ ! તેં મૂર્ખાઇ કરીને એક વાણીઆંને સતાવ્યો છે તેથી મારો ગુસ્સો ઘણોજ વધી ગયો છે. ગુજરાતમાં અગાઉ મહારાણી મીનલદેવીના સમયમાં ધવલગૃહમાં મલાવ તળાવનો ન્યાય અમ્મર થઇ

ગયો છે. આજ હું તેજ શહેરમાં બીજો અમ્મર ન્યાય કરૂં છું. તું મારો પુત્ર છે. સગપણનો સંબંધ હું આ સિંહાસનેથી વિસરી જઉં છું. તેં વાણીઆની અન્યાયી અદેખાઈ કરી છે. તેને મારી નાંખવા યત્ન કર્યો છે. તારા જેવા ઉદ્ધત અવિચારીને હાથે મારી રાંકડી પ્રજાના બૂરા હાલહવાલ જ થાય. તને અહીં રાખવામાં જોખમ છે. તેથી હું તને ફરમાવું છું કે, આજ મધ્યરાત્રિએ તારે આ શહેર છોડીને ચાલ્યા જવું. જા, તારૂં મોં કાળું કર. મારા દરબારમાં તું કદી આવીશ નહીં."

એક ટાંકણી પડે તોયે સંભળાય એટલી નિરવતા દરબારમાં પ્રસરી રહી. ગુર્જરેશ્વરનો પુન્યપ્રકોપ જોતાં દરબારમાંનો કોઇ પણ, કાંઇ બોલી શકયો નહીં. મંત્રીશ્વર વસ્તુપાળ, રાજગુરૂ સોમેશ્વર, અન્ય અમલદારો, સભામાં વિરાજીત અનેક કવીશ્વરો અને વિદ્વાનો સૌની ચૂપકીદી વચ્ચે કુમાર વીરમદેવ એક પણ શબ્દ બોલ્યા વગર દરબારમાંથી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૨ જું.

## વીરમગામનો ગરાસ.

વીરધવળના દરબારમાંથી કુમાર વીરમદેવને તેની ઉચ્છૃંખલતાને લીધે ક્રોધથી રાણાએ કાઢી મૂક્યો તે વખતે ત્યાં અભંગ શાન્તિ પ્રસરી રહી. રાણાએ પોતાના પુત્રનો વાંક જોઇને તેને શિક્ષા કરવામાં લગીરે પક્ષપાત કર્યો નહીં, તેથી સૌનાં ચિત્ત પ્રસન્ન થયાં; રાણાના ઉજ્જવલ ન્યાય માટે સર્વને માન ઉપજ્યું, પરંતુ વીરમદેવ પ્રત્યે દયાની લાગણી ઘણાના મનમાં ઉદ્ભવી. ગમે તેમ પણ તે એક રાજપુત્ર છે; જેથી તેનાપર હવે રાણો દયાભાવ રાખીને તેનું આજ સુધીનું વીતેલું વૈભવી જીવન તેને પુનઃ ભોગવવા દે, તો ઘણું સારૂં–એવી લાગણી દરબારમાંના જે કેટલાકને થઇ તે જાહેર રીતે વ્યક્ત કરનાર સૌથી પહેલા અગ્રેસર રાજગુરૂ સોમેશ્વરદેવ થયા. વીરધવળના ક્રોધ વખતે જો કોઇ પણ તેને કાંઇ કહી શકે તો તે બે વ્યક્તિઓજ તેના દરબારમાં હતીઃ–(૧) રાણાની બાલ્યાવસ્થામાં એને સદ્દશિક્ષણ આપનાર રાજગુરૂ સોમેશ્વરદેવ અને (૨) રાણાના હિતમાં સદાયે તત્પર રહેનાર પરાક્રમી સચીવ વસ્તુપાળ.

વિદ્યા અને બુદ્ધિના ભંડારસમા સોમેશ્વરદેવે પોતાના આસનેથી ઉઠી કહ્યું: "રાજેન્દ્ર ! આજના બનાવમાં એક સુદક્ષ અને પરમ પ્રજાવત્સલ ભૂપતિસમા

આપ દીપ્યા છો. ન્યાય તોળતાં સગપણના બંધનને લવલેશ પણ આડું આવવા ન દે, એવા નૃપેન્દ્રો ભૂમિતલમાં આજ કોઈજ નથી, પરંતુ આપ એકલાજ છો, એમ કહું તો અતિશયોક્તિ નથી. એક બાજુ પ્રાણ બચાવવા મથતા આ કંપતા થરથરતાં વણિકને મેં જોયો અને બીજી બાજુ ક્રોધથી ફુંફાડા મારતા રાજપુત્રને જોયો ત્યારથીજ નિ:સંદેહ મેં માની લીધું હતું કે–રાજપુત્રને એની અવળી મતિનો ઉગ્ર દંડ આજ મળશેજ. સકળ સભાએ પણ જરૂર એમ કલ્પી લીધું હશે. મહેન્દ્ર ! આપે અમારી કલ્પના ખરી પાડી છે. न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः એ પંક્તિ સત્ય ઠરાવી છે."

આ સાંભળી મંત્રીશ્વર વસ્તુપાળે કહ્યું: "મને આજના ન્યાયથી સારંગધર પદ્ધતિનો એક શ્લોક યાદ આવે છે એ શ્લોક આ છે:—

उत्खातान्प्रतिरोपयन्कुसुमितांश्चिन्वन् लघून्वर्धयन्
अत्युच्चान्नमयन्नतान्समुदयन्विश्लेषयन्संहतान् ।
क्रूरान्कंटकिनो बहिर्निरसयन् म्लानान्पुनः सेचयन्
मालाकार इव प्रपंचचतुरो राजा चिरं नंदति ॥

સોમેશ્વર પંડિતે કહ્યું: " મારાથી તો સહસા એમ કહેવાઇ જવાય છે કે:

महाराज श्रीमन् जगति यशसा ते धवलिते
पयः पारावारं परमपुरुषोऽयं मृगयते ।

---

(ભાવાર્થ:–ઉખેડી ગયેલાને ફરી રોપતા, પુષ્પિત થયેલામાંથી કુસુમ વીણતા, નાનાને વધારતા, અતિ વધેલને નમાવતા, નમી ગયેલાને સમા કરતા, એકઠા મળી ગયેલાને જુદા પાડતા, ક્રૂર તથા કાંટાવાળાને બહાર કાઢતા અને કરમાઇ ગયેલાને ફરી પાણી સિંચતા માળીની પેઠે ચતુર રાજા ઘણા કાળ સુધી સુખ ભોગવે છે.)

कपर्दी कैलासं करिवरमभौमं कुलिशभृत्
कलानाथं राहुः कमलभवनो हंसमधुना ॥

મહારાજ ! શ્રીમન ! તમારી કીર્તિથી જગત એટલું બધું ધોળું થઇ ગયું છે કે પરમપુરૂષોત્તમ શ્રી વિષ્ણુ સમુદ્રના જળને શોધે છે; કપાલમાલા ધારણ કરતાર શ્રી શિવજી કૈલાસને શોધે છે; વજ્ર ધારણ કરનાર ઇન્દ્ર દિવ્ય હાથી ઐરાવતને, રાહુ ચન્દ્રને અને કમળના આસનવાળા બ્રહ્માજી હંસને શોધે છે પણ તે તમામ શ્વેત હોવાથી કોઇને તે જડતાં નથી ! આવી નિર્મળા શ્વેત કીર્ત્તિ પ્રસારનાર હે નરેન્દ્ર વીરધવળ ! અત્યારે એવો પ્રાતઃકાળ છે કે જેમાં સૂર્યનાં તેજસ્વી કીરણોથી ચન્દ્ર અસ્ત થઈ ગયો છે; અંધકારનો નાશ થઈ ગયો છે; તારાઓ ઝાંખા પડી ગયા છે; દીવાઓ શોભતા નથી જેમ વિનય વિનાના ઉચ્છૃંખલો આપના દરબારમાં શોભ્યા નથી તેમ ! એ આપની ઉજળી સ્થિતિમાં હું આપને પયોધિ–અંભોધિની ઉપમા આપ્યા સિવાય રહી શકતો નથી. મહાસાગરને રત્નાકર કહ્યો છે. તે અમૃતનું સ્થાનક કહેવાય છે તેમ તેનામાં વિકરાળ જળચરો અને જીવજંતુઓ પણ વસે છે; વિષ પણ તેમાં છે છતાં શેષશાયી ભગવાન શ્રીવિષ્ણુ તેમાં સમુદ્ર પુત્રી લક્ષ્મીજી સહિત ઉદારતાથી વાસ કરી રહ્યા છે; એ વિશાળ વારિનિધિ પાસેથી દૂર દૂરના આકાશપટમાંનાં વાદળાંઓ જળ લઇ પૃથ્વીપર વરસી પ્રાણીમાત્રને જીવાડે છે; એ રત્નાકરે પૂર્વે ઇન્દ્રના ભયથી કંપેલા પર્વતોને આશ્રય દીધો હતો; એ રત્નાકર સમા આપના વિશાળ અને ઉદાર હૃદયમાંથી ક્રોધનું નિવારણ કરી આપની મહાવિખ્યાત શાન્તિને આપ પુનરપિ ધારણ કરો. સમુદ્રને માઝા મૂકવી ઘટે નહી. સમુદ્રને પ્રલય–કાળ રચવો છાજે નહીં.”

પંડિત સોમેશ્વરની વાગ્ધારાથી વીરધવલના મુખપર કાંઇક શાન્તિનાં ચિન્હ જણાયાં. એ જોઇને પોતાની હરોળ-

માં બેઠેલા કવીશ્વરો તરફ સોમેશ્વરદેવે જોયું.

એક કવિ ઉઠયો અને બોલ્યો:

कुमुदवनमुपश्रि श्रीमदम्भोजखण्डं
त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।
उदयमहिमरश्मिर्याति शीतांशुरस्तं
हतविधिलसितानां ही विचित्रो विपाकः ॥[१]

બીજો એક કવિ ઉઠયો અને બોલ્યો:

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना
माविष्कृतारुणपुरः सरमन्यतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥[२]

એક ત્રીજો કવિ ઉઠયો અને બોલ્યો:

दोषाकरोऽपि कुटिलोऽपि कलंकितोऽपि
मित्रावसानसमये विहितोदयोऽपि ।

---

૧. ( ભાવાર્થ:—ચન્દ્રકમળોનું વન શોભારહિત થાય છે; સૂર્ય કમળવાળો ભાગ શોભાયુક્ત દેખાય છે; ઘુવડ આનંદ તજે છે; ચક્રવાક પક્ષી પ્રીતિવાળુ થાય છે. સૂર્ય ઉદય પામે છે અને ચન્દ્ર અસ્ત થાય છે. ઓહો! હતવિધિની ક્રીડાનું કેવું વિચિત્ર પરિણામ આવે છે! )

૨. ( ભાવાર્થ:—એક તરફ ઔષધિઓનો નાયક ચન્દ્ર અસ્તાચળના શિખર પર જાય છે—અસ્ત પામે છે; બીજી તરફ સૂર્યે પોતાના સારથિ અરૂણને આગળ કર્યો છે. આ પ્રમાણે બે તેજના એકી વખત અસ્ત અને ઉદયથી લોકો પોતાની ભિન્ન ભિન્ન દશાઓમાં જાણે નિયમિત થયા છે અને અસ્તોદયનો મહાન્ નિયમ તેમના ખ્યાલમાં આવ્યો છે. )

चन्द्रस्तथापि हरवल्लभतामुपैति
नैवाश्रितेषु गुणदोषविचारणा स्यात् ॥[१]

વીરધવળને કવિઓના આ અન્યોક્તિ–વિલાસ સાંભળી હસવું આવ્યું. તેણે કહ્યું: "કવીશ્વરો! અન્યોક્તિઓમાં અને શબ્દાર્થોમાં તમારી પ્રવીણતાને કોઇ પહોંચી શકે તેમ નથી એ ખરૂં કહેવામાં આવે છે. ગુરૂદેવે મને ખૂબ ઉપમાઓ સમર્પી દીધી. વીરમને કોઇએ ચન્દ્રની ઉપમા આપી; કોઇએ વીરધવળને અથવા મને સૂર્યની ઉપમા આપી; કોઇએ ચન્દ્રના દોષો કબૂલ્યા પણ આશ્રિતોના દોષ વિસરવા કહ્યું. તમારી અલંકારિક વાણીમાંથી ગર્ભિત રીતે એ સૂચના થાય છે કે–મારા ચૂકાદાને તમે વખાણ્યો છો; પણ તે સાથે દયાભાવ દાખવવા મને સૂચવતાં તમે વાણી વિલાસ કર્યો છે. તમારા સત્સમાગમનું ઋણ સ્વીકારી હું કદાચ તેમ કરૂં તોપણ આ વાદી વણિક શેઠની મરજી જાણ્યા વિના તો નહીંજ. મારા નિર્ણયથી એ પીડિતને સંતોષ થયો કે નહીં એ મારે જાણવું જોઇએ."

"મહારાજ!" ખેમચંદે હાથ જોડીને તરતજ કહ્યું: "આપે મને જીવતદાન દીધું છે અને કુમારથી બચાવ્યો છે, એટલુંજ મને તો ખૂબ સંતોષ આપનારૂં થઇ પડયું છે. મારે તો, કૃપાળુ, ફક્ત મારો જીવ ઉગારવો હતો. કુમારને

---

( ભાવાર્થ:–ચન્દ્ર દોષનો આકાર છે, દોષની ખાણ છે; વાંકો છે; કલંકિત છે; મિત્રને અસ્તને સમયે ઉદય પામે છે તેમ છતાં ચંદ્ર શિવને વહાલો છે કારણ દોષા એટલે રાત્રિએ પ્રકાશે છે; તેનું કલંક ખરૂં પણ હરણ જેવું અને તે કયારે ઉદય થાય છે કે જ્યારે તેનો મિત્ર સૂર્ય તેનું કામ પૂરૂં કરે છે ત્યારે જગતને પ્રકાશ આપવાનું કામ તે કરે છે. શિવને તેથી તે વહાલો લાગે છે. માટે આશ્રિતો વિષે સ્વામીએ ગુણદોષનો વિચાર કરવો જોઇતો નથી. )

સજા થાય, અથવા મારે લીધે એમને દુ:ખ પડે એવી મારી ઇચ્છાજ નહતી. જો મારી વિનતિ માનો તો, આપ કૃપા કરીને કુમારશ્રીને માફી આપો."

"નહીં" વીરધવળે કહ્યું: "એને કરેલી શિક્ષા તો હવે ફેરવી શકાશે નહીં! પણ એ અમુકજ સ્થળે રહે અને ત્યાંથી ખસે નહીં તે માટે એને એક ગામ ગરાસ તરીકે આપવા હું ફરમાવું છું. મંત્રીશ્વર! કિયું ગામ આપવું અને ક્યાં આપવું; એ તમે નક્કી કરજો."

વસ્તુપાળે કહ્યુ: "કર્ણાવતી નજીક સારી આવકનું એક ગામ મને ઠીક લાગે છે."

"એનું નામ શું છે?" વીરધવળે પૂછ્યું.

"હાલ એનું કાંઇ નામ નથી—"

"મારી વિનતિ છે કે, જ્યારે કુમારશ્રીને એક ગામ આપવા આપ કૃપા બતાવો છો" સોમેશ્વર પંડિતે કહ્યું: "ત્યારે તે ગામને તેમના મોભા પ્રમાણે રોનકદાર બનાવવા થોડુંક ખર્ચ કરવા પણ કૃપા કરવી. વળી વાદી વણિકના અંતરમાં હવે કટૂભાવ રહ્યો ન હોવાથી કુમારશ્રીની કીર્ત્તિને ખાતર એ ગામનું નામ વીરમગામ પાડવું; એવી મારી વિનતિ છે."

"શિષ્ય તરફ ઉત્કટ પક્ષપાત!" વસ્તુપાળે હસતાં હસતાં ટીકા કરી.

"હું ધારૂં છું કે, તે અન્યાયી નથી." પંડિતે કહ્યું:

"બેશક નહીં જ. હું આપની વિનતિને અનુમતિ આપું છું અને રાણાશ્રીને તેમાં લગીરે વાંધો નહીં હોય એમ માનું છું." વસ્તુપાળે જવાબ દીધો.

"અસ્તુ" વીરધવળે ટૂંકમાં પતવ્યું; અને આજના બનાવથી પુત્ર-વિયોગ વહોરવો પડયો હોવાને પરિણામે ખિન્ન થતાં તેણે દરબારનું વિસર્જન કર્યું.

દરબારમાંથી રાણો વિદાય થતાં બીજાઓ પણ વેરાવા માંડતા હતા તે વખતે **નાગેશ્વરને વીશળદેવે** રોકયો અને કહ્યું: " તારી તલવાર તેં માપેલી છે કે ? "

" તે એટલી બધી લાંબી છે કે હું તે માપી શકયો નથી ! "

" બુઠ્ઠી છે કે ? "

" આજ સહવારે જ તે સાફ કરતાં કરતાં મને તેનો આ સ્વાદ મળ્યો છે ! જુઓ. " એમ કહીને **નાગેશ્વરે** પોતાના જમણા હાથનો અંગુઠો બતાવ્યો. તેના પર પાટો બાંધેલો હતો એમ જોઇને **વીશળદેવે** સ્મિત કર્યું અને કહ્યું: " મલાવ તળાવને આરે રાતના ૯ વાગે **વીરમગામના** ધણીનું તારી તલવાર સાથે તને નિમંત્રણ છે. "

" અહો ! મારૂં પરમ ભાગ્ય ! " **નાગેશ્વરે** આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢયા: " પણ—"

" શું ? "

ધીમા સ્વરે નાગેશ્વરે **વીશળદેવના** કાનમાં કહ્યું " જો, જો, દ્વન્દ્વ-યુદ્ધનો પ્રતિબંધ કરવા કોઇ આવી પહોંચે નહીં, એની કાળજી રાખવી પડશે. મંત્રીશ્વર ઘણું ખરૂં ગુપ્ત વેષે નગરચર્ચા, જોવા નીકળતા રહે છે—"

" એનો બંદોબસ્ત થઈ રહેશે. " એમ કહી **વીશળદેવ** તેનાથી છૂટો પડયો.



# પ્રકરણ ૩ જું.



## દ્વન્દ્વ-યુદ્ધની શરત.



"મહારાજ" એક દૂતે મંત્રી વસ્તુપાળ આગળ આવી નમન કરતાં કહ્યું: "કુમાર વીરમદેવના સૈનિકો બજારમાં એક લુહારની દુકાને પોતાનાં હથીઆરો સજાવે છે."

"તેઓની કાંઇ વાતચીત?" શાન્ત મુદ્રાથી વસ્તુપાળે પૂછ્યું.

"તેઓ માંહેમાંહે એમ કહેતા સંભળાયા છે કે-મહાવને આરે આજે થનાર દ્વન્દ્વ-યુદ્ધમાં જો કુમારને એ નાગર જરાક પણ ઘાયલ કરે તો આપણે એકદમ તેના પર હુમલો કરીને તેને ઠાર મારવો."

"નાગર કોણ?"

"એ ન સમજાયું, મહારાજ; પણ આજે રસ્તામાં વીરાળકુમાર અને નાગેશ્વરે પેલા વણિક શેઠને મદદ કરી હતી અને વણિકને દરબારમાં નાગેશ્વર લાવ્યો હતો, તે ઉપરથી અનુમાન—"

"બરાબર" વસ્તુપાળે કહ્યું: "નાગેશ્વર નાગર જ્ઞાતિનો છે; રાજગુરૂ સોમેશ્વરનો તે શિષ્ય છે અને બન્ને કુમારો ભેગું તે પણ રાજગુરૂ પાસે શિક્ષણ લે છે. વીરાળ અને વીરમને કદી બનતું નથી. આજના પ્રસંગમાં વણિકનો

પક્ષ વીરમના મિત્રે કર્યો તેથી વીરમના સૈનિકો તેના પર ગુસ્સે થયા હશે. એનો બચાવ કરવો જોઇએ. વારૂ; તું જા; હું બંદોબસ્ત કરીશ."

દૂતના જવા પછી દ્વારપાળે મંત્રીને ખબર આપ્યા કે-"કુમાર વીશળદેવ મળવા માગે છે."

"કંઈક નવું જાણવાનું!" એમ સ્વગત કહીને મંત્રીએ તેને આવવા દેવા દ્વારપાળને કહ્યું.

વીશળદેવ આવી લાગતાં મંત્રીએ પોતાના સ્થાન પરથી ઉઠીને તેને આલિંગન કર્યું અને આદરમાનથી એક ગાદીએ બેસાડ્યો.

"મુરબ્બી," વીશળદેવ કહ્યું, "મહાવ આગળ બે જણને આજે દ્વન્દ્વ-યુદ્ધ ખેલવાનો પરવાનો જોઇએ છે."

મંત્રીને દૂત જે સમાચાર આપી ગયો હતો તેને આધારે તેના ખ્યાલમાં આવી ગયું કે-શી વસ્તુસ્થિતિ છે.

તેણે કહ્યું: "એવો પરવાનો આપવા હું ના પાડું છું."

"તો પિતાજીને કહેવરાવી દેજો કે, પોતાના બીજા પુત્રનું મ્હોં પણ આવતી કાલે સહવારે તેઓ નહીં જોઈ શકે."

"એટલે?"

"એકને દેશવટો. બીજાનો દેહપાત!"

"વીશળ કુમાર" મંત્રીએ કુમારનો ખભો પકડીને કહ્યું: "તું મારે મન કોણ છે, એ જાણે છે?"

"એક નાહાન બાળક."

"નહીં. વીશળ, મારી મહાન આશાઓનો તું એક સ્થંભ છે. મારે તને ગુર્જરેશ્વર જોવો છે-મહાગુજરાતનો મહારાજાધિરાજ જોવો છે."

"મારા પૂજ્ય પિતાજી એ પદ સુખેથી ધારણ કરી શકશે."

"નહીં, તારા મહાન પિતાશ્રી સંબંધે મારૂં એ સ્વપ્ન ફોકટ નીવડયું છે. ગઇ પંચમી તિથિનો પ્રસંગ તું વિસર્યો નહીં હોય એમ માનું છું."

"ક્રિયો પ્રસંગ?"

"મેં અને રાજગુરૂ સોમેશ્વરદેવે રાણાજીને 'મહારાજા' પદ ધારણ કરવા વિનતિ કરી હતી તે પ્રસંગ."

"હા. યાદ આવ્યો." વીરધવળે કહ્યું: "પણ એમાં શું? એ તો હમણાં પિતાજીએ ના પાડી છે પણ થોડાક દિવસ પછી જરૂર હા પાડશે."

"તું ભૂલે છે. કુમાર" મંત્રીએ કહ્યું: "તેઓશ્રી હવે કદી 'મહારાજા'પદ નહીં લે. કુમાર, ભર દરબારમાં એમણે ના પાડયા પછી મેં પુનઃ એમને ઘણી વખત સમજાવ્યા છે; પણ છેવટે એમણે એક શ્લોક કહી મને ચૂપ કરી દીધો છે. તે શ્લોક આ હતો:—

**आजित्वा सार्णवामुर्वी मनि विविधैर्मखैः ।**
**अदत्वाचार्थमर्थिभ्यो भवेयं पार्थिवः कथम् ॥**[1]

"કુમાર" વસ્તુપાળે વીરધવળનો હાથ ઝાલીને કહ્યું: "એ કીર્તિમાન નૃપાળે અનેક દેશો જીત્યા; અનેકને દાન દીધાં; અનેક પરાક્રમો દાખવ્યાં; છતાંયે 'મહારાજા' પદ લેવા ના પાડીને મારૂં સ્વપ્ન છિન્નભિન્ન કરી નાંખ્યું છે, અને હવે આજ હું તેના જેવાજ તેના પુત્રને મુખથી સાંભળું છું કે–તે દેહપાત કરશે! શું મારૂં સ્વપ્ન મિથ્યાજ રહેશે?"

---

૧. (ભાવાર્થ:–સમુદ્ર પર્યંત જીત્યા વિના, વિવિધ યજ્ઞ કર્યા વિના, યાચકોને દાન આપ્યા વિના, હું રાજા કેમ થાઉં? મારાથી રાજા ન થવાય!)

"હું મારા પિતાજીની ચરણરજને બરાબર પણ નથી."

"એ કહેવું તારી સહુકાઇ સૂચવે છે. પણ આ વૃદ્ધ આંખને તારો ઓછો પરિચય નથી. તું ઘોડીઆમાં હતો ત્યારથી અત્યાર સુધી મેં તને જેમ પારખ્યો છે તેમ તારા ભાઈને પણ પારખી લીધો છે. તમો બેમાંથી મારે મન તારા પિતાનો લાયક પુત્ર તુંજ છે."

"મુરબ્બી, શા માટે મારી આટલી બધી પ્રશંસા કરીને મને છાપરે ચઢાવો છો?"

"કારણ; વીરધવળના તમામ અંશ વીશળદેવમાં મેં જોયા છે. જે દૃઢતા, અડગતા, ક્ષાત્રવટ, પરાક્રમીપણું; ઔદાર્ય અને પ્રજાવત્સલતા વીરધવળમાં છે તે રજેરજ, કુમાર, તારામાં ઉતર્યા છે અને તેથી મારી ભાવી આશાઓની ઇમારત મેં તારા વડે રચવા પાક્કો ઠરાવ કર્યો છે."

"એ બાબતો મારે પિતાજીની હયાતીમાં અને આપ મુરબ્બીની છાયામાં વિચારવાની શી જરૂર?" વીશળદેવે કહ્યું: "હું તો મારી આજની આશાનો વિચાર કર્યા કરૂં છું. મારે એક દ્વન્દ્વ-યુદ્ધ માટે પરવાનગી જોઇએ છે. તે આપો-નહીંતર હું દેહપાત કરીશ."

"શી ગાંડી વાત કરે છે? તારા મિત્ર નાગેશ્વરને દ્વન્દ્વ યુદ્ધ કરવાનું છે તે માટે તું દેહપાત કરીશ?"

"આપે કેવી રીતે જાણ્યું કે-નાગેશ્વર દ્વન્દ્વ-યુદ્ધ ખેલનાર છે?"

"હું માત્ર એજ જાણું છું, એમ નથી. હું એ પણ જાણું છું કે-વીરમદેવ વણિક ખેમચંદ પાછળ ધસ્યો જતો હતો ત્યારે તેને રોકનાર તું હતો. તારી સાથે તારો એ નાગર મિત્ર હતો. વણિકને આશ્રય આપી તારા મિત્ર મારફત તેં દરબારમાં મોકલાવ્યો હતો અને પછી તેં અને વીરમદેવે મસલત કરી હતી. કુમાર, તારા મિત્રનું આજે

આવી બન્યું. વીરમના સૈનિકોને હાથે તે જરૂર કપાઇ મરવાનો."

"જો એમ થાય તો આપના મંત્રીપદ દરમ્યાન એ લાંછન છે."

"એ લાંછન અટકાવવા માટેજ દ્વન્દ્વ–યુદ્ધનો પરવાનો આપવા હું ના પાડું છું."

"પણ મારૂં વચન મિથ્યા થાય તો હું અવશ્ય દેહ-પાત કરવાનો. મેં બાયલાપણું બતાવ્યું એવું મારા વિષે હું કલંક વહોરી શકું નહીં."

"તારૂં બાયલાપણું શી રીતે? નાગેશ્વર દ્વન્દ્વ–યુદ્ધ ન કરે તેમાં તું બાયલો કેવી રીતે ઠરે?"

"મુરબ્બી, વસ્તુસ્થિતિ એ છે કે, દ્વન્દ્વ–યુદ્ધ માટે માટે ભાઇએ પહેલાં મને નિમંત્રણ આપ્યું હતું પરંતુ મારા માજાયા સાથે તેમ કરવા મેં ના પાડી; જો તેને ખૂબ ક્રોધ વ્યાપ્યો હોય તો તે શમાવવા મેં તેને તત્કાળ મારો વધ કરી નાંખવા વિનતિ કરી; મારી તલવાર દૂર ફેંકી; મારૂં મસ્તક તેની આગળ ઝુકાવ્યું–"

"ધન્ય, ભાવી ગુર્જરેશ્વર! ધન્ય. આવું મહાન્ અંતઃ-કરણ તમો બેમાંથી તુંજ બતાવી શકે. તેનામાં એનો રજ માત્ર અંશ નથી."

"છતાં એ મારો માડીજાયો છે. અને તેની ઈચ્છા મારી ક્ષાત્રવટને શોભે તે રીતે મારે પાર પાડવી જોઇએ. જ્યારે મેં તેને મારો વધ કરવા કહ્યું ત્યારે તેણે મારે બદલે નાગેશ્વર સાથે યુદ્ધ કરવા કહ્યું. મેં એ માગણી તરત સ્વીકારી. કહો મુરબ્બી, જો હવે મારા સ્વીકાર મુજબ નાગેશ્વર તેની સાથે ન લઢે તો મારો વટ જાય કે નહીં? હું પરવાનગી વિના નાગેશ્વરને નથી લઢવા દેવા માગતો. આપ પરવાનગી ન આપો તો હું દેહપાત કરીશ અને નાગેશ્વરને પણ તેમ કરવા ફરજ પાડીશ."

વસ્તુપાળ ક્ષણભર આશ્ચર્ય સહિત વીશળદેવ તરફ જોઈ રહ્યા બાદ બોલ્યો: " કુમાર, મારૂં ભાવી સ્વપ્ન ખરૂં પડશે એવું મને સાફ સાફ દેખાય છે. જા, દ્વન્દ્વ યુદ્ધ માટે હું પરવાનગી આપું છું પણ તે એક શરતે-"

" શરત ? એમાં વળી શી શરત ?--"

મંત્રીશ્વર શરત કહેવા તૈયાર થતા હતા એટલામાં એક દૂત આવીને મંત્રીશ્વરને નમન કરીને ઉભો રહ્યો. વીશળદેવ સાથેની વાત પડતી મૂકીને મંત્રીશ્વરે દૂતને પૂછ્યું: " કેમ, શા સમાચાર છે ? "

" કર્ણાટકની રાજકુંવરી આપણા શહેરમાં આવી છે."

" શા માટે ? "

" તે દેશાટને નીકળી છે. ગુજરાતનાં વિખ્યાત નગરોની મુલાકાત લેતી લેતી અહીં આવી છે. "

" એની સાથે રિસાલો છે કે ? "

" પુષ્કળ છે. "

" રાજ મહેમાન મંદિરમાં રાજવંશી વિભાગમાં એને ઉતારો આપવા માટે પ્રબંધ કરાવ અને—" ઘડીભર વીશળદેવ સામે જોઇને પાછું દૂતને સંબોધીને મંત્રીશ્વરે કહ્યું: "સરાભરા ખાતાના અધિષ્ઠાતાને મારો હુકમ પહોંચાડ કે—શહેરની તમામ જગ્યાઓ તે કુંવરીને બતાવીને બરાબર રાતના ૯ વાગે નગર બહાર 'પાંડવ-ટેકરી' આગળ વનશ્રીની શોભા નિહાળવા માટે એને લઇ જવી."

" જેવી આજ્ઞા " એમ કહી દૂત વદાય થયો; એટલે મંત્રીશ્વરે મ્હોં મલકાવી વીશળદેવને કહ્યું: " દ્વન્દ્વ-યુદ્ધની શરત કહું કે ? સાંભળ-"

તેમના મુખમાંથી શી શરત નીકળે છે, એ સાંભળવા વીશળદેવ આતુરતાથી રાહ જોઇ રહ્યો.

"તારે દ્વન્દ્વ-યુદ્ધને સમયે હાજર રહેવું નહીં." વસ્તુપાળે વીશળદેવને દ્વન્દ્વ-યુદ્ધની શરત કહી.

એ સાંભળી વીશળદેવ નિરાશ થઇ ગયો. તેણે પૂછ્યું: "ત્યારે નાગેશ્વરનો સાથીદાર કોણ રહેશે ?"

"એ તેને ફાવે તે બીજા કોઇને પસંદ કરે અથવા તો તું તેને એવો સાથીદાર નક્કી કરી આપજે."

"આપનો હેતુ આમ કરવામાં શો હશે, એ સમજાતું નથી."

"મારો હેતુ તારા લાભમાં છે એટલુંજ કહું તે ઉપર વિશ્વાસ રાખ."

વીશળદેવ તેની પાસેથી જવા ઉઠયો. વસ્તુપાળે તેને કહ્યું: "કર્ણાટકની રાજકુંવરી આપણા શહેરની મુલાકાતે આવી છે, તેની આગતાસ્વાગતામાં તું રહીશ. તો રાજકુંબને માટે તે સારૂં દેખાશે."

"ઠીક; બનશે તો તેમ કરીશ" એમ કહી વીશળદેવ વસ્તુપાળને ત્યાંથી વદાય થયો.

તેના જવા બાદ થોડીક વારે એક દૂત વસ્તુપાળ પાસે આવ્યો. તેણે જાહેર કર્યું કે-"કુમાર વીરમદેવ સાંઢણીપર સ્વાર થઇને અણુહીલવાડ તરફ ગયા છે."

દૂતને વદાય કરી વસ્તુપાળ સ્વગત બોલ્યો: "દાદાની ઓથ લેવા ગયો હોય એમ લાગે છે. પણ મેં તેને ક્યારનોયે ખરીતો મોકલી આપ્યો છે અને તેમાં વીરમનાં ઉદ્ધત લક્ષણો વર્ણવીને રાણાશ્રીએ તેને આપેલો દેશવટો તદ્દન વ્યાજબી જણાવ્યો છે. ત્યાંથી એને કોઇ જાતનું ઉત્તેજન મળશે નહીં. તે સાંઢણીપર ગયો છે એટલે, રાત્રિના ૯ પહેલાં પાછા ફરવાનો તેનો ઈરાદો લાગે છે. એ ઇરાદો પાર ન પડે અને દ્વન્દ્વ-યુદ્ધને બદલે નાગેશ્વરની કતલ થઇ ન જાય તેની વ્યવસ્થા કરવી જોઇએ."

આમ કહીને મંત્રી તરતજ પોતાના મકાન બહાર નીકળ્યો.

રાત્રિના નવનો શુમાર જે વેળા થવા આવ્યો તે વેળા રાજ્યના લશ્કરીઓની એક ટુકડી શહેરમાંથી પસાર થઈ. તેમાંના આશરે ૨૫ લશ્કરીઓ મહાવને આરે આવીને પહેરો ભરવા મંડ્યા અને એટલીજ સંખ્યાના લશ્કરીઓ શહેરના મુખ્ય દરવાજા બહાર ઉભા રહીને પહેરો ભરવા લાગ્યા.

દ્વન્દ્વ—યુદ્ધનો ઠરાવેલો સમય થતાં નાગેશ્વર પોતાના સાથીદાર સહિત મહાવને આરે આવી પહોંચ્યો. લશ્કરી-ઓને ત્યાં પહેરો ભરતા જોઇ તેણે પોતાના સાથીદારને કહ્યું: “ મંત્રીશ્વરે યુદ્ધની રજા આપ્યા પછી આ શું ? આ બધા રાજસૈનિકો અહીં કેમ પહેરો ભરતા હશે ? ”

“ તેઓને પૂછીએ “ એમ કહીને તેનો સાથીદાર સૈનિકો આગળ ગયો. એ એક ક્ષત્રી હતો. એની કાયા પહાડી હતી. તેણે પોતાના શરીરે સાદો સ્વચ્છ શ્વેત પોષાક ધારણ કર્યો હતો પણ માથા ઉપર એક કીંમતી સાફો વીંટયો હતો. એની કમ્મરે એક પટો હતો. તેમાંથી એક તલવાર લટકતી હતી અને તે ઉપરાંત તેમાં એક જમૈયો ખોસેલો હતો. તેના એક હાથ પર એક કીંમતી શાલ ઝુલતી હતી. લશ્કરીઓ નજદીક તે જવા લાગ્યો એટલે તે ટુકડીના વડાએ જરા આગળ આવીને પડકાર કર્યો: “ કોણ છે એ ? તળાવની દશ વાર નજદીક આવવાની મનાઇ છે ! ”

“ મામા સિંહને પણ ? ” તે આગળ વધતા પહાડી કાયાના ક્ષત્રીએ પ્રશ્ન કર્યો.

“ મામાશ્રી ? આપ ત્યાંજ ઉભા રહો. હું આપની પાસે આવું છું. ”

તે અમલદાર તેની પાસે આવ્યો. તેણે કહ્યું: "કર્ણાટકનાં રાજકુંવરી અત્યારે આ સ્થળ જોવા પધારવાનાં છે એટલે મંત્રીશ્વરે અમને અહીં પહેરો ભરવાનું કામ સોંપ્યું છે."

'મારે એટલુંજ જાણવું હતું' એમ કહી મામોસિંહ નાગેશ્વર પાસે ગયો. મામા સિંહનું આખું નામ **સિંહ**દેવ હતું. કુમાર **વીશળદેવની** માતા રાણી **મહિષી** અથવા રત્નાળીનો ભાઇ હોવાથી તે **વીશળદેવનો** મામો થતો હતો. **વીશળદેવને નાગેશ્વરના** સાથીદાર તરીકે દ્વન્દ્વ-યુદ્ધમાં હાજર રહેવાની વસ્તુપાળે મનાઇ કરી એટલે એણે મામા **સિંહને** પોતાને બદલે **નાગેશ્વરની** મદદે રહેવાનું કામ સોંપ્યું હતું. તેથી તે તેની સાથે આ સ્થળે આવ્યો હતો. તેણે સૈનિકોનો મલાવને આરે હાજર રહેવાનો હેતુ જાણીને **નાગેશ્વરને** કહેતાં **નાગેશ્વર** નિરાશ થઇ ગયો. તેણે પૂછ્યું: " ત્યારે તો આપણી ઇચ્છા પાર નહીં પડે. હવે શું કરવું ? "

" થોભવું અને જોવું. પણ વીરમ કે તેનો કોઈ પક્ષકાર હજુ સુધી અહીં કેમ જણાતો નથી ? "

" મને પણ એજ આશ્ચર્ય થાય છે. હું તો ધારૂં છું કે-એણે યુદ્ધનું નિમંત્રણ તો અવિચારીપણે કરી દીધું પણ પાછળથી જરૂર ડરી ગયો હશે ! "

" ના. ના. એમ ન બને. એ કાંઈ એવો ડરકણ નથી."

" આપના કરતાં મને તેનો વધુ પરિચય છે. કારણકે રાજગુરૂ પાસે શસ્ત્રવિદ્યા અમે સાથેજ શીખ્યા છીએ ને ? ઘણીવાર મેં એને આવાં નકલી યુદ્ધમાં હાર આપી છે. એટલે મારી તલવારબાજીની તે શેહ ખાઇ ગયેલો છે."

તે આમ બોલતો હતો એટલામાં તેના પગ પાસે એક તીર આવીને પડયું. તરત સિંહમામાએ કેડેથી તલવાર કાઢી અને આમતેમ જોયું. લશ્કરીઓ સિવાય બીજું કોઇ

ત્યાં જણાયું નહીં. **નાગેશ્વરે** તે તીર ઉઠાવ્યું. તેનાપર એક ચિઠ્ઠી બાંધેલી જણાઈ. તેણે તે ખોલીને વાંચી. તેમાં લખેલું હતું કે: " ૯ વાગ્યા સુધીમાં હું આવી ન પહોંચું તો **નાગેશ્વરે** મારે બદલે મારા સાથીદાર **ભાણદેવ** સાથે લઢવું. તે વખતસર હાજર રહેશે. લી. **વીરમદેવ.** "

ચિઠ્ઠી વાચી તેણે આમ તેમ નજર કરી. મામાસહે કહ્યું: " અહીં તો નથી દેખાતો **ભાણદેવ** ત્યારે દેખાયો કયાથી આ બાણ દેવ ? "

નાગેશ્વરે કહ્યું: " જરૂર તે આટલામાંજ કયાંક હશે. હું ધારૂં છું કે-આપણી સામેથી તે આવ્યું માટે તે તરફ તપાસ કરીએ. "

" હા. ચાલો " એમ કહી મામોસિંહ આગળ થયો. અને **નાગેશ્વર** તેની સાથે ચાલવા લાગ્યો.

ઇતિહાસપ્રસિદ્ધ **મલાવની** એ સમયની રચના વિષે અને જ્યાં તે આવેલું છે તે ધોળકા શહેર વિષે અત્રે થોડુ ક લખવું અનુચિત ગણાશે નહીં. ધોળકાને ૫૦૦૦ વર્ષ ઉપરનું વૈરાટનગર કહેવામાં આવે છે. મહાભાગતના સમયનું એ વૈરાટનગર અતિવિસ્તૃત હશે અને આજના ધોળકા કસ્બાની આસપાસનાં કેટલાંક ગામો તેમાં સમાઇ જતાં હશે અથવા વૈરાટનગરની આસપાસની સીમ રૂપ હશે એમ કેટલાકો માને છે અને એ થોડાંક ગામોનો સંબંધ વૈરાટનગર સાથે પ્રયોજે છે. અનુમાન અને દંતકથાઓને આધારે વૈરાટનગરની સાબિતીઓ આમ છે:-વૈરાટ રાજાની પુત્રી ઉત્તરાકુમારીને બાણાવળી **અર્જુન** વ્યંઢળ રૂપે જ્યાં ભણાવતો તે નિશાળની જગ્યામાં હાલમાં એક ખંડીએર મસ્જીદ છે. તે આર્યબાંધણીની હોય એમ લાગે છે. જે જીર્ણ અવશેષો હાલ ત્યાં છે તેમાં તેના થાભલામાં દશ અવતારનાં કોતરકામ છે પણ તેમાંની મૂર્તિઓમાંથી કોઇનાં નાક, કાન, કે હાથ ખંડિત થયેલાં છે. એ મસ્જીદને

'પાંડવોની નિશાળ' તરીકે અદ્યાપિ પણ ધોળકાના લોકો ઓળખાવે છે.

ધોળકા નજદીક આજ જે ગોધાવી ગામ આવેલું છે તેની દંતકથા એવી છે કે વૈરાટનગરની ગાયોનું હરણ કૌરવોએ કર્યું ત્યારે ઉત્તરકુમાર સહિત વ્યંઢળ સ્વરૂપ અર્જુને તેઓ સાથે લઢીને તે ગાયોને છોડાવી આણી જ્યાં મુકામ કરેલો ત્યાં ગાયોને વાછરડાં ધાવ્યાં હતાં. તેથી 'ગૌધાવી' અથવા 'ગોધાવી' નામ પ્રચલિત થયું.

ગોધાવી સ્થળેથી આગળ જતાં ગાયો તરસી થવાથી અર્જુને જમીનમાં બાણુ મારી જળનું સરોવર ઉપજાવ્યું અને ગાયોએ તેમાંનું પાણી પીધું. એ સ્થળ મોડાસરની ભાગોળમાં બાણુગંગા તરીકે આજ પણ ઓળખાય છે. એ સ્થળે એક શિવાલય છે. અર્જુને અંત્રેશ્વર મહાદેવની સ્થાપના ત્યાં કરેલી કહેવાય છે.

કેશાળા નજદીક એક ભીમકુંડું છે. એને માટે એવી દંતકથા છે કે—ભીમસેને જીમુતમલ્લ સાથે જ્યારે મલ્લ યુદ્ધ કર્યું ત્યારે જીમુત નાઠો અને નાસતાં જ્યાં તે મલ્લને પકડી પાડયો ત્યાં બન્નેની બથ્થંબથ્થા દરમ્યાન તેમના પગના ઘસારાથી ખાડો પડી ગયો તે લગભગ એક ઉંડા કુંડા જેટલો પડયો. એ સ્થળને ભીમકુંડું નામ આપવામાં આવ્યું.

ધોળકા નજીક ધનવાડાના નામના ગામ પાસે એક સમડીનું ઝાડ હતું. તે ઝાડ ઉપર પાંડવોએ પોતાનાં ધનુષ્ય બાણુ સંતાડયાં હતાં. ધોળકાથી થોડેક દૂર આવેલા એક ટેકરાને 'પાંડવ ટેકરી' કહેવામાં આવે છે. એમ કહેવાય છે કે—પાંડવોને જાહેર થવાના દિવસનું મુહૂર્ત વીતી જાય નહીં તે માટે એ સ્થળે ધૂળનો એક ટેકરો કરીને પાંડવોએ ગુપ્ત વેષ છોડયો હતો અને ધર્મ-રાજનો કામચલાઉ રાજ્યાભિષેક તે ઉપર કર્યો હતો.

આ દંતકથાઓ કદાપિ ન માનીએ તોપણ ધોળકાથી ઘણે દૂર સુધી અનેક જીર્ણ ખંડેરો અદ્યાપિ જોવામાં આવે છે તેમજ તેમાં શિવાલયોની સંખ્યા ઘણી છે જેમાં રણમુકતેશ્વર, તાત્કાળેશ્વર, ધોળનાથ, નાગનાથ, સિદ્ધનાથ ઇત્યાદિ જુનાં દેવાલયો છે. તે ઉપરથી તે એક વિશાળ અને દેવાલયોથી ભરપૂર નગર હશે એમ માની શકાય.

મલાવ તળાવની રચના ઉપરથી ધોળકાની પૂર્વકાલીન વિશાળતાને આધાર મળે છે. મહારાણી મીનલદેવીએ જ્યારે તે તળાવ બંધાવવાનો ઈરાદો કર્યો ત્યારે રૈયતનાં મકાનો વેચાતાં લીધાં હતાં અને રાજીખુશીથી કિંમતના બદલામાં લોકોએ તે આપ્યાં હતાં. એ ઉપરથી એમ નિઃશંક માની શકાય કે તે સ્થળે વસ્તી હોવી જોઇએ. માત્ર એકજ જણે મીનલદેવીને પોતાનું મકાન આપવા ના પાડી હતી અને તે એક ગુણિકા હતી એમ ઈતિહાસની નોંધ છે. એ ગુણિકાને કીર્તિલોભ લાગ્યો હતો. તેને મોંમાગ્યું દ્રવ્ય આપવા મહારાણી તરફથી માગણી કરવામાં આવી હતી; છતાં તેણે તે લેવા ના પાડી એવું કહેલું જણાવવામાં આવે છે કે: "તળાવ બંધાવવાથી મહારાણી મીનલદેવીની જેવી નામના થશે તેવીજ રીતે મારૂં ઘર નહીં આપવાથી મારી નામના થશે." એ ગુણિકાની લાગણીને માન આપીને તેનું ઘર કાયમ રાખીને મીનલદેવીએ મલાવ બંધાવ્યું હતું. મલાવ ગોળાકાર છે, પણ તેની એક બાજુએ ખાંચો રહેલો છે અને એ ખાંચાને લીધે આજ એ કહેવત પ્રસિદ્ધ છે કે: "ન્યાય જોવો હોય તો મલાવ તળાવનો જુઓ."

મલાવ જનવૃન્દની વસ્તી વચ્ચોવચ્ચ બંધાવવામાં આવેલું હશે, એમ એ ઉપરથી માની શકાય છે.

મામોસિંહ અને નાગેશ્વર વિશાળ ખુલી જમીન ઉપર પોતાની સામેની દિશામાં કેટલેક અંતરે ચાલ્યા પછી થોડાંક મકાનો અને ઝાડો આગળ તેઓ થોભી ગયા

અને તીર ફેંકનાર કોઇ ત્યાં જણાય છે કે કેમ એ તપાસવા લાગ્યા; એટલામાં બે માણસો એક મકાનને ઓથેથી નીકળ્યા અને તેમની સમિપ આવ્યા.

"કોણ છો ?" મામા સિંહે પડકાર કર્યો.

"ભાણુદેવ અને સાથીદાર માણુદેવ." તેઓમાંના એકે જવાબ દીધો અને તે બન્ને તેમની નજદીક આવ્યા.

"હોશિયાર ! વખત થઇ ગયો છે" નાગેશ્વરે કહ્યું:

"તૈયાર ! અમે કયારની રાહ જોઇ રહ્યા છીએ."

નાગેશ્વરે પોતાના મ્યાનમાંથી તલવાર બહાર કાઢી. મામાસિંહે કહ્યું: "થોભો ! લશ્કરીઓ અહીં કદાચ જોઇ જશે તો અટકાવ કરશે. માટે મકાનને ઓથે ચાલો."

તેઓ મકાનની પાછલી બાજુએ ગયા. નાગેશ્વરે કહ્યું: "આપણે યુદ્ધ શરૂ કરીએ તે પહેલાં હું જાણવા માગું છું કે, જે કુમાર સાથે મારે યુદ્ધ કરવાનું છે તેઓશ્રી કોઇ અગત્યના કારણસર આવી શકયા નથી કે પછી મારી શેહ ખાઇને બહાનું કાઢીને ઘરમાં ભરાઇ પેઠા છે ?"

"જબાન સંભાળીને વાત કરો" ભાણુદેવે કહ્યું: "રજપૂત કદી લઢવાથી ડર્યો સાંભળ્યો છે ? કુમારશ્રી વીરમદેવ અગત્યના કારણુસર આજ બપોરના અણહીલવાડ ગયા છે. અહીં વખતસર પાછા આવી શકાય તેથી તેઓ એક અતિ ચપળ ગતિવાળી સાંઢણી પર બેસીને ગયા છે. પણ તેમને અસુરૂં થઇ ગયું હોય એમ લાગે છે."

"ત્યારે તો લઢવાથી ડરીને તે ગયો નથી એ ચોક્કસ" મામાસિંહે કહ્યું: "પણ અજબ જેવી વાત છે કે–અગત્યનું કામ આજેજ ફુટી નીકળ્યું અને તે પણ એક મર્દને લાજે એવી રીતે કુમારની ગેરહાજરીના કારણ રૂપ થઇ પડયું !"

"મામાશ્રી," ભાણુદેવે કહ્યું: "તમે બન્ને જણ આક્ષેપો કરવામાં લુલીબાઇ સંભાળતા નથી એ દિલગીરીની

વાત છે. પણ હું ખાત્રી આપું છું કે–કુમારથી રોકાઇ શકાય નહીં એવુંજ એ કાર્ય હોવાથી તેઓ ગયા છે. ”

“ વહેમ ઉપજે એવી વલણુ બતાવાય અને કામ કિયું એ ચોખ્ખું કહેવાય નહીં ત્યાંસુધી તો અમને શંકા રહેવાની એ ચોક્કસ છે. ” નાગેશ્વરે કહ્યું.

“ કહી દે ત્યારે કે શા માટે તેઓ ગયા છે?” મણિદેવે ભાણુદેવને કહ્યું.

“ સાંભળો ત્યારે. ” ભાણુદેવે કહ્યું: “ કુમાર વીરમદેવને આજ મધ્યરાત્રિ સુધીમાં આ શહેર છોડી જવાનો હુકમ વીરધવળ મહારાજે કર્યો છે, એ તમે જાણો છો. મહારાજ વીરધવળના પિતાશ્રી લવણપ્રસાદ અણહીલવાડમાં ગુર્જરેશ્વર ભીમદેવ પાસે રાજચિન્તાકારી તરીકે રહે છે એની પણ તમને ખબર છે. કુમારશ્રી તેમની પાસે ગયા છે. પોતાનો દેશવટો રદ કરાવવા માટે પોતાના દાદાજીનો હુકમ લાવવાનો તેમનો ઇરાદો છે. ”

“ હાઃ હાઃ ફોકટ ફાંફાં ! ” નાગેશ્વરે ખડખડાટ હસતાં હસતાં કહ્યું.

“ એ ટીકા કરવાનો તને શો હક્ક છે ? ” ભાણુદેવે પ્રશ્ન કર્યો.

“ આ હક્ક ! ” એમ કહીને પોતાની તલવાર ચમકાવીને તેની અણી નાગેશ્વરે ભાણુદેવના ખભાને અરકાડી.

તરતજ ભાણુદેવે પોતાની મ્યાનમાંથી તલવાર કાઢી અને બંને જણુ પટામાજી ખેલવા લાગ્યા. આ યુદ્ધ ચાલતું હતું તે દરમ્યાન નજદીકના ઝાડની ઓથેથી કેટલાક રજપૂતો આવીને તે સ્થળે ઉભા રહ્યા અને યુદ્ધ જોવા લાગ્યા.

“ આ શું ?!” મામા સિંહે ત્રાડ નાંખીને કહ્યું: “ તમે બધા કુમાર વીરમના માણસો છો. તમારે અહીં આવવાનું શું કારણુ ? ”

" ભલે આવ્યા, તેમનો એક મિત્ર લોહી-લુહાણ થાય તો તેને લઈ જવાની ફરજ તેઓને બજાવવી પડશેને ? " નાગેશ્વરે ભાણુદેવ સાથે લઢતાં લઢતાં ટીકા કરી.

" જોઇશું કે–કોણ લોહીલુહાણ થાય છે, " આવનાર માણસોમાંના એકે જવાબ વાળ્યો.

મામાસિંહને ચટપટી થઈ. એને શંકા ઉપજી કે–જરૂર આ લોકો નાગેશ્વરનો પ્રાણ લેવાનો ભેત રચીનેજ આવ્યા લાગે છે. તે ચોંકેલો રહીને દ્વન્દ્વ–યુદ્ધ જોવા ઉપરાંત આ માણસોની હીલચાલ પણ તપાસતો રહ્યો.

નાગેશ્વર અને ભાણુદેવ બન્નેની તલવારો પરસ્પર ટકરાતી રહી; આડાઅવળા કૂદકા મારતા પરસ્પર તેઓ એકબીજાને ઘાયલ કરવા મથતા રહ્યા. મામાસિંહે જોયું કે–બન્ને પોતાની તલવારો કુશળતાથી ફેરવે છે; અને પ્રતિસ્પર્ધીના ઘા ફાવવા દેતા નથી. એક ઉંચો થઇને કૂદીને તલવારનો વાર કરે કે બીજો ચાલાકીથી નીચો વળી પોતાની તલવાર ઉંચી કરી પોતાનાં અંગને બચાવે; એક આડે પડખેથી વાર કરવા જાય કે બીજો તરતજ ચેતી જઇને તે બાજુએ પોતાની તલવાર ધરીને તેના ઘાને રોકે તથા પોતે સરકીને કોઇ જુદીજ બાજુએથી પ્રતિસ્પર્ધીપર ઘા કરે. આમ કેટલોક વખત તેઓ વચ્ચે પૂરતી સાવધતાથી યુદ્ધ ચાલતાં ભાણુદેવે નાગેશ્વરના જમણા હાથ પર એક ઘા આબાદ લગાવ્યો. નાગેશ્વર કુદીને બાજુએ થઈ ગયો પણ ભાણુદેવની તલવારે નાગેશ્વરના હાથ પર નિશાન કરવાનો મોકો ન ખોયો. એ જોતાં ભાણુદેવના સાથીદારો ખુશ ખુશ થઇ ગયા. તેઓએ 'શાબાશ' 'શાબાશ' એવા પોકારો પાડી મૂક્યા. ભાણુદેવ ખુશાલીમાં આવી જઇને 'બેશક બેશક' એમ બોલવા લાગ્યો; પણ દાંત કચકચાવીને નાગેશ્વરને કહ્યું: 'છટ. છટ.'

મામા સિંહે નાગેશ્વરને ઉત્તેજન દેતાં કહ્યું: 'ફીકર નહીં. એનો ઘા સોયનો તો હવે તારો ઘા શૂળનો!'

'ચાક્કસ' એમ બોલતાં વેંતજ નાગેશ્વરે ભાણુદેવની ખુશાલી દરમ્યાનના બેફામપણાનો લાભ લઇ ઘણી સ્ફુર્તિથી ભાણુદેવની કમ્મરમાં પોતાની તલ્વારની અણી પેસાડી દીધી. ખુબ ક્રોધથી તેણે આ ઘા કર્યો હતો. એની તલવારની અણી એટલી બધી ઉંડી પેસી ગયેલી જણાઇ કે ભાણુદેવ અમળાઇને આડો થવા ગયો પણ તે બહાર નીકળી નહીં. ભાણુદેવ અકળાઇને વિવશ થયો ત્યાં તો તેના સાથીદાર મણિદેવે નાગેશ્વર પર હલ્લો કરવા પોતાની મ્યાનમાંથી તલવાર બહાર કાઢી. તરતજ તેના બીજા સાથીદારોએ પણ તલવારો ચમકાવી.

મામાસિંહથી આ જોઈ રહેવાયું નહીં. તેણે મોઢેથી બૂમ મારીને કહ્યું: "આ કાંઇ રણાંગણ નથી. એકની સામે ફક્ત એકને જ લઢવાનું છે. બીજાઓ વેગળા રહો."

"હવે એ વખત વહી ગયો. ભાણુદેવજીને ઘાયલ કરનારનું મોત નીપજાવ્યા સિવાય અમે રહેનાર નથી." એમ કહી મણિદેવે નાગેશ્વર ઉપર તલવાર ઉગામી; પણ મામાસિંહે ચપળતાથી પોતાની તલવારથી મણિદેવના હાથ પર એવો તો જબ્બર ઘા કર્યો કે તરતજ મણિદેવ "ઓહૂ" કહેતો દૂર ઉથલી પડયો.

નાગેશ્વરની તલવાર એ વેળા ભાણુદેવની કમ્મરમાંના ઘા માંથી બહાર નીકળી. ભાણુદેવનો ઘા સખ્ત હતો. તે જમીન પર પટકાઇ પડયો.

"બસ; આપણી જીત થઇ; કુમાર વીરમ હાર્યો!" નાગેશ્વરે પોકાર કર્યો.

"નહી. અમે કુમાર વીરમના સામંતો મોજુદ છીએ. કુમાર વીરમની હારનો ઢંઢેરો પીટનારાઓને અહીંથી અમે જીવતા જવા દઈશું નહી" એવો સામો જવાબ વાળીને વીરમના સાથીદારોમાંના એક નાગેશ્વર પર હલ્લો કર્યો અને બીજાઓએ મામાસિંહ પર હલ્લા કર્યા.

"આવો, આવો, તમને પણ અમે જરૂર ભાણુદેવ જેવો સ્વાદ ચખાડીશું." એમ કહીને નાગેશ્વરે તો એની તલવાર સાથે ઘુમવા માંડયું. મામાસિંહને એવો ક્રોધ ચઢયો કે: "હમ્ હમ્" એટલુંજ બોલીને એણે તો જેમ ઘાસ વાઢતો હોય તેમ વીરમના સામંતો પર ઘા કરવા માંડયા.

આ લઢાઇનું પરિણામ શું આવત તે તો પરમાત્મા જાણે પણ તે શરૂ થયાને થોડીક પળો વીતી ત્યાં તો મશાલોનું અજવાળું જણાયું અને કેટલાક ઘોડેસ્વાર સૈનિકોની વચ્ચેથી એક ભવ્ય મૂર્ત્તિએ બૂમ મારીને કહ્યું: "સબૂર! તમે લોકો કોણ છો? આ શું ધાંધળ કરો છો?"



## પ્રકરણ ૪ થું.

### મંત્રી સામે સિંહદેવનો કચવાટ.

જે ભવ્ય વ્યક્તિએ નાગેશ્વર અને ભાણુદેવના સાથીદારોની ઝપાઝપી જોઇને તે અટકાવવા બૂમ મારી તે રાણો વીરધવળ હતો. રાણાની બૂમથી સૌ ઝપાઝપી કરતા બંધ થઈ ગયા. મામા સિંહદેવને એ પળે શંકા ઉપજી કે વીરધવળ જાતે અહીં કેમ આવી પહોંચ્યો. તેણે માની લીધું કે—મંત્રી વસ્તુપાળેજ તેને ખબર આપી હશે. જો કે મંત્રી રાણાની સાથે દેખાતો નહતો તોપણ મામોસિંહ મંત્રીની અને વીશળદેવની મંત્રણાથી વાકેફ હતો. દ્વન્દ્વ—યુદ્ધ કરવાની પરવાનગી માગવા વીશળદેવ મંત્રી પાસે ગયો ત્યારે તેણે તેને ઘણી આનાકાની પછી રજા આપી વીશળદેવને તે યુદ્ધ વખતે હાજર નહીં રહેવાની શરતથી બાંધી લીધો હતો. પારણામે વીશળદેવે મામાસિંહને ત્યાં જઇ નાગેશ્વરના સાથીદાર રહેવા વિનતિ કરતાં મંત્રીની શરત કહી હતી. સિંહદેવને તેથી આશ્ચર્ય થયું હતું. પણ પોતાના વીર ભાણેજના વટને ખાતર તેણે નાગેશ્વરના સાથીદાર થવા કબૂલ્યું હતું. આ વસ્તુસ્થિતિ સિંહના મનમાં ઝટ સ્ફુરી આવી અને તેથી તેણે માની લીધું કે—અવશ્ય મંત્રીએ વીરધવળને ખબર આપી છે. હવે જ્યારે રાણો પ્રત્યક્ષ આવીને ઉભો છે અને ઝપાઝપી તેણે નજરોનજર જોઇ છે, ત્યારે જે થનાર હોય તે થાય;

અમરાયે કે ડર્યે કાંઇ વળે નહીં, એમ સિંહદેવે નિશ્ચય કરી લીધો.

રાણાએ જ્યાં પૂછ્યું કે: "તમે કોણ છો? આ શું ધાંધળ કરો છો?" ત્યાં તેના પ્રશ્નોનો જવાબ દેવા માટે નાગેશ્વર આગળ વધ્યો. તેણે જણાવ્યું: "મહારાણાશ્રી, અમે આપની રૈયત છીએ. મને અને મારા સાથીદારને દ્વન્દ્વયુદ્ધની ફરજ પાડવામાં આવી છે. મેં મારા પ્રતિપક્ષીને મ્હાત કર્યો તે પછી આ તેના દશ–બાર સાથીદારો અમારાપર આક્રમણ કરી અમારો પ્રાણ લેવા ઇચ્છતા હતા; તેવામાં આપશ્રી આવ્યા. અમે આપના ઋણી છીએ કે–અમને અન્યાયથી મરતા આપે બચાવ્યાં છે."

"તારૂં નામ ઠામ?"

"મહારાજ, મારૂં નામ નાગેશ્વર. ગુરૂદેવ સોમેશ્વર પંડિતને ત્યાં હું એક લહીઓ છું. કુમારશ્રી વીશળદેવજી સાથે ગુરૂદેવને ત્યાં અભ્યાસ પણ કરૂં છું."

"અને આ તો સિંહદેવજી છે!"

"હા, શ્રીમાન્." સિંહદેવે જવાબ દીધો.

"દ્વન્દ્વ–યુદ્ધની ફરજ તમને કોણે પાડી છે?"

નાગેશ્વરે વીરમદેવની ચિઠ્ઠી મહારાણાના હાથમાં મૂકી.

મશાલોના અજવાળામાં એ વાંચીને મહારાણાએ કહ્યું: "વળી વીરમદેવનું તોફાન! આ દશ–બાર જણ તેનાજ સાથીદારો છે કે?" જવાબમાં તેમણે હકારમાં ડોકાં હલાવ્યાં.

સૈનિકો તરફ જોઇને વીરધવળે કહ્યું: "તેઓનાં સર્વનાં હથીઆર ખૂંચવી લ્યો. નાગેશ્વર અને સિંહદેવજી, તમારી તલવારોનો ઉપયોગ એકેક વર્ષ સુધી તમારે કરવો નહીં."

રાણાની સામે કોઇએ કાંઇ ચકાર કર્યો નહીં. સૈનિકોએ ભાણુદેવના સાથીઓની તલવારો ખૂંચવી લીધી.

"વીરમ ક્યાં છે?" રાણાએ પૂછ્યું.

"મહારાજ," એક સાથીદારે જવાબ દીધો: "ભાણુદેવ અને મણિદેવ તે જાણતા હતા પણ તે બન્ને ઘાયલ થયેલા છે."

"તમે કોઇ જાણો છો?" નાગેશ્વર અને સિંહદેવને વીરધવળે પૂછ્યું.

"બીજાની ગુપ્ત વાતો અમે જાણતા હોઇએ તો પણ અમને તે કહેવાનો શો અધિકાર?" સિંહદેવે સામો પ્રશ્ન કર્યો.

"ગુપ્ત વાત? શું વીરમ કોઇ છુપી પ્રવૃત્તિમાં રોકાયો છે?—"

સિંહદેવ જવાબ દેવા જતો હતો એટલામાં મંત્રી વસ્તુપાળનું ત્યાં આગમન થયું. મંત્રીને જોઇને રાણાએ કહ્યું: "મંત્રીશ્વર, હું નગરચર્ચા જોવા નીકળ્યો હતો તેવામાં આ દિશામાં તલવારોના ખણખણાટ સાંભળી અહીં આવ્યો અને જોઉં છું તો મારા બે કુમારોના માણસો અહીં લડે છે! વીરમની એક ચિઠ્ઠી પણ મળી આવી છે તેમાં વીશળના સાથીદારને દ્વન્દ્વ-યુદ્ધની ફરજ પાડવામાં આવી છે. મારા પ્રતિબંધ છતાં શા માટે આ બન્ને કુમારો અને તેનાં માણસો મને સંતાપે છે? આ ખટરાગ વિષે શું તમને કાંઈ ખબર નથી?"

"મહારાજ" મંત્રીશ્વરે કહ્યું: "મને આ બાબતની ખબર અગાઉથી પડેલી હતી અને તેટલાજ માટે મે મલાવનો આરો દૂષિત થતો અટકાવવા સૈનિકોનો પહેરો રાખ્યો હતો. શહેરને દરવાજે છુપએવીજ રીતે સૈનિકોની

એક ટુકડી મોકલીને વીરમનું પ્રત્યાગમન રોકવાનો મે બંદોબસ્ત કર્યો છે. ”

“ પ્રત્યાગમન ? શું તે બહારગામ ગયો છે ? તમે તેની પ્રવૃત્તિથી શું વાકેફ છો ? ”

“ માત્ર તેનીજ પ્રવૃત્તિ હું જાણું છું એમ નથી. વીશળદેવની પ્રવૃત્તિ પણ જાણું છું. ”

“ મને આ બંને કુમારો ઉદ્વેગ કરાવે છે—”

“ વીશળદેવની પ્રવૃત્તિ ઉદ્વેગજનક નથી. કર્ણાટકની રાજકુંવરી આપણા રાજ્યની મહેમાનગિરી ભોગવે છે. કુમાર વીશળ તેને શહેર બહારના દશ્યો બતાવવા લઇ ગયો છે. ”

રાણાના મુખ પર સંતોષની લાગણી જોઇ મંત્રીએ આગળ કહ્યું: “ આ દ્વન્દ્વ–યુદ્ધની તેને કાંઇ ખબર નહીં હોય, તેનું નામ આ દ્વન્દ્વ–યુદ્ધ સાથે ક્ષણભર પણ ભેળવી શકાય નહીં. વીશળની પ્રવૃત્તિઓ નિર્મળ છે; રાજ્યહિતકારક છે; વીરમ પોતાનો સ્વાર્થ સાધવા રાજ્યહિતની દરકાર પણ કરતો નથી. આપ શહેરને દરવાજે પધારશો, એટલે આપને ખાત્રી થશે કે, વીરમ ક્યાંથી પાછો ફરનાર છે. ”

“ આપણે ત્યાંજ જઇએ. વીરમના સાથીદારોને સાથે લઈ લ્યો. ” રાણાએ કહ્યું.

વીરધવલે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો. મંત્રીશ્વર તેની સાથે થઇ ગયો. વીરમદેવના સાથીઓને લઇને સૈનિકો પણ ગયા. નાગેશ્વર તેઓ પાછળ જવા તૈયાર થતો હતો ત્યાં સિંહદેવે તેને રોક્યો અને પૂછ્યું: “ જોઈ મંત્રીની ચાલાકી ? ”

“ બરાબર જોઇ. વીશળ કુમારને એણે રાણાની નજ-

રમાં હલકો ન પાડયો પણ તેનાં મૂલ વધાર્યાં એ આપણે સંતોષ લેવા જેવું છે."

"પણ એણે ફસાવ્યા તો આપણુને જ!"

"નાનાઓને માથે ઢોળી પાડીને મોટાઓને છટકાવી નાંખવા એનું જ નામ રાજરમત!"

"હું મંત્રીની એ કપટવિદ્યા નહીં ચાલવા દઉં!"

હસીને નાગેશ્વર બોલ્યો: "તમે તલવારબહાદુરો ફક્ત તલવારોજ ફેરવી જાણો અને બીજી બાબતોમાં તમને ગમ ન પડે એમ કહેવાય છે તે સાચું જ છે. વીશળદેવનું નામ આ દ્વન્દ્વ–યુદ્ધમાં ન ભેળવી શકાય, વીશળદેવને દ્વન્દ્વની ખબર પણ નહી હોય, એમ કહેવાનો મંત્રીનો હેતુ તમારા ખ્યાલમાં નથી આવતો? જો વીશળદેવે આ યુદ્ધ સ્વીકાર્યું એમ જાહેર થાય તો એ સ્વીકાર માટે પણ એને આપણી માફક તલવારના ઉપયોગનો પ્રતિબંધ કર્યા વિના રાણો રહે નહીં. મામાશ્રી, ચતુર મંત્રીશ્વરે વીશળકુમારને એમાંથી બચાવ્યો અને આપણને હોળીના નાળીએર બનાવવાનું કપટ કર્યું એ કુમારના હિત માટે હોવાથી આપણે મૌન પકડવા જેવું છે."

"હં. હં, હવે સમજાયું." સિંહદેતે કહ્યું: "મને તારા સાથીદાર થવાનું વીશળ કહેવા આવ્યો ત્યારે મંત્રીની શરત કહી હતી ત્યારથી મને ગુંચવણ થતી હતી. હવે એનો સ્ફોટ થયો. મંત્રી બડો મુત્સદ્દી છે!"

"જ્યાં સુધી વીશળકુમારના લાભમાં એની મુત્સદ્દીગિરી રહેશે ત્યાં સુધી આપણે લગીરે ચિન્તા કરવા જેવી નથી. પણ જ્યાં તે આડો ફાટશે કે, આપણે જરૂર ચેતીશું."

સિંહદેવ કાંઇ બોલ્યો નહીં અને વિચારમાં પડી ગયો. "કેમ, શુંઢમુંઢ થઇ ગયા?" નાગેશ્વરે પૂછ્યું.

"કાંઈ નહીં, મને લાગે છે કે, તું પણ ભવિષ્યમાં કોઈ ચાલાક મુત્સદ્દી થવાનો!" સિંહદેવે વિચારમનસ્ક ગંભીર વાણીથી કહ્યું.

"મામા," નાગેશ્વરે હસીને કહ્યું: "એમાં તમારી અને વીરશળકુમારની કૃપાનો આધાર છે પણ અત્યારે એ બધાં સ્વપ્ન સેવવાની જરૂર નથી. આગે આગે ગોરખ જાગે!"

નાગેશ્વર ચાલવા મંડયો. સિંહદેવ પણ તેની સાથે ચાલ્યો. તેઓ થોડેક દૂર ચાલ્યા એટલે નાગેશ્વરે પ્રશ્ન કર્યો: "મામાશ્રી, વીરશળકુમાર શહેર બહાર કર્ણાટકની રાજકુંવરી સાથે ગયો છે એવું મંત્રીશ્વરે કહ્યું એનો કાંઇ અર્થ સમજાય છે?"

"પરમુલ્કના મહેમાનને આપણા મુલ્કની મહત્તા સમજાવવી અને આપણા વિષે તેના ઉપર સારી છાપ પાડવી એ સિવાય વળી બીજો શો અર્થ હોય?"

"એમાં પણ મંત્રીની ઉંડી રાજરમત મને સાફ સાફ દેખાય છે!" નાગેશ્વરે કહ્યું: "સંજોગો જુઓ. વીરમ અણહીલવાડ ગયો છે. ત્યાંથી તે અત્યારે પાછો ફરનાર છે. એનાજ રસ્તામાં વીશળકુમાર અને કર્ણાટકની રાજકુંવરી છે. દરવાજા આગળ સૈનિકો છે. વીરમને રોકવાનો તેમને હુકમ છે. વીરમની ઉદ્ધત પ્રકૃતિ અને વીશળકુમારની ગંભીર પ્રકૃતિ આપણે જાણીએ છીએ. હું ખાત્રીથી માનું છું કે–દરવાજા આગળ કાંઇક ઝપડો જાગવો જોઇએ. કર્ણાટકની રાજકુંવરીની નજર સમક્ષ જાગવો જોઇએ. એમાંથી વીશળદેવનાં માન વધવાં જોઇએ અને વીરમ પર રાણાશ્રીની વધુ ખફામરજી થવી જોઇએ."

"પણ તેમાં મંત્રીને શું?"

"મંત્રીએ દારૂ અને દેવતાનો મેળ આમાં ગોઠવ્યો છે, એ એની રાજરમત! મંત્રીને જરૂર ખાત્રી છે–મને

પણ ખાત્રી છે—કે, વીશળકુમાર આ સંજોગોમાંથી નિર્વિઘ્ને બહાર નીકળી આવશે અને વીરમ એમાં ફસાઇ પડશે."

"ત્યારે તો તું કહે છે તેમ, આપણે ખુશી થવા જેવું છે."

"ખુશી થવાં જેવું તો ખરૂં; પણ મેં કહ્યું તેમ જ્યાં સુધી આ રાજરમત વીશળદેવના લાભની હોય ત્યાં સુધી! એ પછી ચિન્તા કરવા જેવુંયે ખરૂં. મંત્રીથી આપણે ચેતતા રહેવાનું છે. વીરમ–વીશળના વિરોધ જેવો વિરોધ વીશળ અને આપણા વચ્ચે જગાડવાનાં સોગઠાં આ મંત્રી ગોઠવે તો હું અજબ થાઉ નહીં."

"એમ? જો મંત્રીની એવી કાંઇ ખટપટની ખબર તને પડે તો મને કહી દેજે. હું 'એક મગની બે ફાડ" તરતજ કરી દઇશ; સમજ્યો?" સિંહદેવે કહ્યું.

નાગેશ્વર હસ્યો અને બોલ્યોઃ "મામાશ્રી, તમારી તલવાર પર મને મારી તલવાર જેટલોજ વિશ્વાસ છે પણ તલવાર ચલાવવી એ મુત્સદ્દીગિરી નથી. વળી હાલ તુર્ત તો એક વર્ષની તેવી મનાઇ આપણને બન્નેને છે. 'વિષના માર્યા ન મરે તે ગોળના માર્યા મરે' એ કહેવત મુજબ જ્યાં સુધી કામ લેવાય ત્યાં સુધી વધારે ઠીક. હાલ તુર્ત શાન્તિ રાખો. આગળ ઉપર જોયું જશે."

"હું ફરીથી કહું છું કે–તું કોઇક જબરો મુત્સદ્દી થવાનો!" સિંહદેવે કહ્યું.

કશો જવાબ નહીં વાળતાં નાગેશ્વર ચૂપ રહ્યો.

તેઓ શહેરના દરવાજા તરફ જવા લાગ્યા.



# પ્રકરણ ૫ મું.

## કર્ણાટકની રાજકુંવરી મૃણમયીદેવી.

રાજેન્દ્ર વીરધવળ વગેરે શહેરના દરવાજા આગળ પહોંચે તે પહેલા ત્યાં બનેલા બનાવોને કુમાર વીરશળદેવ અને કર્ણાટકની રાજકુંવરી સાથે સંબંધ હતો; જેથી એ બેની પૂર્વપ્રવૃત્તિનું દિગ્દર્શન આવશ્યક છે.

મંત્રીશ્વરને ત્યાં વીશળદેવ ગયો હતો એ સુવિદિત છે. મંત્રીશ્વરે તેને દ્વન્દ્વ-યુદ્ધ માટે પરવાનગી આપી પરંતુ તેમાં હાજર નહીં રહેવાની શરત કરી એ પણ સુવિદિત છે. વીશળદેવ મંત્રીશ્વરને ત્યાંથી નીકળીને સીદ્ધો મામા સિંહદેવને ત્યાં ગયો હતો અને ત્યાં જઇ નાગેશ્વરના સાથીદાર તરીકે રહેવા તેને વિનવીને તે રાજમહેમાન મંદિરે ગયો હતો; કે જ્યાં કર્ણાટકની રાજકુંવરીની આગતા સ્વાગતામાં રહેવાનું મંત્રીશ્વરે તેને સૂચન કર્યું હતું.

એ રાજકુંવરીનું નામ મૃણમયી હતું. રાજકુંવરીના ખંડ આગળ પહોંચતાં કુમારને માલુમ પડયું કે-તે પડદે-નશીન રાજકુંવરી નથી. તેના રિસાલાનો એક સૈનિક તેના ખંડ આગળ પહેરો ભરતો હતો. ખંડમાંથી સંગીતના સ્વરો નીકળતા હતા. સાક્ષાત વીણાધારિણીનો અવતાર હોય તેમ રાજકુમારીનો કોકિલ કંઠ વીણાના સૂર સાથે એક તાર થઇ જતો હતો. એ ગાન સાંભળતો વીશળદેવ

થોડીકવાર ખંડ બહાર થોભ્યો. સરભરા ખાતાનો અધિષ્ઠાતા તેજ વખતે ત્યાં આવી પહોંચ્યો. કુમારે તેને શાન્તિપૂર્વક ત્યાં બેસી રહેવા ઈશારત કરી. ગાન પૂરૂં થતાં નુપૂરઝંકાર સંભળાયો અને રાજકુમારી બહાર આવી. જેવો તેનો કંઠ મોહક હતો તેવીજ તે કાન્તિમતી હતી. સુન્દર વસ્ત્રાભૂષણો તેની કાન્તિમાં ઔર ઝલક પૂરતાં હતાં.

સરભરા ખાતાના અધિષ્ઠાતાએ કુમારનો પરિચય કરાવ્યો: "અહો! મને વહેલી ખબર કેમ ન કરી?" એમ કહેતાં મૃણમયીએ વીશળદેવ તરફ જોયું. બંન્નેની નજર એક થઇ. અને એ એકદ્રષ્ટિમાં આત્માની અનેરી ઓળખાણ થઇ ચૂકી. કુમારીની નજર કુમારના હૃદયમાં અને કુમારની નજર કુમારીના હૃદયમાં પ્રવેશી. શબ્દો લખવામાં વખત જાય તેના કરતાંયે વધારે ગતિથી સ્વયંભૂએ એ બન્નેનાં હૃદયને જગાડયાં; હૃદયે હૃદયની અકથ્ય વાતચીત આપોઆપ થઇ ગઈ.

"તમારૂં ગુજરાત" જાણે વીણાના જ દિવ્ય સ્વરનો રણકાર થતો હોય તેમ રાજકુમારીના મુખમાંથી શબ્દો નીકળ્યા: "નન્દનવન છે. શાં એનાં હરિયાળાં વનઉપવન! શી એનાં મદિરોની કલામયતા! ખરેખર, ગુજરાત ભવ્ય છે; માત્ર ભૂતકાળનુ ભવ્ય નહીં—વર્તમાન કાળનું પણ ભવ્ય—"

"અને આપ સમાં રાજવંશી પતિતપાવન મહેમાનની કુંકુમપગલીઓ વડે ભવિષ્યકાળનું પણ" વીશળદેવે એનું વાકય પૂરૂં કર્યું.

"મને સંદેહ છે" એમ કહી રાજકુમારીએ તેની પાસે ક્ષણે આવેલા, પોતાના રિસાલાના ઉપરીને પૂછ્યું: "કેમ, હવે શું કરવાનું છે?"

"આપને અહીંની આસપાસની જગ્યાઓ દેખાડવા અહીંના મંત્રીશ્વરે રથ મોકલ્યા છે."

"ઘણી ઉત્તમ યોજના!" રાજકુમારીએ કહ્યું: "આપણે સહુ સાથે જ જઇએ. હું ધારૂં છું કે, રાજકુમારને આપણી સાથે આવવામાં—"

"લેશ પણ હરકત નથી," વીશળદેવે જવાબ દીધો.

થોડીકજવારમાં મૃણ્મયી તૈયાર થઈ ગઈ અને રથમાં બેઠી. વીશળદેવે સારથીપદ લીધું. મૃણ્મયીનું હૃદય હર્ષને હિલ્લોળે ચઢ્યું. અંતઃકરણમાં પ્રસન્ન થતી તે પૂછવા લાગી: "આપ રથ હાંકશો?"

"રાજકુલના મોંઘા મહેમાન માટે રાજકુલનો સારથી જ હોય."

રથ ચાલ્યો. રિસાલો સાથે રહ્યો.

શહેરમાં આજ પ્રાતઃકાળના દરબારમાં બનેલી વાત વાયુવેગે પ્રસરી ગઇ હતી. જ્યાં જુઓ ત્યાં લોકો વણિક એમચંદ અને તેની પાછળ ધસેલા વીરમદેવની વાતો કરતા હતા. પરંતુ એ વાતોમાં અતિશયોક્તિ પણ થઇ ગઇ હતી. પરિણામે વીરમ પ્રત્યે તિરસ્કારની લાગણી અને વીશળદેવ પ્રત્યે માનની લાગણી લોકોમાં વધી ગઇ હતી. એ બહુજ ડાહ્યો રાજકુમાર છે, એમ સર્વનો અભિપ્રાય થઇ ગયો હતો.

અને એ વાતો હજી તો શહેરમાં પ્રસરતી હતી એટલામાં રાજકુમાર વીશળદેવને રથારૂઢ થઇ રથ હાંકતો લોકોએ જોયો. "કેવો સરળ હૃદયનો કુમાર છે!" "કેવો નિર્ગર્વી છે?" "કર્ણાટકના મહારાજાની કુંવરીની મહેમાનગિરીમાં લગીરે ઉણપ નથી આવવા દેતો અને મોંઘા મહેમાનનું મૂલ બરાબર સમજે છે!" લોકો કહેવા લાગ્યા.

લોકોના દિલમાં આ લાગણીએ એટલું બધું ઘર કર્યું કે, તે શહેરના બજારમાં આવ્યો ત્યાં તો ખૂબ ગીરદી જામી ગઇ. ચોગરદમથી લોકોએ તેને અક્ષત પુષ્પથી

વધાવવા માંડયો. એને માન આપવામાં લોકોએ સરસાઇ કરી મુકી.

શરૂઆત તો પુષ્પ અક્ષતથી થઇ પણ જેમ જેમ રથ આગળ ગયો તેમ તેમ તો સ્વાગતની ચીજોમાં મોંઘી વસ્તુઓનો સમાવેશ થયો.

એક મંદિર આવ્યું. તેમાં દર્શનાર્થે રાજકુમારીને રથમાંથી ઉતારવામાં આવી. જ્યાં તે રથમાં પાછી બેસવા જાય છે કે–મોતીનો વરસાદ એના પર પડયો ! એક મોતી એના હાથમાં પડયું. ચમકીને એણે ઉંચું જોયું. મંદિર નજદીકના એક મકાનના ઝરૂખામાંથી એક બાળા મોતીથી એ બેને વધાવતી હતી !

" અહો ? કેવી સ્વાગતપ્રવીણ અને અંતરના ઉમળકા વાળી પ્રજા છે! સાચાં મોતીથી વધાવે છે! " રાજકુમારી બોલી.

હજી પણ એના આશ્ચર્યમાં વધારો થવાનો હતો. ચોગરદમ માનવમેદની ઉભરાઇ જતી હતી અને કુમાર પર પુષ્પો અને પુષ્પહાર થોકબંધ પડયા જતા હતા. એવામાં " ઓ......મા...રે ! મારૂં બાળક રસ્તા વચ્ચે છે ! ઓ...રે ચગદાઇ જશે ! " એવો સ્વર સંભળાયો. કુમારે એવી તો ચાલાકીથી ઘોડાની રેન પકડી લીધી કે આંચકા સમેત રથ ઉભો રહી ગયો.

સ્ફુર્તિથી અને મજબુતાઈથી રેન બાંધીને કુમાર રથમાંથી ઉતરી પડયો. જુએ છે તો એક બાળક ઘોડાના પગ નજદીક પડેલું છે. ઘોડાને એકદમ થોભાવ્યાંથી એને લગીરે આંચ આવી નથી. કુમારે બાળક ઉઠાવી લીધું.

હસતું રમતું નાનકડું બાલુડું !

" કોનું છે આ દેવદુત? " રાજકુમારે ગીર્દી તરફ જોઇ પ્રશ્ન કર્યો.

"ખમ્મા, મારા વીરા, તું જુગ જુગ જીવજો અને હમેશાં આવી રીતે અમ ગરીબની આંતરડી ઠારજો." એમ બોલતી એક સ્ત્રી દોડી આવી. તેણે બાળક પોતાની કને લઇ લીધું.

વાત એમ હતી કે—એ બાળકની એ માતા હતી. પોતાની સાથે ઉભેલી એક બાઇ સાથે વાતોમાં તે તલ્લીન થઇ ગઇ હતી. તેનું બાળક રમતું રમતું રસ્તા વચ્ચે જતું રહેલું, તેનું તેને ભાન રહ્યું નહતું. ગીર્દીમાં તે શોધ ખોળ કરતી હતી એટલામાં તેને માલુમ પડયું કે રથના આવવાના રસ્તા માંજ તે પડેલું છે! કુમારે તેની બૂમાબૂમને આધારે ચપળતાથી ઘોડા રોકીને તે બાળકને બચાવ્યું. કુમારે જ્યાં તેને બાળક સોંપ્યું કે તે બોલી: "હું તો એક ગરીબ બ્રાહ્મણ બાળા છું. મારે અંતરની આશીષ સિવાય બીજુ કાંઇ આપવાનું નથી. હું આશીષ આપું છું કે, તમારૂં બેનું જોડું અખંડ રહો."

રથની અંદર બેઠેલી રાજકન્યા એ સાંભળીને ચોંકી. એણે બહાર ડોકું કાઢયું. જનવૃન્દના એ અપાર સમૂહમાં એની અને કુમારની આખ એકવાર ફરી મળી. અર્ધપળમાં બન્નેએ તે પલ્ટાવી લીધી.

આ અદ્‌ભુત બનાવથી કુમારની ચાલાકીનાં ચોગરદમ વખાણ થઇ રહ્યાં અને જેમ જેમ રથ આગળ વધ્યો તેમ તેમ જુદી જુદી વસ્તુઓ વેચનારાઓનાં બજારોમાંથી જુદી જુદી વસ્તુઓ વડે કુમારને માન આપવામાં આવ્યું.

જ્યારે રથ શહેરની ભાગોળ આગળ આવ્યો ત્યારે પુષ્પોથી તે ખૂબ ભરાઈ ગયો હતો અને વિવિધ જુદી જુદી વસ્તુઓ રથની અંદર પડયાથી કુમારી તેની અંદર ઢંકાઇ ગઈ હતી. કુમાર રથમાંથી ઉતર્યો.

રથમાં જોઇ તેણે પૂછ્યું: "રાજકુમારી, ક્યાં છો?"

"આ પુષ્પો, ચીજો અને આશ્ચયના ઢગલા નીચે ઢંકાઇ ગઇ છું!'

"આશ્ચર્ય કેમ ?"

"તમારી પ્રજાની આટલી બધી માયાલુતા જોઇને."

"ગુજરાતની એ એક અજબ ખાસીયત છે. જેનાપર ગુજરાતીઓનો પક્ષપાત વધી જાય છે; જેનાથી તેઓ પોતાનું હિત થયેલું માને છે, તેના જાણે ગુલામ હોય એવી રીતે તેના પર પોતાનાં હૃદય નિસાર કરી દે છે, તેને અંતરનાં અનેક વધામણાંથી ઓવારી દઇ પોતાની કીંમતી માલમિલ્કતની કશીજ ગણુન ન કરતાં તેને માટે ફના કરવા તત્પર થાય છે."

"અજબ ભોળી પ્રજા ! પણ એનો લાભ જરૂર કોઇ ખંધાઓ લઇ જાય."

"એમ પણ બને છે. અમારા ગુજરાતનો પૂર્વકાળનો ઇતિહાસ એવા દાખલાઓથી ભરપૂર છે કે જેમાં પરદેશીઓએ આવી ગુજરાતને પોતાપર મુગ્ધ કરી ગુજરાતીઓની પ્રકૃતિનો લાભ લીધો છે."

થોડોક વખત વિશ્રામ લઇ તે બન્ને પાંડવોના પૌરાણિક સમયની દંતકથાઓને આધારે જોવાલાયક સ્થળો જોઈ પાંડવ ટેકરી આગળ પહોંચ્યા અને તે સ્થળે વિશાળ મેદાન જોઇ કુમારીએ કહ્યું: "તમે રથ બહુવાર સુધી હાંકયો. હવે મને હાંકવા દો."

"તમે ? સંગીતની પેઠે આ કલા તમને સાધ્ય છે ?"

"એની પરીક્ષા કાંઈ મ્હોંનાં વેણુથી થાય ?"

તે રથ હાંકવા આતુર છે એમ જોઇ કુમારે કહ્યું: "હું રથમાં બેસીશ તો મને ખ્યાલ નહીં આવી શકે કે તમે ઘોડાપર કેવો કાબૂ રાખી શકો છો. હું અહીં ઉભો રહીશ અને તમે રથ હાંકો એ હું જોઇશ."

" એ પણ ઠીક છે."

રાજકુમારીએ સારથીપદ લીધું અને રથ હાંકવા માંડયો. રાજકુમાર તેના માણસો સાથે વાતોમાં રોકાયો પણ તેનું ધ્યાન તો કુમારી રથ હાંકતી હતી તે તરફજ રહ્યું. એણે જોયું કે અશ્વોની ગતિને તે બરાબર કાબૂમાં રાખી શકે છે; અને ગભરાઇ જતી નથી. તે નિશ્ચિંત બન્યો.

એટલામાં એક સાંઢણી ઝપથી ત્યાંથી પસાર થઇ. રાજકુમારનું ધ્યાન વાતોમાં હતું એટલે તેના ઉપર કોણ બેઠું હતું, એ તેના જોવામાં આવ્યું નહીં; પણ સાંઢણીની ઘુઘરીઓના રણકારથી તેનું ધ્યાન ખેંચાયું. સાંઢણી પસાર થઈ ગઇ હતી.

" કોઇ ગામથી કોઇ કાસદ આવ્યો હશે." એમ કુમારે પોતાના મનમાં માની લીધું.

વસ્તુતઃ એ સાંઢણી કુમાર વીરમદેવની હતી. તે અણહીલવાડ–પાટણથી નિરાશ થઇને પાછો વળતો હતો. તેને રાતના ૯ વાગે મલાવને આરે દ્વન્દ્વ–યુદ્ધ કરવું હતું તેથી ઉતાવળમાં હતો.

તેની સાંઢણી જ્યાં શહેરના દરવાજામાં પેસવા ગઇ કે–દરવાજા બહાર ઉભેલા સૈનિકોએ તેના હાંકનારને પડકાર કરી જણાવ્યું: " અંદર નહીં જવાય."

" કેમ ?"

" કર્ણાટકનાં રાજકુમારી શહેર બહાર ગયાં છે. તે હમણાંજ પાછાં ફરશે. તેમનો રિસાલો પહેલાં અંદર જશે: તે પછીજ તમારી સાંઢણીથી જઇ શકાશે."

" એવી તો બહુએ રાજકુમારીઓ જોઇ !" વીરમે કહ્યું: " મારી સાંઢણી કોઇને ખાતર અટકી રહેશે નહીં." એણે હાંકનારને અંદર જવા હુકમ કર્યો.

પણ સિપાઇઓ તેનો માર્ગ રોકીને ઉભા. તેઓએ ડાંગો ઉંચી કરીને સાંઢણીને આગળ વધવા દીધી નહીં.

વીરમદેવનો મિજાજ ગયો. સાંઢણીને બેસાડાવીને તે નીચે ઉતર્યો. અને સૈનિકો પાસે જઈ બોલ્યો:: " મને કોણ અટકાવે છે ? "

" અમે અટકાવતા નથી પણ થોડીવાર થોભવા કહીએ છીએ. " તેમના સરદારે આગળ આવીને જવાબ દીધો.

વીરમ તેનું ગળું પકડીને બોલ્યો: " મને વીરમદેવને શું તું બીજાની શેહમાં દબાવવા માગે છે ? તેમાંયે એક પારકા મુલકની છોકરીની શેહમાં ! "

" મહેમાનની સલામતીને ખાતર અમને આ કામ સોંપવામાં આવ્યું છે. " સૈનિકોના સરદારે જવાબ દીધો.

" હજી વધારે પરડ કરે છે ? " એમ કહી વીરમદેવે તે સૈનિકને ધક્કો મારી જમીનપર પાડી નાંખ્યો. એટલામાં કર્ણાટકની રાજકુંવરીનો રથ આવી પહોંચ્યો. સૈનિકોએ રથને જવાનો માર્ગ કરી આપ્યો. એ પ્રસંગે વીશળદેવ રથ હાંકતો હતો. તેણે જોયું કે–કુમાર વીરમ જમીનપર પડેલા એક સૈનિક નજદીક ઉભો ઉભો ગુસ્સામાંજ કાંઇક બોલે છે. તે આશ્ચર્યથી કાંઇ પ્રશ્ન કરવા જાય એટલામાં કુદકો મારીને વીરમ રથ તરફ ધસી આવ્યો અને કહેવા લાગ્યો: " રથ પાછો વાળ. મારી સાંઢણી દરવાજામાં જશે તે પછીજ તારાથી અંદર જવાશે. પણ..." વીરમ ખચકાઇને બોલ્યો: "અરે ! આ શું ?" વીરમે રથ હાંકનારના મોં તરફ ટીકી ટીકીને નજર કર્યા બાદ કહ્યું: " તું તો વીશળ છે ! અલ્યા, તારી કઇ કર્ણાટકી સગીનું ભુંડાપણું કરવા રથ હાંકે છે ? "

" ભાઇ, ભાઇ, આ શું બોલો છો ?" વીશળદેવે જવાબ દીધો: " તમે નીશો કરીને આવ્યા છો કે શું ? રથમાં

કર્ણાટકનાં માનવંત રાજકુમારી શ્રીમતી મૃણમયીદેવી બેઠાં છે. રાજ્યનાં તે મહેમાન છે."

"શું બીજા બધા હાંકનાર મરી ગયા હતા કે તારેજ રથ હાંકીને મહેમાનગિરીની હદ્દ ઓળંગ વીપડી ?"

"જરા વિચારપૂર્વક બોલો તો ઠીક."

"જા, જા, મને કાંઇ તેની અથવા તારી પરવા નથી."

વીશળદેવ રથપરથી ઉતરી પડયો અને બોલ્યો: "ભાઇ, હું રથ વાળીને જરૂર તમારી સાંઢણીને અંદર પહેલી જવા દેત; પણ જે શબ્દો તમે રથમાં બેઠેલી વ્યક્તિ સંબંધી બોલ્યા છો તે સાંભળ્યા પછી તો તમારી પાસે તે વ્યક્તિની માફી મંગાવ્યા વિના રથ પાછો નહીં વાળું."

"હું માફી માગું ? છટ્! છટ્! જેવો તું ગાંડો થયો છે તેવો ગાંડો હું નથી. સ્ત્રીજાતની માફી હું કદી માગવાનો નથી!"

"વીરમભાઇ, તમે રાજ્યમહેમાનનું અપમાન ઉપર અપમાન કરો છો."

"આ રાજ્યને અને મને શું લાગે વળગે છે? હું તમારા કોઇના તાબાંમાં રહેવા બંધાયલો નથી. મને તમો સર્વ પર ધિ:ક્કાર ઉપજે છે. પિતાજી ઉપર, ગુરૂજી ઉપર, મંત્રી ઉપર, તારા ઉપર, અને જેનામાં મોહાંધ થઇ હું..."

વીશળદેવે વીરમના મોં પર હાથ દાબી એને વધુ બોલતો અટકાવ્યો અને કહ્યું: "સો વાતની એક વાત. ફક્ત આ રથમાંનાં રાજકુમારીની માફી માગી લ્યો અને પછી બેલાશક તમારી સાંઢણી પર સ્વાર થઇને જાઓ."

"માફી તો નહીંજ માંગવાનો. તારાથી થાય તે કરી લે."

રથનો પડદો એ વેળા હટયો અને રાજકુમારી સ્વયમેવ નીચે ઉતરી આવી.

વીરમ અને વીશળ જ્યાં ઉભા હતા ત્યાં ગર્વભેર મક્કમ પગલાં ભરતી જઇને તે પળભર વીરમ તરફ ક્રોધથી જોઇ રહી અને એ બાદ એક તમાચો વીરમના ગાલપર લગાવી, તેની પૂંઠ કરી, તે પોતાના રથમાં બેસવા પાછી ફરી.

તમાચો ખાનાર ચમકયો. તમાચો મારવામાં આવ્યો તે જોનાર ચમક્યા. અને તમાચાનો સટાકો સાંભળનાર પણ ચમકયા.

સૈનિકોમાં હલનચલન થઈ રહ્યું. હવે કાંઈક પણ નવું ધાંધળ થશે એમ સૌને લાગ્યું અને બન્યું પણ તેમજ.

રથમાં બેસવા જતી રાજકુમારીની પાછળ વીરમ ક્રોધથી ધસ્યો. એકદમ વીશળદેવ વચમાં આવીને તેની સામે ઉભો રહ્યો. રાજકુમારીએ પાછું વાળીને જોયું.

"વચ્ચેથી દૂર થા" વીરમે ત્રાડ નાંખીને કહ્યું: "મને તમાચો મારનારીને ખો ભૂલાવી દીધા વિના હુ નથી રહેવાનો."

"એ વિચાર મનમાં પાછો શમાવી દો." વીશળદેવે શાન્તિથી પણ મક્કમતાથી જવાબ દીધો.

"પણ તું દૂર થાય છે કે નહીં?"

"ના."

વીરમદેવે તલવાર કાઢી અને તે ચમકાવતાં કહ્યું: "તો તારા મૃતદેહ પર થઇને પણ હું એ—"

વીશળદેવે પણ પોતાની તલવાર કાઢીને વીરમને ધક્કો મારી દૂર ખસેડયો.

વીરમે તલવાર ઉંચી કરી તેના પર ઘા કર્યો પણ એ ઘા સ્ફુર્તિથી વીશળદેવે પોતાની તલવાર પર ઝીલી લીધો અને કહ્યું: "ભાઇ, જ્યારે મારો પોતાનો પ્રશ્ન હતો ત્યારે

મે તમારી આગળ મારૂં મસ્તક ઝુકાવી મારો વધ કરવા કહ્યું હતું. અત્યારે એક સન્નારીના સન્માનનો પ્રશ્ન છે. મારો ક્ષાત્રધર્મ મને ફરમાવે છે કે–તમને અત્યારે અવશ્ય એવો ધડો આપવો જોઇએ કે, ફરીથી સ્ત્રી જાત પ્રત્યે એક પણ ગેરવાજબી બોલ તમે બોલી શકો નહી. ચાલો, હવે અજમાવો તમારી તલવાર."

જોત જોતામાં બંનેની તલવારો પરસ્પર ટકરાવા લાગી. વીરમને રાજકુમારીના તરફ એક તસુભાર પણ વીશળે આગળ જવા દીધો નહીં પણ ઉલ્ટું પોતાની તલવારની ધારથી તેણે વીરમને વધારે દૂર જવા ફરજ પાડી. બંનેની તલવારોના એવા તીક્ષ્ણ અને જોશભર્યા વાર, પરસ્પર થવા લાગ્યા કે, આસપાસ ઉભેલા સૌ વિચારમાં પડી ગયા કે, આનું શું પરિણામ આવશે.

જે સૈનિકોની ટુકડી ત્યાં ઉભી હતી તેનો સરદાર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે–આ યુદ્ધ અટકાવું કે નહીં ? વીરમે તેનું અપમાન કર્યાથી તેને તેના ઉપર ક્રોધ ઉપજ્યો હતો. વીશળના સિદ્ધાંતોને લીધે તેને વીશળદેવ તરફ માન ઉપજ્યું હતું. તે આનાકાનીમાં હતો તે દરમ્યાન વીશળદેવે આડાઅવળા અને અણુચિંત્વ્યા એવા વાર કરીને વીરમને મુંઝવી નાંખ્યો કે તેને વીશળ ઉપર ઘા કરવાની ફાવટ આવી નહીં. તે થાકયો હોય; કે નિરાશ થયો હોય તેમ હવામાંજ ફક્ત તેની તલવાર વીંઝાતી રહી. વીશળે તેનાં આવાં બાથોડીઆં વખતે ઘણી ચાલાકીથી તેના હાથમાંની તલવાર પોતાની તલવારના ઘાથી છટકાવી નાંખી. રાજકુમારી સ્ફુર્ત્તિથી એ તલવાર પડી હતી ત્યાં આવીને ઉભી રહી. ત્યાં ઉભેલાઓએ ખુશાલીના પોકાર કરી મૂકયા. રાજકુમારી ઘડીકમાં પોતાના પગ આગળ પડેલી તલવાર તરફ, ઘડીકમાં વીરમ તરફ અને ઘડીકમાં વીશળ તરફ સ્મિત કરતી જોઇ રહી.

વીશળદેવ સમજી શકયો કે, રાજકુમારી શા હેતુથી ત્યાં આવીને ઉભી છે. વીરમની સમજમાં એ હેતુ ઉતર્યો હોય કે નહીં એ તે જાણે પણ તેણે તલવાર નજદીક આવી નીચા વળીને તે લેવા કોશિષ કરી.

રાજકુમારી તરતજ બોલીઃ "શા માટે મારાં ચરણમાં પડો છો ? હું તમને મારી આપું છું."

તલવારને વીરમથી હાથ અરકાડી શકાયો નહીં. તે ખસીયાણો પડી ગયો. એ સમજ્યો કે—તલવાર લેવાં નીચા વળતાં બેશક તેને રાજકુમારીનાં ચરણ આગળ ઝુકવું પડયું; અને એ ભૂલ થઇ.

તેણે હોઠ કરડયા. તે અવાક્ બની ગયો. રાજકુંવરીએ ખસીયાણો પાડયાથી તેના ઉપર હુમલો કરવાની તેની હિંમત ચાલી નહીં. તેણે રાજકુમારીના પગ પાસે પડેલી પોતાની તલવાર લીધી નહીં અને વીશળદેવ કને આવીને બોલ્યોઃ "બંધુ, મારા ગ્રહ વાંકા છે. આજનો દિવસ મારા માટે અશુભ છે. મને દિલગીરી થાય છે કે, ગુસ્સાના આવેશમાં હું ગમે તેમ બોલી ગયો. મને મા—"

વીશળદેવે એને 'માફ' શબ્દ પૂરો બોલવા દીધો નહીં. પોતાની તલવાર દૂર ફેંકી દઇને પોતાના પરતાયલા ભાઇને તે ભેટી પડયો. થોડી વારે બન્ને ભાઇઓ રાજકુમારી નજીક આવ્યા.

રાજકુમારીએ વીરમદેવ તરફ જોયું. વિકાળ વાઘ અત્યારે નરમ ઘેટા જેવો બની ગયો હતો. એના મોં પર નિરાશાની લાગણી છવાઈ ગયેલી હતી.

"તમારી મારીથી તમે મને આભારી બનાવ્યો છે" વીરમે રાજકુમારીને કહ્યું.

રાજકુમારીનું સંપૂર્ણ માન જળવાયું.

ફક્ત નીચેનો શ્લોક કહીને તે રથમાં બેસી ગઈ.

वाण्येकासमलंकरोति पुरुषं
यां संस्कृता धार्यते

क्षीयन्ते खलु भूषणानि सततं
वाग्भूषणं भूषणं ।*

" હું એવી વાણી રાખવા પ્રયત્નશીલ થઈશ." એમ શુદ્ધ અંતઃકરણથી વીરમદેવ બોલ્યો.

"ત્યારે તો તમારા ગ્રહ વાંકા છે એમ નજ કહી શકાય." વીશલદેવે તેને કહ્યું.

"એ વાક્ય મેં મારી મુસાફરીને ઉદ્દેશીને કાઢયું હતું." વીરમદેવે જવાબ દીધો: "દેશવટાનો પિતાજીનો હુકમ રદ કરાવવા માટે હું દાદાજી પાસે અણહીલવાડ ગયો હતો. દાદાજીએ પિતાજીના કામમાં વચ્ચે આવવા ના પાડી. મારે પાછા આવવું પડયું. અહીં દરવાજામાં પેસતા આ ધાંધળ થયું. મલાવને આરે જતાં મને મોડું થઈ ગયું. મારી ઉમેદ બર આવી નહીં અને ત્યાં પેલા નાગરે જરૂર ભાણુદેવને મારી નાંખ્યો હશે–"

"ભાણુદેવને શા માટે મારી નાખે?" વીશળદેવે પૂછયું.

"હું વખતસર ત્યાં જઈ પહોચ્યું નહીં તો મારે બદલે ભાણુદેવની મેં નીમણુંક કરી હતી–"

"તો ચાલો, આપણે જલ્દીથી ત્યાં જઇ તપાસ કરીએ અને જો તમે શાન્ત થયા હો, તો એ આખુંયે પ્રકરણ માંડી વાળીએ."

"ભાઇ, એ પ્રકરણ બંધ પાડવા હું રાજી છું. હવે આ ધાંધળ આગળ ન વધે, એવી મારી ઇચ્છા છે."

વીરમદેવ આ વાક્ય બોલી રહ્યો એટલામાંજ રાણો વીરધવળ અને મંત્રી વસ્તુપાલ સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યા. મશાલોના અજવાળામાં વીરમદેવે જોયું કે–તેના

*(ભાવાર્થ:–જે સંસ્કારી વાણી પુરૂષ ધારણ કરે છે તેજ તેને શોભાવે છે. ખરેખર, ભૂષણો તો નાશ પામે છે પરંતુ વાણી ભૂષણ સદા ટકી રહેનારૂં ભૂષણ છે.)

સાથીદારો તેમાં છે. ભાણુદેવ અને મણિદેવને તેણે એ બેમાં જોયા નહીં. તેને વહેમ ઉપજ્યો કે-નક્કી એ બે જણ મરાયા છે અને બીજા બધાને પકડી લેવામાં આવ્યા છે. પિતાનો વધુ ક્રોધ પોતાની ઉપર ઉતરશે, એમ કલ્પી લઇને તે એકદમ પોતાની સાંઢણી પાસે ગયો; તેના ઉપર બેસી ગયો અને હાંકનારને ઝડપથી તે દોડાવવા તેણે હુકમ આપ્યો.

"વીરમ, ક્યાં જાય છે? આમ આવ" રાણાએ મોટે અવાજે હુકમ કર્યો; પણ સાંઢણીને ઉઠાડીને હાંકનારે દરવાજા બહારથી જ પાછી વાળીન દોડાવી મૂકી. એ જોઇ રાણો સૈનિકો તરફ વળ્યો અને બોલ્યો: "સૈનિકો–"

તે આગળ બોલે એટલામાં વીરમદેવે તેના ઘોડા આગળ જઇ પોતાનું મસ્તક ઝુકાવી કહ્યું: "પિતાજી, ભાઈની પાછળ સૈનિકોને નહીં મોકલવા મારી આપને ખાસ અરજ છે."

"કારણ?"

"તેમણે પોતાનાં તમામ વર્ત્તન માટે પશ્ચાત્તાપ જાહેર કર્યો છે અને ફરીથી અહીં નહીં આવવા કબૂલ કર્યું છે."

"હું એ ન માની શકું,"

"કુમાર વીરમદેવજીના પશ્ચાત્તાપની હકીકત સાચી છે, એની હું સાક્ષી આપું છું." કર્ણાટકની રાજકુમારીએ રથમાં બેઠે બેઠે પડદા પાછળથી જવાબ દીધો.

"તોફાન કરતી વખતે અને કાનુનો વિરૂદ્ધ વર્ત્તતી વખતે કશો વિચાર ન કરવો અને પાછીથી પસ્તાવું એથી કાંઇ મારી મળી શકતી નથી; પણ–" જમીનપર પડેલી વીરમદેવની તલવાર તરફ રાણાની દૃષ્ટિ જતાં તેણે પૂછ્યું: "પેલી તલવાર કોની પડી છે? શું અહીં પણ તલવારો ચાલી છે?" જે સૈનિકો ત્યાં ઉભા હતા તેના સરદારને રાણાએ પોતાના અહીં આવવા પહેલા શું બન્યું હતું તે

જણાવવા કહ્યું. એ સૈનિકે તમામ હકીકત આદિથી રાણાને કહેવા માંડી.

વીશળદેવ રાણાના ઘોડા આગળથી ખસી ગયો.

રાણો વિગત સાંભળતો હતો તે દરમ્યાન નાગેશ્વર અને સિંહદેવ ત્યાં આવી પહોંચ્યા. સિંહદેવ તે હકીકત સાંભળવા લાગ્યો અને નાગેશ્વરે વીશળદેવ પાસે જઇ મલાવને આરે બનેલા બનાવનું બ્યાન ટુંકમાં કર્યું.

વીશળદેવ તે વખતે કર્ણાટકની રાજકુમારીના રથ પાસે ઉભો હતો. નાગેશ્વરની વાત રાજકુમારીથી સાંભળી શકાતી હતી. નાગેશ્વર એ વાત કહી રહ્યો એટલે વીશળ-દેવે તેને પૂછ્યું. " મલાવના બનાવ અને અહીંનો બનાવ, બન્નેને લીધે પિતાજીનો ક્રોધ જરૂર વધશે. તે શાન્ત કરવાનો કાંઇ ઉપાય ? "

નાગેશ્વર તેનો ઉત્તર આપે એટલામાં તો રાજકુમારીના રથના ઘોડા ચમક્યા અને દરવાજા તરફ દોડયા. રાજ-કુમારીએ રથમાંથી ચીસ પાડી.

વીરધવળને જે સૈનિક–સરદાર વાત કરતો હતો તે અટકી ગયો. વીરધવળનું અને સૌનું ધ્યાન દોડતા રથ તરફ ગયું. વીશળદેવ રથની પાછળ ફલંગો ભરતો દોડયો; વિગત કહેનાર સરદારે અને ઘોડેસ્વાર સૈનિકોમાંના કેટલાકે પણ પોતાના ઘોડા રથ પાછળ દોડાવ્યા.

થોડીકવારમાં વીશળદેવ રથપર ચઢી ગયો અને ઘોડાને કાબુમાં લેવા માટે તે રેન પકડવા ગયો તો તેને જણાયું કે રથની અંદરથી રાજકુમારીએ રેન પકડેલી છે! તે રેન પોતાના હાથમાં લેવા મથ્યો ત્યાં રાજકુમારીએ પડદો ઉઘાડી હસતાં હસતાં કહ્યું:

" ચતુર કુમાર, ઘોડાઓએ વગર વિચારે ભંગાણ પાડયું નથી ! "

વીશળદેવ હવે સમજી ગયો કે–વીરધવળ સમક્ષ રજુ થતી હકીકત તેને પૂરી કહેવાય નહીં અને તેનું ધ્યાન બીજે રોકાય એ હેતુસર રાજકુમારીએ આ ફેલ કર્યો હતો!

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## દિલ્હીના સુલ્તાનની માતા ગુજરાતમાં.

મૃણ્મયીની ચાલાકીને વીરાળદેવે પૂરેપૂરી અમલમાં મૂકી. રાજમહેમાનમંદિર સુધી રથને તેણે જવા દીધો અને એ બાદ તેની પાછળ આવેલા ઘોડેસ્વાર સૈનિકોને તેણે સમજાવી દીધા કે, રાજકુંવરીને જે શ્રમ પડયો છે તેથી તેની તબીયતમાં બિગાડો થઈ જવાથી હું અહીં રોકાઈશ. તમારે પિતાજી પાસે જવું હોય તો જાવ.

એ સૈનિકો પાછા વળી થોડેક દૂર ગયા ત્યાં તો વીરધવળ અને વસ્તુપાળ પણ શહેરમાં આવી પહોંચેલા જણાયા. સૈનિક–સરદારને હવે કાંઈ વિગત કહેવાનું જણાવવામાં આવ્યું નહીં. રાણો પોતે મહેલે ગયો અને વસ્તુપાલ પોતાને ભવને ગયો. તેણે એક દૂતને તરતજ રાજમહેમાન મંદિરે મોકલ્યો. વીરાળદેવ અને કર્ણાટકની રાજકુંવરીની વાતચીત છુપાઇને સાંભળીને આખાયે બનાવની સંકલના એ વાતચીતમાંથી તે દૂત ગોઠવી શકયો. તેણે વસ્તુપાળને તેનું નિવેદન કર્યું. વીરાળદેવના ગુણો માટે મંત્રીને ઘણું માન ઉપજ્યું અને તેણે પાકો ઠરાવ કર્યો કે કર્ણાટકની રાજકુંવરીનું લગ્ન વીરાળદેવ સાથેજ કોઇને કોઇ ઉપાયથી કરાવવું. બેશક, રાજકુમારી દેશાટનેથી પોતાને વતન પાછી જાય ત્યાંસુધી આ ઠરાવ અમલમાં મૂકી શકાશે નહીં એ વાત તેના ધ્યાન બહાર રહી નહીં.

વીરમદેવના જે સાથીદારો એ આગલી રાત્રે નાગેશ્વર અને મામા સિંહ સાથે ઝપાઝપી કરી હતી તેઓને વીરમના દેશવટાના વીરમગામમાંજ મોકલી આપવામાં આવ્યા હતા. અને વીરમદેવ પોતે પણ તે ગામમાં ગયો હતો. તેને સગવડો કરી આપવામાં વસ્તુપાળે થોડાક દિવસ ધ્યાન રોક્યું. એવામાં એક દિન ખંભાત બંદરેથી ખબર આવી પહોંચી કે—દિલ્હીના સુલ્તાન મોઝ્યુદીનની વૃદ્ધ માતા મક્કા ખાતે હજ કરવા માટે ખંભાત બંદરે આવી ઇસ્લામી પંથના એક વહાણવટીને ત્યાં ઉતર્યાં હતાં પરંતુ કોઇક લુંટારાઓએ તેમને લુંટી લીધાં છે. પોતાની માતાને આ પ્રકારે ગુજરાતના તોફાની લોકોએ રંજાડયાની ખબર દિલ્હીના સુલ્તાનને થશે તો તે જરૂર અપમાનનો બદલો લેવા માટે ફોજ મોકલશે.

વસ્તુપાળે વિચાર કરી જોયો. દિલ્હીના સુલ્તાન સાથે અથડામણનો તેને અનુભવ થઇ ચુકયો હતો. એની અગણિત મોગલ સેનાનો એને ડર નહોતો; કારણકે–થોડાંક વર્ષ ઉપર સુલતાને ગુજરાત પર ચઢાઇ કરી હતી ત્યારે આર્બુદગિરી (આબુ)ની ઘાંટી (ખીણો)માં મંત્રીએ તેની સેનાને જબરી હાર આપી હતી. એ હાર પછી સુલ્તાન ફરીથી ચઢાઇ કરવા હિમ્મત કરી શકે નહી. પરંતુ એજ સુલ્તાનની માતાએ ખંભાતમાંથી મક્કે હજ કરવાનું પસંદ કર્યું અને તે લુંટાઇ. એ ઉપરથી મંત્રીને સંદેહ ઉત્પન્ન થયો કે–સુલ્તાને કદાચ બીજી ચઢાઇની તૈયારીઓ કર્યા પછી ચઢાઇ માટે આ બહાનું તો નહીં ગોઠવ્યું હોય ? જો એ બહાનું હોય તો તે માટે ફરિયાદ ઉઠાવવાનો મોકો તેને ન આપવો, એમ મંત્રીએ ઠરાવ્યું.

મંત્રીએ સ્વગત કહ્યું:—"ગુજરાતની ભૂમિમાં આવનાર પરદેશી અથવા હિંદુ સિવાયની કોઇપણ વ્યક્તિને હિંદુ રાણા વીરધવળના અમલમાં એવું કહેવાનું પ્રાપ્ત થવું જોઇએ નહીં કે, તે ભૂમિમાં રાણાના ગેરકારોબારને

લીધે લુંટારાઓનો દોર જામી ગયો છે અને તે લુંટારાઓ રાણાની નિર્બળતાથી અહિંદુઓને લુંટે છે અને પીડે છે. આ લુંટારાઓને જરૂર પકડવા અને સુલ્તાનની માતાને દર્શાવી આપવું કે—ગુજરાતના હિંદુ રાણાની રાજ્યપ્રણાલી રામરાજ્ય સમી છે. તેમાં હિંદુ સિવાયનાઓને સંપૂર્ણ સંતોષ મળે છે અને પરદેશી રાજવંશીઓ પ્રત્યે રાણાની મહેમાનગિરી ઉદાર અને એકસરખી છે. વીશાળ કર્ણાટકની રાજકુમારીની મહેમાનગિરીમાં તેની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકયો તેમ સુલ્તાનની માતાની મહેમાનગિરીમાં મારે જાતે સરસાઇ મેળવવી જોઇશે.”

આ પ્રજ્ઞ અને કુશળ મંત્રીએ તરતજ સૈન્ય સાથે ખંભાત તરફ પ્રયાણ કર્યું. જે વહાણવટીને ત્યાં સુલ્તાન મોઝુદીનની માતા ઉતરી હતી તેને ત્યાં જતાં મંત્રીને માલુમ પડયું કે—તે એક લક્ષાધિપતિ હતો અને સુલ્તાનનાં માતુશ્રીનો સંબંધી થતો હતો. મંત્રીએ તરતજ ઉદાર દિલ બતાવીને તે વહાણવટીને જણાવ્યું કે—“જે દુષ્ટોએ આ કૃત્ય કર્યું હશે તેઓને હું સખ્ત શિક્ષા કરીશ અને ઠેઠ મક્કા સુધી જવામાં સુલ્તાનની માતાને હવે જરાકે તકલીફ પડે નહીં તેવો પૂરેપૂરો મજબૂત બંદોબસ્ત કરી આપીશ.” વહાણવટીએ મંત્રીના આ નિર્ણયની ખબર સુલ્તાનની માતાને કહેતાં, તે ખુશી થઈ.

લુંટારાઓ કોણ હતા તેની તપાસ માટે મંત્રીએ ઓગરદમ પોતાનાં માણસો મોકલ્યાં. બે દિવસ સુધી કાંઇ પત્તો મળ્યો નહીં. ત્રીજે દિવસે રાત્રિને અજાતે મંત્રી જાતે તપાસ કરવા નીકળ્યો. તેની સાથે તેના ત્રણ વિશ્વાસુ સૈનિકો હતા. ફરતાં ફરતાં તે બંદર તરફ જઇ પહોંચ્યો. ત્યાં એ વખતે કોઇની અવરજવર નહતી. થોડોક વખત તે અહીં તહીં ફર્યો એટલામાં દરિયાના પાણીમાંથી કોઇ વ્યક્તિને કિનારા ઉપર ચઢતી તેણે દીઠી. “એ કોણ છે?

શા માટે આ રાતને વખતે તેને દરિયામાં પડવું પડયું તે પૂછો અને મારી કને લાવો" એમ મંત્રીએ પોતાના સૈનિકોને ફરમાવ્યું. તેઓ તે વ્યક્તિની કને ગયા તો તે તેમની પરિચિત વ્યક્તિ જણાઇ. તે નાગેશ્વર હતો! તેઓ આશ્ચર્યચકિત થતા મંત્રી પાસે તેને લાવ્યા.

હસતાં હસતાં તેણે મંત્રીને નમન કર્યું. મંત્રીએ પૂછયું: "તું અહીં કયાંથી? અને શું મોતી મેળવવા તેં દરિયામાં ડૂબકી મારી હતી?"

"કૃપાળુ" એજ હસિત મુખમુદ્રાથી નાગેશ્વરે જવાબ દીધો: "સેવકનું શ્વસુરગૃહ ખંભાતમાં છે. એક વર્ષ સુધી તલવાર ફેરવવાની રાણાશ્રીએ મનાઈ કરી એટલે આ સ્થાન મને સાંભર્યું. સેવકે પેલી કહેવત "श्वसुरगृहनिवासो स्वर्गतुल्यो–"

"વારૂ; વારૂ; એ બધું રહેવા દે" મંત્રીએ તેની વાત અટકાવીને પૂછયું: "પણ અહીં દરિયા કિનારે તું શા માટે આવ્યો?"

"શું તેની પણ મને મનાઇ છે?"

"હું ફક્ત સહેજ પૂછું છું."

"મુરબ્બી, હું અહીં મોતી મેળવવા આવ્યો હતો! આપ પણ અહીં મોતી મેળવવા પધાર્યા છો. આપને થોકબંધ મોતી મળી શકે એવું સ્થાન મેં શોધી કાઢયું છે."

"અર્થાત?—"

"મુત્સદ્દી પુરુષ પણ એવો પ્રશ્ન કરે?"

મંત્રીએ તેનાં વાકયોપર મનન કર્યું. પોતાની મુલાકાત સાથે આ ચાલાક જુવાનના શબ્દોનો વ્યંગાર્થ છે એ તેનાં ખ્યાલમાં આવ્યું. તેણે સ્નેહપૂર્વક તેનો ખભો થાબડીને કહ્યું: "શું તું લુંટારાઓ સંબંધી વાત કરે છે?" નાગેશ્વરે

સ્મિત કરતાં નમન કર્યું. "તેઓનું સ્થાન તું શોધી શક્યો છે ?" નાગેશ્વરે હા પાડી. "શાબાશ," મંત્રીએ કહ્યું: "ત્યારે હવે શી ઢીલ છે ?"

"હજી બરાબર એક પ્રહરની ઢીલ છે." નાગેશ્વરે કહ્યું: "એ માણસો ચાંચીઆઓ છે. આજ મધ્યરાત્રિ પછી તેઓ શહેરમાં એક શ્રીમંતને ત્યાં લુંટ કરવા જનાર છે. એ વખતે તેઓને સહેલાઇથી પકડી શકાશે."

"પણ આ બધું તેં જાણ્યું કેવી રીતે ? નાગેશ્વર, મારે કહેવું જોઇએ કે, મારી ધારણા કરતાં પણ તું તારી આ જુવાનવયમાં ઘણોજ વધારે ચાલાક નીવડયો છે."

"શ્રીમાન મંત્રીજી, હું આપની સાથે વાત કરવા માગતો નથી" એમ કહી પૂંઠ ફેરવી અદબ વાળી નાગેશ્વર ઉભો રહ્યો.

"તારાં વખાણ કર્યાં તેથી કે ? ઠી...ક ! કાણાને કાણો ન કહેવો, એમ કે ?" મંત્રીએ હસતાં હસતાં પૂછયું.

નાગેશ્વર તેના તરફ ફર્યો અને કહેવા લાગ્યો: "હું લગભગ સાત દિવસથી અહીં આવેલો છું. સુલ્તાનની માતા લુંટાઇ તે રાત્રે અચાનક હું આ તરફ આવ્યો હતો ત્યારે એ લોકોમાંના બે જણને મેં વાતચીત કરતાં સાંભળ્યા હતા. તેઓની સાથે મૈત્રિ બાંધી મેં તેઓને મારી ગાંઠના નાણાં આપીને મોજ ઉડાવવા દીધી અને ધીમે ધીમે તેઓનું સ્થાન અને તેઓના ધંધાની હકીકત મેળવી લીધી. તેઓના સ્થાનની મુલાકાત પણ હું ચાહે ત્યારે લઇ શકું છું. તેમના સંકેત શબ્દોથી હું સારી પેઠે માહિતગાર થઇ ગયો છું અને હવે જ્યારે આજ તેઓ નવી લુંટ માટે તત્પર થનાર છે ત્યારે તેઓને આપની મારફત પકડાવવા એવો મનસુબો કરીનેજ હું તેમની પાસેથી આવ્યો છું. ત્રણ દિવસથી આપ અહીં પધાર્યા

છા એ મારા જાણુવામાં હતું, પરંતુ એ ચાંચીઆઓ દરિયાની અંદર જહાજોમાં રહેતા હોવાથી આપના સૈનિકો તેમને પકડી શકે તેમ ન હોવાથી હું થોભી ગયો હતો. સુલ્તાનની વૃદ્ધ માતાને લુંટયા પછી કોઈ વેપારી જહાજ લુંટવાની તક એ ચાંચીઆઓને મળી નથી, એટલે તેમણે આજ અહીંના એક શ્રીમંતનું મકાન ફાડવા ઠરાવ્યું છે."

"તેઓ કઇ જાતિના છે?"

"તમામ એકજ જાતિના નથી." નાગેશ્વરે કહ્યું: "કોળી, ખારવા, રજપૂત અને મુસલમાનો. લગભગ ૬૦ માણસોનું એ ટોળું છે."

"કાંઇ ચિન્તા નહીં. હું ૧૦૦ સૈનિકો સાથે આવેલો છું."

"આપ પોતે ૧૦૧ મા!"

"અને હું પણ વધારાનો—"

"નહીં જી. મને તો તલવાર ફેરવવાની મનાઇ છે."

મંત્રી તેની સમયસૂચકતાથી અજબ થતો તેના તરફ ઘડીભર જોઇ રહ્યો. મુત્સદ્દીએ પોતાનું અંતર ખોલ્યું નહી અને કહ્યું: "ત્યારે તો તને બાતલ રાખવો પડશે!"

મંત્રી મુત્સદ્દી હતો. નાગેશ્વરમાં મુત્સદ્દીનાં બીજ હતાં ઉપરાંત તે તલ્વારીઓયે હતો. તેણે જવાબ દીધો: "મને તેથી ખેદ થતો નથી. એક રાજવંશીની ઇજ્જત લીધા પછી મારી તલવારે બીજા કોઇની ઇજ્જત લેવા બેશક એક વર્ષની ચુપકીદી ભરી તૈયારી કરી રાખવી જોઇએ!"

મંત્રીએ ચાલવા માંડયું. નાગેશ્વર અને ત્રણ સૈનિકો પણ તેની પાછળ ચાલ્યા.

જે મકાનમાં ચાંચીઆઓ લુંટ કરવાના હતા તે મકાન નાગેશ્વરે મંત્રીને બતાવ્યાથી મંત્રીએ અગાઉથીજ પોતાના

સૈનિકોને ત્યાં ગોઠવી દીધા અને એ મકાનના ધણી પાસે બહારથી એવો ઢોંગ કરાવ્યો કે; જાણે કોઇને કશી ખબર નથી અને ઘરમાં સૌ નિદ્રાધીન છે. જે સમય લુંટ માટે અગાઉથી નક્કી કરવામાં આવ્યો હતો તે સમયે બરાબર ચાંચીઆઓની ટોળી આવી અને મકાનમાં દાખલ થઇ. મંત્રીના સૈનિકો પૂરતા સાવધાન હતા. તેઓએ તેમને ઘેરી લીધા. ઝપાઝપી થઇ; કોઇક ઘાયલ થયા; કોઇકે સૈનિકોને પણ ઘાયલ કર્યા પણ આખરે ચાચીઆઓમાંના એકકે એકને પકડી લેવામાં આવ્યો. તેઓને તમામને કેદ કરીને મંત્રીએ નાગેશ્વરને થોડાક સૈનિકો સાથે ચાંચીઆ-ઓનાં જહાજો પર મોકલ્યો; જ્યાંથી તે લૂંટનો તમામ માલ લઇ, જહાજોનો સદંતર નાશ કરી પાછો ફર્યા.

ચાંચીઆઓની લૂંટનો બધો માલ સુલ્તાનની માતા સમક્ષ મંત્રીએ રજુ કર્યો; જેમાંથી પોતાની લુંટાયલી વસ્તુઓ તેણે વીણી લીધી; તેની કેટલીક સોનામહોરોની કોથળીઓ પણ તેમાં હતી. તેથે તેણે લઇ લીધી અને બાકીનો માલ પોતાનો ન હોવાથી તે લેવા ના. પાડી.

પોતાની લુંટાયલી વસ્તુઓ પાછી મેળવી આપવામાં મંત્રીએ લીધેલી મહેનત માટે જ્યારે રાજમાતાએ તેનો આભાર માનવા માંડયો ત્યારે મંત્રીએ કહ્યુઃ "માતા, મારા રાણાની રૈયતને .આપે લુંટાતી બચાવી છે, એ આપ ભૂલી ગયાં. જો આપની થયેલી લૂંટ માટે મેં તપાસ ન કરી હોત તો આ ચાંચીઆઓ પ્રજાને વધારે ત્રાસ આપત. આવા દુષ્ટ લોકોને પકડવાની આપે મને તક આપી છે તે માટે હું અંતઃકરણપૂર્વક આપનો આભારી છું પણ માત્ર શબ્દોથી હું તે આભાર બતાવવા માગતો નથી. મારૂં આપને નિમંત્રણ છે કે, મારે ત્યાં પધારો. મારી જન્મદાતા માતાની જેટલી સેવા હું કરૂં તેટલીજ આપની સેવા કરીશ અને જગતને બતાવીશ કે, હિંદુ જીવનમાં ઝેરવેર નથી. ઇસ્લામી પંથીની મહેમાનગિરીમાં એક હિંદુ,

જાતીય વિદ્વેષનું લવલેશ પણ બીજ પોષતો નથી પણ પૂર્ણ માનથી તેની ખીદમત ઉઠાવે છે."

"હં. એમ કે?" એટલુંજ પૂછી રાજમાતાએ તેનું નિમંત્રણ સ્વીકાર્યું. પોતે જે શબ્દો બોલ્યો તેની કસોટી આ વૃદ્ધ અને અનુભવી રાજમાતા કરવા માગે છે એ વસ્તુપાળ સમજી ગયો.

વસ્તુપાળ સહિત દિલ્હીના સુલ્તાન મોજયુદ્દીનની માતા ધોળકામાં આવી. મંત્રીએ તેને પોતાના ઘરમાં ઉતારો આપ્યો અને આઠ દિવસની અંદર સુલ્તાનની માતાની સંપૂર્ણ મહેરબાની મેળવવા માટે અને તે સાથે ગુજરાતની કારીગરીને અમરત્વ આપવા માટે તેણે બક્ષિસની અમોલ વસ્તુઓ તૈયાર કરાવી.

ગુજરાતના નિપૂણ સુતારોને તેણે ધોળકામાં એકત્ર કર્યા અને રાત દિવસની મહેનત લઇને સુન્દર કોતરકામ વાળું એક તોરણ બનાવવાનું કામ સોંપ્યું. મક્કાની હજ બે માર્ગે થતી. દરિયામાં વહાણમાં બેસીને, અને તે પછી જમીન પર ઉંટ અથવા ઘોડા ઉપર બેસીને. આ બન્ને માર્ગોએ જવાય તે દરમ્યાન જેટલી જેટલી સામગ્રીની જરૂર પડે તેટલી તમામની યાદી કરાવીને અને ગુજરાતનાં જુદાં જુદાં ગામોમાં વખણાતી ખાસ વસ્તુઓ પણ મંગાવીને તેણે તૈયાર રખાવી. આઠ દિવસ પૂરા થાય તે દરમ્યાન મંત્રીએ જાતે સુલ્તાનની માતાની તહેનાતમાં રહી તેના ખાનપાનનો ઉત્તમ પ્રકારનો પ્રબંધ રાખ્યો. જ્યારે તોરણ તૈયાર થયું ત્યારે તેણે સુલ્તાનની માતાનાં ચરણોમાં મૂકી જણાવ્યું કે—"મક્કાના દરવાજામાં બાંધવા માટે મારા તરફની આ નજીવી ભેટ છે." તોરણમાં ફક્ત કોતર કામ ન હતું પણ એવી રચના કરવામાં આવી હતી કે—તેની અંદર દીવા ગોઠવાઇ શકે. આ અપૂર્વ કારીગરીની વસ્તુ ઉપરાંત કીંમતી વસ્ત્રો, તે ઉપરની જીકટીકીની કારીગરી, રંગ

બેરંગી પટોળાં, માટી અને હાથી દાંતનાં નકશી કામનાં રમકડાં, આરસપહાણના પથ્થરોમાં ઉમદા શિલ્પકામ કરેલી વસ્તુઓ ઇત્યાદિ પણ સુલ્તાનની માતાને તેણે મક્કે લઇ જવા આપ્યાં.

તોરણ તૈયાર કરનાર સુતારોમાંના થોડાકને અને રાજ્યના સૈનિકોમાંના કેટલાકને લઇને તે આઠમે દિવસે સુલ્તાનની માતા સહિત ખંભાત બંદરે આવ્યો. તેણે સૈનિકોને તાકીદ કરી કે–ઠેઠ મક્કા સુધી સુલ્તાનની માતાની સાથે રહી તમારા જીવ કરતાં પણ વધુ તેના જીવનું સંરક્ષણ કરજો. અને આખીયે હજ દરમ્યાન તેને રાતી બદામ પણ ખર્ચ ન કરવા દેતાં મારા તરફથી દરેક ખર્ચ કરીને યથેચ્છ સુખસગવડ આપજો.

ખંભાત બંદરેથી જ્યારે વહાણો રવાના થયાં ત્યારે મંત્રી સ્વગત બોલ્યો: “ જગતને મેં કસોટી કરવાનું કાર્ય સોપ્યું છે. જગતે એ કસોટી કરવી રહી કે, એક રાજવંશી ઇસ્લામીને તેની પવિત્ર યાત્રા નિર્વિઘ્ને કરાવવામાં એક હિન્દુ સફળ નીવડયો કે નહીં. ”

એક મહીનો વહી ગયો. સુલ્તાનની માતા મક્કેથી પાછી ફરી ત્યારે મંત્રીએ પોતાનાં માણસો મારફત જાણ્યું કે, મક્કાના ખલીફે ગુજરાતના તોરણની કારીગરી માટે ઘણોજ સંતોષ બતાવ્યો હતો. તેણે બાખુશીથી મક્કાના દરવાજાને તોરણ બાંધવા દીધું હતું. તેણે જાતે તેમાંના દીવા પ્રકટાવવાની ક્રિયા કરી હતી અને જે જે હાજીઓ તે દરમ્યાન મક્કે હતા તેઓ સર્વેએ પ્રસન્નતા બતાવી હતી. ખલીફને ચરણે ધરેલી ગુજરાતની કારીગરીની વસ્તુઓએ તો તેને ભારે તાજુબીમાં નાંખી દીધો હતો. ખલીફે ઉદ્દગાર કાઢયા હતા કે— “ ભૂતકાળમાં કોઇ પણ હિંદુએ નહીં મોકલેલી એવી આ તમામ વસ્તુઓ છે. અને તેમનું ઉમદાપણું જોતાં હમારા

ઈસ્લામ ધર્મ માટે હિંદુઓના માનની સાબિતી મળી રહે છે એથી હું ઘણો ખુશી થાઉં છું. ”

સુલ્તાનની માતા બંદરે ઉતર્યાં એટલે મંત્રીએ તેમનો નગર-પ્રવેશોત્સવ ખૂબ ધામધૂમથી કરાવ્યો અને તેમાં ખંભાતની જનતા પણ ખુશીથી સામેલ થઇ. જે વહાણવટીને ત્યાં આસલ તેમનો ઉતારો હતો ત્યાં તેમને લઇ જવામાં આવ્યા બાદ મંત્રીએ ખુદ તેમને પૂછ્યું: “હજ કેવી થઈ?”

“ ઠીક થઇ ”

“ કોઇ જાતની અગવડ પડી નથી ને ? ”

“ ના. ”

આટલાજ ટૂંક ઉત્તરો સુલ્તાનની માતાએ આપ્યા તેથી મંત્રી ઘણો આશ્ચર્યચકિત થયો. તેણે તેના મુખથી અતિ પ્રશંસાના શબ્દો સાંભળવાની આશા રાખી હતી અને જ્યારે તે ન સાંભળ્યા ત્યારે તેને અધિક સંતોષ આપવા માટે મંત્રીએ ઠરાવ કર્યો. જેવી વસ્તુઓની ભેટો તેણે મક્કાના ખલીફને મોકલાવી હતી તેવી વસ્તુઓ સુલ્તાનની માતાને આપી. ઉપરાંત ગુજરાતની જમીનમાંથી પાકતાં ફળફુલ તેને નજર કર્યાં. ખંભાતના બજારમાં એ દિવસે ૫૦૦ ઘોળા વછેરા વેચાવા આવ્યા હતા. મંત્રીએ તે ખરીદી લઈને સુલ્તાનની માતાને, ગુજરાતમાં પ્રાણીઓ કેવાં થાય છે તેના સંસ્મરણરૂપે, ભેટ કર્યા. જ્યારે દિલ્હી ઉપડવાનો દિવસ આવી લાગ્યો;ત્યારે સુલ્તાનની માતાએ મંત્રીને બોલાવ્યો અને કહ્યું: “ તમે દિલ્હી આવી શકશો ? ”

“ માતાજી, આપ ફરમાવો તો આપના નોકર તરીકે આવું. ” મંત્રીએ જવાબ દીધો.

“ તારી પોતાની ઇચ્છા નથી થતી, બેટા ?” માયાળુ સ્વરે સુલ્તાનની માતાએ પૂછ્યું.

“ સિંહની ગુફામાં જવા કોની ઈચ્છા હોય ? ”

અને એ પ્રશ્ન કરતાંજ મંત્રીને કંઇક સંતોષ મળે એવો ઉત્તર સૌથી પહેલી વાર સુલ્તાનની માતાએ આપ્યો. "સિંહને જન્મ દેનારી તેની માતા સિંહણની તબીયત ખુદ તેના સંતાનની માફક ઉઠાવ્યા પછી પણ તેની સાથે ગુફામાં દાખલ થતાં અચકાવું નહીં જોઇએ. બેટા, દિલ્હીનો સુલ્તાન લોકો પર રાજ્ય કરે છે પણ તેની માતા ઉપર રાજ્ય કરતો નથી, એ ખ્યાલમાં રાખજે."

સુલ્તાનની માતા બડી પક્કી છે; અને તેના તરફથી કંઈ દગો થવાની ધાસ્તી નથી એવો વિશ્વાસ રાખીને મંત્રી તેની સાથે દિલ્હી જવા તત્પર થયો.

દિલ્હી નજદીક પહોંચવાને બે ગાઉ બાકી રહ્યા એટલે સુલ્તાનની માતાએ મંત્રીને થોભાવ્યો. તેને એક ગામડામાં ઉતારો આપીને પોતે દિલ્હી ગઈ. "આમ કેમ?" મંત્રી સ્વગત વિચારવા લાગ્યો અને વિચાર કરતાં તેને એ પક્કી વૃદ્ધાના શબ્દો યાદ આવ્યા. સંતોષજનક 'અને સંપીલું વાતાવરણ ઉત્પન્ન કરવા માટેજ તેણે અગમચેતી વાપરીને પોતાને દિલ્હીથી દૂર રાખ્યો છે, એમ તેના ખ્યાલમાં આવ્યું.

મંત્રીનો ખ્યાલ બરાબર હતો. તેણે ગામડામાં મુકામ કર્યો તેજ સાંજે વાજતે ગાજતે સુલ્તાન તરફથી કેટલાક અમલદારો તેને તેડવા આવ્યો. તેઓની સાથે તે ગયો. સુલ્તાન દરબાર ભરીને બેઠો હતો. તેની માતા તેના સિંહાસનની પાછળ પડદામાં વિરાજી હતી. સુલ્તાને મંત્રીને આવકાર આપ્યો અને કહ્યું: "ગુજરાતમાં તમારા જેવા બાહોશ મંત્રીઓ હશે, એવો મને ખ્યાલ નહતો. મારાં માનવંત માતાજીના કહેવાથી મેં જાણ્યું છે કે, ફક્ત હું જ એમનો દીકરો નથી પણ તમેયે એમના દીકરા બરાબર છો. દીન મઝહબના કાનુનો અમને ફરમાવે છે કે, જેવા તમો તરફ બીજા વર્તે તેવા તમો તેમના તરફ

વર્તો. મારાં માતાજીને મક્કાની હજ તમે ખુબ સુખ સગવડોથી કરાવી છે, એ જાણીને મને તમારી અદેખાઇ આવે છે અને ઔર અદેખાઇ આવવાનું કારણ એ છે–કે તમે દીન મઝહબના નથી. મારાં માતાજીએ તમને પોતાના પ્રતાપી પુત્ર બરોબર કહ્યા છે. હિન્દુ થઇને તમે પરધર્મીઓ તરફથી આવો માયાભર્યો પ્રેમ જીતી શકયા તે બદલ અદેખાઇ લાગીને એકવાર મારૂં દિલ પોકારી ઉઠે છે કે, હું તમારી જગ્યાએ કેમ નહતો ? મને જન્મ દેનારી મારી માનવંત માતાની આવી સેવા હું પોતે કેમ ન બજાવી શકયો? અને એ અદેખાઇની આગમાં મારાં પાક માતુશ્રીના સંપૂર્ણ સંતોષી હૃદયનું ઝરણું પડીને આગમાંથી ખુદાઇ નૂર જેવું તેજ ઉત્પન્ન કરે છે. મારી માતાનું મલપતું મ્હોં જ્યારે જોઉં છું ત્યારે આગ બુઝાઇ જાય છે અને ચોગરદમથી મારૂં દિલ તમારા પ્રત્યે માન અને પ્રેમના શીતળ ફુવારા છોડવા લાગે છે. ગુજરાતના મંત્રીશ્વર, કહો હું તમારૂં પોતાનું શું ભલું કરૂં ? તમને ખુદને મારી બાદશાહીમાંથી શું શું આપું કે જેથી તમારી સેવાનો બદલો મેં વાળી આપ્યો ગણાય ? તમે જે માગશો તે આપીશ. તમે પોતે રાજી થાઓ, એજ હવે તો મારા દિલની મોટામાં મોટી ઉમેદ છે.”

જે પ્રચંડ સુલ્તાને એકવાર ગુજરાતપર ચઢાઇ કરી હતી અને હિન્દુઓને કચડી નાંખવાનો મનસુબો કર્યો હતો તેજ સુલ્તાનના મુખમાંથી વસ્તુપાળ આભારભર્યા આ શબ્દો સાંભળતો હતો. એને લાગ્યું કે–એ શબ્દો સુલ્તાનની જન્મદાતા માતનાજ છે. આવા શબ્દો શસ્ત્રાસ્ત્રોના બળમાં માનનારો એક બાદશાહ પોતાના મુખમાંથી કહે એવા સંજોગો તેની માતાએ ઉત્પન્ન કર્યા એથી વસ્તુપાળનું અંતઃકરણ પ્રસન્ન થયું. પોતાની મહેનત આખરે સફળ થઇ એથી એને આનંદ થયો. પણ માગવું

શું ? વસ્તુપાળે જો દિલ્હીના બાદશાહ પાસેથી અત્યારે પોતાને માટે જાગીર માગી હોય તો તેને મળી શકી હોત; બાદશાહના ભંડારમાંથી તેણે અમૂલ્ય જર ઝવાહીરો માંગ્યાં હોત તે મળી શક્યાં હોત.

સુલ્તાને 'જે માગશો તે આપીશ' એ ખુલ્લા શબ્દો કહ્યા હતા. વસ્તુપાળ પોતાનો સ્વાર્થ બહુ સારી રીતે અત્યારે સાધી શક્યો હોત. બાદશાહ, તેની માતા અને દરબારમાં હાજર રહેલાં સૌ જણુ આતુરતાથી તે શું માગે છે એ જાણુવા તલ્પી રહ્યાં. મંત્રીના દિલમાં એ વખતે પોતાનું ગુજરાત અને પોતાના ગુજરાતનો ધણી સર્વોપરિ હતાં. તેણે મક્કમ અને ગંભીર સ્વરે કહ્યું:

"સુલતાન સલામત ! એક ઇન્સાનની પોતાના મહેમાન તરફ જે ફરજ હોવી જોઇએ તે સિવાય મેં કાંઈ વિશેષ કર્યું નથી. છતાં આપને તે અધિક પ્રિય થઇ પડયું છે અને મને કાંઇ માગવા કહો છો તો હું એટલું જ માગું છું કે—જ્યાં સુધી દિલ્હીનાં તખ્તોતાજ આપ સલામતને હસ્તક હોય ત્યાં સુધી આપે કદી ગુજરાત પર ચઢાઇ કરવી નહીં; ગુજરાતની પ્રજાને પીડવી નહીં અને ગુર્જરેશ્વર સાથે પ્રેમભરી સંધિ ટકાવી રાખવી."

"બસ ઇતના જ !" ખુદ કે લિયે કુચ્છ નહીં !" આવા પોકારો દરબારીઓમાંથી પડી રહ્યા."

"મારે પોતાને માટે મારે કાંઇજ માગવાનું નથી" ચોગરદમ નજર ફેરવીને સૌ દરબારીઓ સાંભળે એવી રીતે મંત્રી બોલ્યો.

બાદશાહ વિચારમાં પડયો હતો. એટલામાં પડદાની અંદરથી તેની માતાનો અવાજ સંભળાયો:—

"શીખો, શીખો, મારા મઝહબના બિરાદરો ! આ ગબર કૌમના એક બડા અફસરની વફાદારી અને ઇમાનદારીમાંથી કાંઇક શીખો ! મારી ખીદમત ઉઠાવવામાં તેણે ખૂબ તકલીફ લીધી છે તેમ છતાં પોતાના સ્વાર્થ માટે

એક ફુટી બદામ પણ માગી નથી. જે માગ્યું છે તે ફક્ત પરમાર્થની નજરે માગ્યું છે; પોતાના સમ્રાટ તરફની વફાદારી માટે માગ્યું છે; પોતાના દેશની પ્રજાની બ્હેતરી અને સલામતિ માટે માગ્યું છે. શીખો, આવા રાજભક્ત અને આવા દેશભક્ત થતાં શીખો. સ્વાર્થની લાગણી દૂર રાખતાં શીખો. દેશ પહેલો, રાજ પહેલું અને પોતાની જાત પછી—સ્વાર્થ પછી, એવું વર્ત્તતાં શીખો. બેટા વસ્તુપાળ ! દિલ્હીનો સુલ્તાન તારી માગણી સ્વીકારે છે પણ હું તે છતાંયે તને ફરીથી તારે પોતાને માટે કાંઇ માગવા કહું છું."

"મારાં માતાજી બરાબર કહે છે " સુલ્તાને કહ્યું: "ગુજરાત તરફ મારી હયાતીમાં હું નજર સુદ્ધાંત નહીં કરૂં; મારો એક હલ્કો સિપાઇ પણ તે તરફ નહીં આવે એવું વચન હું આપું છું. પરંતુ તમારી જાત માટે કાંઇ માગો."

"સુલ્તાન સલામત !" વસ્તુપાળે જવાબ દીધો: "અમારા આર્ય ઇતિહાસમાં રાજમાતાઓએ રાજપુત્રો-પર અજબ પ્રભાવ પાડયાના દાખલા મોજુદ છે. આજ એક ઇસ્લામી રાજમાતાના એવાજ નમૂનેદાર પ્રભાવનો દાખલો મેં નજરે નિહાળ્યો. એક માતાના બળવાન અંતઃકરણની કેવી શક્તિ હોય છે, એ આમાંથી જગતની પ્રજાઓને શીખવાનું મળે છે. ગુજરાતને માટે મને અહીં જે વચન અપાયું છે તે દ્વારા હિંદુ—મુસ્લિમ ઐક્યની ગાંઠ મજબૂત થતી હોવાથી મારે બીજું શું માગવાપણું રહે છે? એ માગણી મારી અંગત ગણો કે પછી ચાહે તેવી ગણો. એ સિવાય મારે પોતાને માટે હું કાંઈજ માગતો નથી. મને એવું કશુંજ દબાણ નહીં કરવા સૌને મારી વિનતિ છે."

મંત્રી 'એકનો બે' થયો જ નહીં. એણે પોતાને માટે કાંઈ ન જ માગ્યું. બાદશાહે પ્રસન્ન થઇ તેને પોતાના સિંહાસન પાસે બેસાડયો અને આ પ્રસંગની ખુશાલીમાં પોતાના દરબારમાંના સૌને શિરપાવ આપ્યા.

# પ્રકરણ ૭ મું.

## મહાન મંત્રી.

ગુજરાતના મંત્રીએ દિલ્હીના સુલતાન પાસેથી મેળવેલા વચનનો શાહી મહોર સાથેનો રૂક્કો એક દૂત મારફત અગાઉથી ગુજરાતના રાણાને મોકલાવીને પોતે દિલ્હીથી ધોળકે જવા ઉપડયો. શાહી દૂતે તેની અગાઉ ધોળકે આવીને રાણો વીરધવળ દરબાર ભરીને બેઠો હતો ત્યાં એ રૂક્કો રજુ કર્યો. ગુરૂદેવ સોમેશ્વર પંડિતે એ વાંચતાં જ સૌને આશ્ચર્ય થયું.

મામા સિંહદેવે એ રૂક્કા ઉપરથી એક જુદો જ અર્થ ઉપજાવીને કહ્યું: "આમાં એટલી વાત ઠીક છે કે—મંત્રીશ્વરે આપણા પર બંધન નાંખ્યું નથી."

એક બીજા દરબારીએ ટાપશી પૂરી પૂછ્યું: "આપના કથનની મતલબ શી છે?"

"ન સમજાયું?" મામા સિંહે કહ્યું: "ગુજરાત પર સુલ્તાન ચઢાઇ ન કરે એમ તેને બાંધી લેવામાં આવ્યો પણ આપણે તેના પર ચઢાઇ નહીં કરીએ એવું બંધન મંત્રીએ ન સ્વીકાર્યું. ગુજરાતને મહાગુજરાત જોવા આપણે જરૂર સુલ્તાન પર ચઢાઈ કરી શકીએ."

"બરાબર, બરાબર, મામાશ્રી! આપ ઠીક કહો છો' બે ત્રણ દરબારીઓ બોલી ઉઠ્યા.

દિલ્હીનો શાહી દૂત અચંબાથી આમ તેમ જોવા લાગ્યો.

રાણાએ કોષાધ્યક્ષને હુકમ કર્યો: "આ દૂતને માન મરતબા અને શિરપાવ સાથે વદાય કરો."

દરબારીઓ સ્તંભિત થઈ ગયા. દૂત દરબારમાંથી વદાય થયો તે બાદ રાણાએ ગંભીર સ્વરે કહ્યું:

"રાજ્યનો વિસ્તાર વધે એ હું પસંદ કરૂં છું પણ અન્યાયની રીતે નહીં. મારા ચતુર મંત્રીશ્વરે આ રૂકકો મેળવીને એક જુનો ઘા રૂઝવ્યો છે."

રાણો આટલું બોલ્યો ત્યાં તો ઘણાક દરબારીઓએ કહ્યું: "બરાબર છે. બરાબર છે."

રાણો બોલ્યો "ખુશામદના ઉદ્દેશથી એવું ન બોલશો. મંત્રીશ્વરે આ રૂક્કો મેળવવામાં જે મહાન્ હેતુ સાધ્યો છે એની કીંમત તમે કદાચ નહીં આંકી શકો. તલ્વાર એજ પોતાનું જીવનધ્યેય હોય એની પાસેથી તલ્વાર નહીં ચલાવવાનું વચન મેળવવું એ જેવી તેવી વાત નથી. પર મુલ્કની પ્રજાનું પીડન કરવામાંજ જેને આનંદ પડે એવી પ્રકૃતિવાળા પાસેથી પીડન–પ્રતિબંધની ઇચ્છા કબૂલાવવી એ ઓછી કુશળતા નથી. મંત્રીશ્વરે રાજાનું, પ્રજાનું અને પોતાના જૈન ધર્મના દૃષ્ટિબિન્દુથી અહિંસાનું મહાન ધ્યેય સાધ્યું છે. મંત્રીશ્વર પોતે તલ્વાર ચલાવવામાં ઓછા કુશળ નથી. અનેક લડાઇઓમાં પોતાના બંધુ તેજપાળ સહિત તેમણે પરાક્રમ બતાવ્યાં છે અને અન્યાયી રાજાઓને દંડ દઇ આ રાજ્યનો ન્યાયી રીતે વિસ્તાર કર્યો છે. આવો કુશળ મંત્રી મેળવવામાં હું મારૂં પરમભાગ્ય સમજું છું"

સભા અવાક્ બની ગઇ. ગુરૂદેવ સોમેશ્વરે કહ્યું: "વિજાતીય નૃપાળ સાથે સંધિનો આ કરાર કરીને મંત્રીશ્વરે

જેમ તેના પર બંધન નાંખ્યું છે તેમ આપણા ઉપર પણ બંધન રહે છે કે આપણે સંધિ નિભાવવી—"

"બેશક" રાણાએ કહ્યું.

"અને તેથી હવે હું આશા રાખું છું કે," સોમેશ્વર પંડિતે કહ્યું: "સિંહદેવજી પોતાના બોલેલા શબ્દો પાછા ખેંચી લેવાની ઉદારતા બતાવશે."

સૌની નજર સિંહદેવ તરફ ગઇ. કુમાર વીરધવળદેવ દરબારમાં હાજર હતો. મામા સિંહને તેણે સાન કરી કે–પશ્ચાતાપ પ્રદર્શિત કરો. બીજાઓની પણ તેવી ઇચ્છા તેમના મ્હોં ઉપર નિહાળીને સિંહદેવે પોતાના શબ્દો માટે પશ્ચાતાપ જાહેર કર્યો.

રાણાએ મંત્રી દિલ્હી આવે ત્યારે તેમનું ભવ્ય સ્વાગત કરવા જણાવ્યું. સોમેશ્વર પંડિતે એ કાર્ય કુમાર વીરધવળદેવને સોંપવા વિનતિ કરી. તરતજ કુમાર પોતાના આસનેથી ઉઠીને બોલ્યો: "પિતાજી, મને આ કામ માથે લેવામાં ઘણોજ હર્ષ થશે, અને મામા સિંહદેવ પણ તેમાં જરૂર ભાગ લેશે એવી આપશ્રીને ખાત્રી આપું છું."

દરબાર વિખરાયો. સિંહદેવે વીરધવળદેવને પૂછ્યું: "મને વળી તેં શા માટે વચ્ચે હોમ્યો ?"

'મામા, તમારી તલ્વાર પરનો પ્રતિબંધ દૂર કરાવવા !'

"હં. હં. એ બાબત તો મારા ખ્યાલમાં જ નહોતી."

"મારા કહેવા પ્રમાણે વર્તજો એટલું જ કહેવાનું" આમ કહી વીરધવળ સિંહદેવથી છૂટો પડયો; અને એક સવારને તેણે ખંભાત નાગેશ્વરને બોલાવવા મોકલ્યો.

દિલ્હીથી થોડાક દિવસના અરસામાં મંત્રી આવી પહોંચ્યો. કુમાર વીરધવળદેવે એનું સ્વાગત પ્રજાજન મારફત કરાવવાની ગોઠવણ અગાઉથી કરી હતી. તે મુજબ શહેર-

માંથી જ્યારે તેને સ્વારી સહિત દરબારમાં લઇ જવામાં આવ્યો ત્યારે ચૌટે અને ચકલે લોકોએ તેને ખૂબ માન આપ્યું. સ્વારીનું અગ્રપદ વીરધવલે ખાસ સિંહદેવને આપ્યું.

દરબારમાં જતાં રાણાએ આદરમાન સહિત તેનું સ્વાગત કરીને હકીકત પૂછતાં ઠેઠ ખંભાતથી મોઝ્યુદીન સુલ્તાનની માતાને લુંટારાઓએ લુંટયાની હકીકત વસ્તુપાળે કહી અને એની જાતિ તપાસ દરમ્યાન નાગેશ્વરે તેને કરેલી મદદનાં તેણે મુક્તિકંઠે વખાણ કર્યાં. આ બાદ દિલ્હીમાં સુલ્તાન અને તેની માતા સાથે દરબારમાં થયેલી વાતચીત કહી બતાવી અને છેવટે બાદશાહના વચનની અને રૂક્કાની વાત કરી.

વીરધવળે એ સાંભળીને પૂછ્યું: " કહો, દિલ્હીના સુલ્તાન પાસેથી તમે મારૂં પ્રિય કરી આવ્યા પણ તમારૂં પ્રિય હું શું કરૂં ? "

" આપની કૃપા માટે આ પ્રસંગમાં બીજાઓ પણ હક્કદાર છે. " મંત્રીએ કહ્યું: " નાગેશ્વરની બહાદુરી એવા પ્રકારની છે કે જે માટે એને તલ્વારની બક્ષિસ મળવી જોઇએ. "

" એની બહાદૂરી માટે એને ૫૦૦ સુવર્ણમહોરો તેમજ પોષાક અને એક તલવાર બક્ષિસ આપો. " વીરધવળે કહ્યું.

" નાગેશ્વર " મંત્રીએ ઉભા થઇને કહ્યું: " આમ આવો. ખંભાતમાં તમે ઓછું કૌશલ્ય નથી બતાવ્યું. કૃપાળુ રાણા તરફથી તે બદલ જે શિરપાવ મળે છે, તે સ્વીકારો. " મંત્રીએ પોષાક, તલ્વાર અને ૫૦૦ સોના મહોરોની કોથળીને રાણાનો હસ્તસ્પર્શ કરાવ્યો. પહેલાં તેણે નાગેશ્વરને કોથળી આપી; પછી પોષાક આપ્યો અને તલ્વાર આપતાં કહ્યું:

"ન્યાય અને સત્યને અર્થે તથા જેને તમારા પ્રભુ તરીકે તમે માન્યા છે તેના હિતાર્થે આ તલ્વાર વાપરજો"

નાગેશ્વર તે લઇને નમન કરીને બોલ્યો: "પ્રતિબંધ–"

"હાં...મને યાદ આવ્યું" વસ્તુપાળે કહ્યું: "તમને તો એક વર્ષ સુધી તલવાર વાપરવાની મનાઈ છે ખરૂં કે ?"

"મંત્રીશ્વર" રાણાએ કહ્યું: "આ યુવાનનાં કામ મારા સ્મરણમાં છે. તમે તેને પ્રતિબંધિત વસ્તુની બક્ષિસમાં પૂર્વપ્રતિબંધ રદ્દ કરવાનું કરેલું સૂચન લક્ષમાં લઇને જ મેં તલવારની બક્ષિસ કરી છે."

નાગેશ્વરે મ્યાનમાંથી તલવાર કાઢી અને તે નમાવી રાણાને વંદન કર્યું. બાદ તલવાર હોઠે અરકાડતો તે પાછે પગલે હઠીને પોતાની જગ્યાએ જઇને બેસી ગયો.

"મારા સ્વાગતમાં પ્રસન્નતાથી અગ્રભાગ લેનાર સિંહદેવજી પણ આ પ્રસંગે માનલાયક છે." મંત્રી બોલ્યો.

"એમને ૩૦૦ સુવર્ણમહોરો અને તલ્વારની બક્ષિસ આપો."

નાગેશ્વરના જેવી વિધિથી સિંહદેવને સુવર્ણ મહોરો અને તલ્વાર આપતાં મંત્રીએ કહ્યું: "તમારા પરનો પ્રતિબંધ પણ આ નવી બક્ષિસથી આપોઆપ રદ થાય છે."

સિંહદેવે તલ્વાર સહિત રાણાને વંદન કરી પોતાનું સ્થાન લીધું.

સોમેશ્વર પંડિતે કહ્યું: "હવે તમારી વાત."

વસ્તુપાળે જવાબ દીધો: "મને શું શું અહિં નથી મળ્યું ? રાણાશ્રીની મારાપર કૃપા છે; આપ સમા પંડિતો અને આપના સહમિત્રો કવીશ્વરોની મારા પ્રત્યે આશીષ છે; કુમાર વીરધવળદેવ અને અન્ય યુવાનો મને વડીલ

સમી દૃષ્ટિથી જુએ છે. પ્રજામાં સર્વ ધર્મના લોકોને સંતોષ છે. હવે બાકી શું છે ? "

"તમે નહીં માગો તોપણ હું આપીશ." રાણાએ કહ્યું: "મૂલ્યવાન પોષાક, મારી તલ્વાર અને દશ લક્ષ સોના મહોરો."

મંત્રી મસ્તક નમાવી ઉભો રહ્યો. પોષાક અને તલ્વાર વીરધવળે મંત્રીને આપ્યાં, જે લઇ સોનામહોરોના થાળને હાથ અરકાડી રાણાને વંદન કરી પોતાની જગ્યાએ જઇ મંત્રીએ કહ્યું: "રાણાએ આપ્યું. મેં લીધું. પણ તેનું હું શું કરૂં ? દરબારમાં ઉપસ્થિત થયેલા કવિશ્વરો, પંડિતો બ્રાહ્મણો અને ભાટચારણો ! તમારી આશીષથી આ પદ હું ભોગવું છું માટે તમો સૌ વચ્ચે આ દશ લાખ સુવર્ણ મુદ્રિકાઓ વહેંચી આપવા માટે હું પંડિત સોમેશ્વર દેવને વિનતિ કરૂં છું."

સુવર્ણમુદ્રિકાઓની થેલીઓનો થાળ સોમેશ્વરદેવ કને લઇ જવાયો.

વસ્તુપાળનો નિર્લોભ જોઇ સૌનાં અંતર પ્રસન્ન થઇ ગયાં અને બ્રાહ્મણો, કવિઓ તથા પંડિતોનો આનંદ એટલે પૂછવું જ શું ? કવિ આનન્દે તો કવિતા જ કરે; પંડિતોને હર્ષ થાય તો તેઓ વિદ્વતાભરી વાણી જ વહાવે; ભાટચારણોને હર્ષ થાય તો તેઓ છંદ અને દુહાઓની વાક્‌ધારાઓ છોડે.

વીરધવળના દરબારમાં વસ્તુપાળની દશ લાખ સોના-મહોરો જ્યારે ચોગરદમ ઉપલા સર્વને અપાતી હતી ત્યારે વસ્તુપાળની પ્રશંસાનાં કાવ્યોનાં ઝરણાં ત્યાં વહી રહ્યાં.

વસ્તુપાળ લજ્જાભૂષણને લીધે પોતાનું મસ્તક નમાવી રહ્યો. એની સ્તુતિ વિષે જો બધાઓનાં કાવ્યો અહીં આપીએ તો પૃષ્ઠ ક્યાં સુધી ભરાય તે કહી શકાય નહીં; જેથી નમૂના તરીકે થોડાંક આપીશું.

એક કવિએ કહ્યું: કમળો શ્રીમંત છે; તદપિ સંકોચાય છે કેવલ દ્વિજરાજ (ચન્દ્ર)ને પેખીને ! અહીં ઉલ્ટું દૃશ્ય દીઠું. શ્રી વસ્તુપાળના હસ્તકમળ લાખ્ખો દ્વિજરાજ (બ્રાહ્મણો) ને જોઇને વિકસે છે !

મહાનગરના નાના પંડિતે કહ્યું: વસ્તુપાળ લજ્જીત થઇને કેમ પૃથ્વીતળ પ્રતિ નિરખે છે તે હું જાણું છું. સરસ્વતિના મુખને શોભાવનાર અને છુટ્ટે હાથે દાન કરનાર વસ્તુપાળ પાતાળમાંના બલિરાજાને પૃથ્વીમાં લાવવા નીચું જોઇ રહ્યા છે !

કમલાદિત્ય નામે એક કવિએ જણાવ્યું: વસ્તુપાળે લક્ષ્મીને ચંચળ માનીને યાચકોને આપી દીધી પણ એ લક્ષ્મીએ કીર્તિ નામે તનયાને જન્મ આપ્યો. એ કીર્તિ ત્રિભુવનમાં રમણ કરે છે. એ સાંભળીને વસ્તુપાળ સલજ્જ બને છે ! એ પુરૂષ મહાન છે, જે નિજકીર્તિ શ્રવીને સલજ્જ બને છે.

આમ કાવ્યાનંદ-વિનોદ વચ્ચે સૌએ પ્રસન્નતા જાહેર કર્યા બાદ દરબાર વિખરાયો.



# પ્રકરણ ૮ મું.

## સ્વયંવર.

એક વર્ષ વીતી ગયું. એ મુદ્દતને અંતે કર્ણાટકથી સમાચાર આવ્યા કે, ત્યાંનો રાજા પોતાની પુત્રી મૃણમયીના લગ્ન માટે સ્વયંવર રચે છે. અખીલ આર્યાવર્ત્તના રાજા-મહારાજાઓને તેમાં નિમંત્રણ કરવામાં આવ્યાં છે. કર્ણાટકની રાજકુમારી જે શરતો સ્વયંવરમાં રજુ કરશે તેમાં સફલ ઉતરનારને તે વરમાળા આરોપશે.

વીરધવળના દરબારમાં આ સ્વયંવરની નિમંત્રણપત્રિકા આવી. વસ્તુપાળનું એમ માનવું હતું કે—રાજકુંવરીની ગુજરાતમાં મહેમાનગિરી સારી રીતે કરી હોવાથી તેને વીશળદેવ માટે સહેલાઇથી મેળવી શકાશે; પણ તે નિરાશ થયો. સ્વયંવરમાં તો ઉમેદવારે પરાક્રમ બતાવવાં જોઇશે. અને એમાં જે અગ્રપદે આવશે તેનેજ રાજકુમારી વરશે. નિમંત્રણ-પત્રિકા વંચાઈ રહ્યા પછી વીરધવળે વીશળદેવ તરફ જોતાં તે ઉત્સાહથી ઉભો થયો અને બોલ્યો "પિતાજીની આજ્ઞા હોય તો હું સ્વયંવરમાં જવા અને ત્યાં જે શરતો મૂકવામાં આવે તેમાં ગુજરાતનું પાણી બતાવવા તૈયાર છું."

"સ્વયંવર એટલે ક્ષાત્રવટનું પાણી બતાવવાનું સ્થાન" ગુરૂદેવ સોમેશ્વર પંડિતે કહ્યું: "એમાં ક્ષત્રિ-

ઓની બુદ્ધિ, પરાક્રમ અને ગુણોની કસોટીઓ થાય છે. એમાં કોઈ દેશનું પાણી બતાવવાનું નથી હોતું જેથી મારો નમ્ર અભિપ્રાય છે કે, ફક્ત વીશળદેવનેજ નહીં પણ બીજા જે કોઇને સ્વયંવરમાં જવું હોય તેને જવાની છૂટનું લિખિત ફરમાન કાઢવું."

વીરધવળે તેવી છૂટ આપવા ફરમાન લખ્યું. વીશળદેવે કહ્યું: "ભલે; બીજા જે ક્ષત્રિયને અહીંથી આવવું હોય તે આવે. કહો, કોણ આવનાર છે?"

સોમેશ્વર દેવે જણાવ્યું કે–'ફરમાન ગુજરાતમાં ફરી વળે એજ આપણે જોતું રહ્યું. કર્ણાટક કોણ જનાર છે કે કોણ નહીં તે જાણવાની શી જરૂર?'

પણ દરબારમાંથી અન્ય કોઇએ જવા તત્પરતા બતાવી નહીં; તેથી સૌએ એમજ માની લીધું કે–ફક્ત વીશળદેવ અહીંથી કર્ણાટક જશે.

તે મુજબ તૈયારીઓ થઇ પણ જે દિવસે વીશળદેવ પ્રયાણ કરતો હતો તે દિવસે મંત્રીએ તેને પૂછયું કે: "તારા ગુરૂદેવે કોને માટે વકીલાત કરી હતી તે તું જાણે છે?"

"ગમે તેને માટે કરી હોય. પણ તે ન્યાયી હતી. હું મારા મનથી સ્વર્ગની કોઇ અપ્સરા માટે મને લાયક માનતો હોઉં તેથી શું બીજાઓને તે મેળવવાનો હક્ક નથી?"

વીશળદેવનો આ જવાબ સાંભળવા મંત્રી નિરૂત્તર થઇ ગયો. તેણે ગુજરાતમાંથી જનાર બીજી વ્યક્તિ સંબંધી ઇશારો કરવામાં વીશળદેવને તે વ્યક્તિથી ચેતાવવાનો હેતુ રાખ્યો હતો પણ તેના નિખાલસ જવાબથી અને પ્રતિસ્પર્ધીનું નામ પણ જાણવાની તેની નિષ્કાળજીથી તેણે મૌન સેવવું ઉચિત ધાર્યું.

ગુરૂદેવની આજ્ઞા લેવા વીશળદેવ ગયો ત્યારે તેમણે કહ્યું: " કુમાર, આ સ્વયંવરમાં તું જ પરાક્રમ બતાવીને વિજયી થાય એવી મારી અંતઃકરણની આશીષ છે. "

કુમારે પોતાના સાથીદારો સહિત કર્ણાટક તરફ પ્રયાણ કર્યું. ત્યાં પહોંચતાં તેના જાણવામાં આવ્યું કે–ગુજરાતમાંથી બીજો આવનાર ક્ષત્રિય, તેનો પોતાનોજ બંધુ વીરમદેવ હતો.

વીરમદેવના એક માણસે આવીને તેના તરફથી વીશળદેવને સંદેશો કહ્યો કે:–" એક ભાઈ તરીકે આ સ્વયંવર માંથી આપ ખસી જાઓ અને મને તક આપો. ભવિષ્યમાં બન્ને ભાઇઓ વચ્ચે સ્નેહસામ્રાજ્ય વ્યાપેલું રહેવાની ગુરૂદેવની અભિલાષામાં આપે આથી મદદ કરેલી ગણાશે. "

ઉદારચરિત, બંધુપ્રેમી અને ગુરૂદેવનો આજ્ઞાંકિત વીશળદેવ, વીરમદેવ તરફની માગણી ઉપર વિચાર કરતો હતો. એટલામાં તેનો સાથીદાર નાગેશ્વર તેની પાસે આવ્યો. વીશળદેવ સાથે આવેલા રિસાલામાં નાગેશ્વર આવેલો હતો. વીશળદેવે નાગેશ્વરને કહ્યું: "મિત્ર ! આપણે આજેજ કદાચ પાછા ગુજરાતમાં જઇશું ! "

" મૃણમયીદેવીનું હરણ કરીનેજ જવાનો આપે નિર્ણય કર્યો કે શું ? " નાગેશ્વરે સવાલ કર્યો.

" ના. રાજકુમારીને કદાચ હું નહીં વરૂં. "

" અને વીરમદેવને વરવાની તક આપશો; ખરૂં કે ? " નાગેશ્વરે પ્રશ્ન કર્યો: " મારા વીર પરંતુ ભોળા રાજવી ! એમ કરવામાં તમે ગુજરાતનું નામ બોળશો. "

" ના. કુમારીને નહીં વરવાના મારા સ્વાર્થત્યાગથી હું મારી જાતને દીપાવીશ. "

" આપની ભૂલ થાય છે એમ માનવામાં. "

"શી રીતે ?"

"હું તે પછીથી કહીશ પણ પહેલાં મને કહો કે—આપ સ્વયંવરમાં વીરમદેવની ખાતર કેમ ભાગ નહીં લ્યો ?"

વીશળદેવે કહ્યું: "ગુરૂદેવે જ્યારે પિતાજીના આજ્ઞાપત્ર દ્વારા ગુજરાતના હરકોઇ ક્ષત્રિયને કર્ણાટક જવાની છૂટ અપાવી ત્યારથી હું સમજી ગયો કે, મારા બંધુને પણ તક આપવા આ છૂટ અપાઈ છે. ગુરૂદેવનું મને એમાં ન્યાયી-પણું લાગ્યું છે. આપણે અહીં આવવા ઉપડયા ત્યારે મંત્રીશ્વરે વીરમભાઇનું નામ દેવા અને મને ભંભેરવા તજવીજ કરી હતી પણ હું તે જાણતો હોવાથી મેં એ નામ જાણવા જરાકે દરકાર બતાવી ન હતી. હવે ભાઇએ મને કહેવરાવ્યું છે કે—ભાઇ તરીકે મારે હઠી જવું."

"ગુરૂજીએ આપને પોતાને આજ્ઞા કરી છે કે—આપે સ્વયંવરમાં ભાગ ન લેવો ?"

"ના. હું કન્યા જીતી આવું એવી ગુરૂદેવેએ મને અંતઃકરણની આશીષ આપેલી છે."

"ત્યારે ગુરૂદેવની ભલાઇનો ખોટો અર્થ વીરમદેવ ઉઠાવે છે એટલુંજ નહીં પણ ગુરૂદેવે જે ભૂલ કરી છે તેનો લાભ લે છે."

વીશળદેવ વિચારમાં પડયો.

"ગુરૂદેવે વીરમદેવને તક આપી એ તેમની રીત આપને વ્યાજબી અને ન્યાયી લાગે છે પણ શું બહુપત્ની-વ્રતને ઉત્તેજન મળે એ આપ પસંદ કરો છો ?" નાગે-શ્વરે પૂછયું.

"વીરમભાઈ પરણેલા છે, તેથી તું આમ કહે છે ?"

"હા. જબલપૂરની રાજકન્યાને તેઓ પરણેલા છે એટલે ખરૂં જોતાં વીરમદેવ સામે પ્રતિબંધ મૂકાવો જોઇતો હતો."

" બહુપત્નીવ્રત સામેની તારી ભાવના માટે હું તને ધન્યવાદ આપું છું પણ રજપૂતોમાં એ રિવાજનો પ્રતિબંધ નથી. ભગવાન રામચંદ્રજીની પેઠે રજપૂતો એકપત્નીવ્રત પાળે એમ હું પણ ઈચ્છું છું. તથાપિ એના અમલની આપણાથી ફરજ પાડી શકાય નહીં."

" પણ તે રિવાજ અટકાવવા માટે તક મળે તો શા માટે ન અટકાવવો ? ગુરૂદેવે આમાં આપને ન્યાય નથી આપ્યો."

" મને ન્યાય નથી આપ્યો ?"

" હા. આપ કુંવારા છો. આપનો અને મૃણ્મયી દેવીનો પ્રેમ ખીલેલો છે. વળી ભવિષ્યમાં રાજગાદી આપને મળવાનો સંભવ છે અને વીરમદેવ માટે લગીરે તક નથી. આ સંયોગો જોતાં ગુરૂદેવે ગુજરાતમાંથી અન્ય કોઇને આ સ્વયંવરમાં ભાગ લેવા દેવો જોઇતો ન હતો."

વીશળદેવ વિચારમાં પડી ગયો. નાગેશ્વરે કહ્યું: " આપે ગુજરાતનું પાણી બતાવવા કહ્યું હતું એજ બરાબર હતું. આમાં ક્ષાત્રવટની વાત ફક્ત પંડિતોને જ કરવાની હોય. મુત્સદ્દીઓને મન આપ ગુજરાતનું પાણી બતાવો એજ વ્યાજબી થઇ પડે."

" ત્યારે શું મંત્રીશ્વરે મારી સાથે એ દૃષ્ટિબિન્દુથી વાત કરવા માગી હશે ?" વીશળદેવે પૂછ્યું.

" હા. જેઓ આપને ભાવિ ગુજરાતના રાજા થવાની મહત્વાકાંક્ષા પોષતા હશે તેઓ એમજ ઇચ્છશે કે, આપનેજ કર્ણાટકની કુંવરી વરે. મંત્રીશ્વરે મુત્સદ્દીગતથી આપને વીરમદેવથી ચેતવવા માગ્યા હતા અને એમાં ભંભેરણીનો હેતુ નહતો. વીરમ ઝનુની, અને અવિચારી છે. વળી તેણે આપના દેખતાં કર્ણાટકની રાજકુંવરીનું અપમાન કર્યું હતું—"

" પણ તે માટે પછીથી પસ્તાવો બતાવ્યો હતો."

"ન છૂટકેજ બતાવ્યો હતો. પણ એવી પ્રકૃતિના માણસોને જો સ્વમાન હોય તો સ્વયંવરમાં આવેજ નહી. છતાં તે આવ્યો છે એનું કારણ એજ કે–તે નફ્ફટ છે."

"તું બહુ બોલે છ" વીશળદેવે કહ્યું.

"કેવળ આપનું મહત્વ આપશ્રીને સમજાવવા માટેજ!" નાગેશ્વરે જવાબ દીધો.

વીશળદેવ ફરીથી વિચારમાં પડયો. નાગેશ્વરે કહ્યું: "આપને કશો વિચાર કરવાની જરૂર નથી. આપે અહીં ગુજરાતનું પાણી બતાવવાનું છે. ક્ષત્રિય તરીકે આપ પરાક્રમી છો એની હું ના પાડી જ ન શકું પણ આપ ગુજરાતના પ્રતિનિધિ છો, એ ન ભૂલશો. વીરમદેવ અહીં આવ્યાથી આપે એને ગુરૂદેવની માફક તક આપવાની નથી. આ કન્યા તે જીતી જાય નહીં એ ગુજરાતને ખાતર આપે જોવાનું છે. જે શરતો રાજકુમારી રજુ કરનાર છે તેમાં પૂર્ણ કૌશલ્ય અને પરાક્રમ બતાવી આપે 'ગુજરાતનો જય' બોલાવવાનો છે."

"નાગેશ્વર" વીશળદેવે કહ્યું: "ગુજરાતનો જય તે મને સોંપ્યો; પણ તારો પોતાનો તથા મંત્રીશ્વરનો જય તેં સાધી લીધો છે. હું ગુરૂદેવની ભલાઇમાં સાધનભૂત થવા ઇચ્છતો હતો. કદાચ મેં ભાઇ માટે સ્વાર્થત્યાગ પણ બતાવ્યો હોત. પણ તેં જુદા જુદા અનેક મુદ્દા મારી આગળ મૂકી મને 'નવી આંખ' આપી છે. હવે તો કેવળ ગુજરાતને ખાતર હું આ કર્ણાટકી વીરાંગનાને જીતીશ જ."

નાગેશ્વર પ્રસન્નતાથી વીશળદેવ તરફ જોઈ રહ્યો.

વીશળદેવે નાગેશ્વર સાથેની વાતચીત પછી કર્ણાટકની રાજકુંવરીના સ્વયંવરમાં તેને વરવા માટે ભાગ લેવાનો નિશ્ચય કર્યો. એ સાયંકાલે સ્વયંવરના ઉમેદવારોને કર્ણાટકના દરબારમાં એકત્ર કરવામાં આવ્યા અને તેમાં રાજાએ જાહેર કર્યું કે, "મારી કન્યાને વરવા ઇચ્છનારાઓની કસોટીઓ નીચે મુજબ

કરવામાં આવશેઃ—(૧) આજે દરેક ઉમેદવારને ઉતારે બબ્બે અશ્વ જોડેલો અક્કેકો રથ મોકલવામાં આવશે. આવતી કાલે પ્રાતઃકાલમા નગર બહારના મેદાનમાં એ દરેક અશ્વ–રથમાં દરેક ઉમેદવારે એકલા બેસવું જોઇશે. એ તમામ રથ એક સાથે દોડાવવામાં આવશે. દશ કોશના નિયત કરેલા ઘેરાવામાં દોડતા એ રથમાંથી જેઓ આગળ આવશે તેઓ પસંદગીની પ્રથમ કક્ષામાં વિજયી ગણાશે અને બાકીના પરાજીતોને ફક્ત પ્રેક્ષકો તરીકે સ્વયંવરમાં સ્થાન મળશે.

(૨) એજ સાંજે આ દરબારમાં બીજી કસોટી તીર વીંધવાની થશે. દરબાર સ્થાનની વચ્ચોવચ્ચ પાણીનો એક વિશાળ કુંડ કરવામાં આવેલો છે, તે તમે જોઇ શકશો. એ કુંડની પાળ ઉપર બાર વામ ઉંચે એક થાંભલા ઉપર એક પૂતળું મુકવામાં આવશે. તેને મસ્તકે ત્રણ ફળ હશે. પૂતળું જે પાળ ઉપર હશે તેની સામી પાળે પ્રથમ કક્ષામાં વિજેતા થયેલા પ્રત્યેક ઉમેદવારે ઉભા રહીને પાણીમાંના તેના પ્રતિબિંબ ઉપરથી તેને મસ્તકેથી ત્રણે ફળ વીંધવા જોઇશે. બેશક, પૂતળાને લગીરે આંચ આવે નહીં એ મુખ્ય શરત રહેશે.

(૩) બીજી કક્ષામાંથી ફત્તેહમંદ થનારને એક ખાસ અઘરી અને જીવસટોસટ કસોટીમાંથી પસાર થવું જોઇશે. રાજકન્યા પોતે એક સ્થળે ઉભી રહેશે. તેની પાછળ લાકડાનું એક પાટીઉં હશે. ઉમેદવારે એ પાટીઆમાં તીર એવી રીતે લગાવવાં કે રાજકન્યાના શરીરને લગીરે આંચ આવ્યા વિના તેની બંને બાજુએ તીરની એક સરખી સમાન સીધી બે હીંટીઓ થાય. આ પ્રયોગમાં જે ઉમેદવાર નિશાન ચૂકશે અને રાજકન્યાના શરીરને તેનાથી જો જરાક પણ ઇજા થશે તો સૈનિકો તરફથી ઉમેદવાર ઉપર તીરોનો વરસાદ છૂટશે.

આ ત્રણે કસોટીઓમાંથી વિજયી થનારને રાજકન્યા સ્વયમેવ વરમાળા ધારણ કરશે.”

આશરે બસો ઉમેદવારો વચ્ચે ઉપલી શરતો વાંચવામાં આવી. ઘણુંએ માંહોમાંહે વિચારમાં પડયા કે—આ ત્રણેમાં ફત્તેહ મેળવવી એ કાંઈ સાધારણ બાબત નથી. કસોટીઓ એક એક કરતાં ચઢીઆતી હતી અને છેલ્લી તો બેશક જીવ સટોસટ હતી.

દરબાર વિસર્જીત થતાં વીશળદેવ ઉતારે આવ્યો. એ દરબારમાં તેની સાથે ગયેલા તેના તમામ સાથીદારો પાછા ફર્યા પરંતુ નાગેશ્વર તેના જોવામાં આવ્યો નહીં. ‘ કયાં ગયો હશે ? ’ ‘ એ કેમ આપણી સાથે આવ્યો નહીં ? ’ એવા પ્રશ્નો વીશળદેવે બીજા સાથીદારોને પૂછયા પણ તેઓને કોઇને તેના સંબંધમાં ખબર ન હોતી. રાત્રિનો એક પ્રહર—બે પ્રહર એમ ધીમે ધીમે પ્રહરો વીતવા લાગ્યા પણ નાગેશ્વર નજ આવ્યો. બીજે ક્યાંક સુતો હશે એમ માની લઇને વીશળદેવે તેની ચિંતા છોડી દીધી અને પોતે નિરાંતે નિદ્રિત થઈ ગયો.

રાત્રિના ચોથા પ્રહરમાં તેના ઉતારામાં જ્યારે સર્વત્ર શાંતિ હતી અને સર્વે ઘસઘસાટ ઉંઘતા હતા ત્યારે ચાર માણસોએ ગુપચુપ તેમાં પ્રવેશ કર્યો. અશ્વ બાંધેલા હતા તે સ્થાને તેઓ ગયા. ધોળી દાઢી અને ધોળી મુછોવાળો એક બુઢ્ઢો અશ્વરક્ષક ત્યાં સુતો હતો. તેને જગાડી તેઓએ તેના તરફ પોતાની તલવારો ધરી. અશ્વરક્ષક તેઓને કરગરી પડયો અને કહેવા લાગ્યો: “ મને ગરીબને શા માટે સતાવો છો ? ”

“ અમને મદદ કરવા વચન આપ; તો તને મારી નાંખીશું નહીં પણ ઉલ્ટી સારી બક્ષિસ આપીશું. ”

અશ્વરક્ષકે તેમને મદદ કરવા કબુલાત આપી. તેઓએ માદક વસ્તુ ભેળવેલા લાડુ અશ્વને તેમના દેખતાંજ ખવરાવવા તેને આજ્ઞા કરી. તેઓ પોતાની સાથે તેવા લાડુનો ટોપલો લાવ્યા હતા. અશ્વરક્ષકે તે ખવરાવ્યા. બાદ

તેને રૂપામહોરોની એક કોથળી બક્ષિસ અપાઇ અને બીજી તેની સામે ધરી કહેવામાં આવ્યું કે: "જો આ જોઇતી હોય તો અમે કહીએ તેમ કર." બુઢ્ઢો લોભીઓ જણાયો.

તેણે જવાબ દીધો: "તમે કહેશો તેમ કરીશ."

"તો તારે અમારી સાથે આવવું જોઇશે. અને તારે બદલે અમારામાંથી એક જણ તારા વેષમાં અહીં રહેશે."

અશ્વરક્ષકે તેમ પણ કબૂલ કર્યું; અને તે તેઓની સાથે ગયો. આ ચારમાંથી તેને બદલે એક માણસ તેનો વેષ લઇને ત્યાં રહ્યો.

પ્રભાતનો પહોર થયો. આખી કર્ણાટક નગરીનો જનવૃન્દ અશ્વરથોની પ્રતિસ્પર્ધા જોવા ઉલટયો. રાજવંશી ઉમેદવારો વિવિધ પ્રકારનાં કીંમતી વસ્ત્રો પહેરી આકર્ષક ઠઠેરો કરી તેમને અપાયલા રથોમાં બેસી પરીક્ષાસ્થાનમાં જઈ પહોંચ્યા.

જ્યારે બધાએ ઉમેદવારો આવી ગયા છે એમ નક્કી થયું ત્યારે સર્વ રથ એક લાંબી સીધ્ધી હરોળમાં ઉભા રાખવામાં આવ્યા અને એક-બે-ત્રણ ઘંટ વાગતાં દરેકના અશ્વે થનથનાટ સહિત દોડવું શરૂ કર્યું.

**વીશળદેવનો** રથ આ પ્રતિસ્પર્ધામાં હતો. તેના અશ્વ એકાદ કોશ દૂર ગયા હશે એટલામાં તો લથડવા લાગ્યા. **વીશળદેવે** લગામ બરાબર ખેંચીને ચાબખાઓ લગાવ્યા; પણ તેથી તો અશ્વ સ્ફુર્ત્તિથી દોડવાને બદલે જાણે હોશ કોશ વિનાના બનતા હોય તેમ જણાયું. **વીશળદેવ** રથ પરથી નીચે ઉતર્યા; અને ઘોડાઓને થાબડીને તેમની ચિકિત્સા કરવા લાગ્યો. અશ્વોની વિકૃત સ્થિતિ તે કળી ગયો. તેમની આંખો ઘેરાઇ જતી હતી; શ્વાસોશ્વાસની ક્રિયા જોશભેર અને જલ્દીથી થતી હતી; તેમનાં પેટ ફુલી ગયા હતાં. આ નિશાનીઓ કેફની છે, એવું **વીશળ**દેવના લક્ષમાં આવી ગયું.

તે વિચારવા લાગ્યો કે સ્થિતિ હવે કેમ વિદારવી? પ્રતિસ્પર્ધી-ઓના રથ દૂર દૂર દોડી જતા હતા; કેટલાક તેની બાજુમાં થઇને પસાર થતા હતા; સૌ વેગમાં હતાં. માત્ર વેગરહિત અને ક્રિયાશૂન્ય વીશળદેવજ હતો. તેની બાજુમાંથી પસાર થતા એક રથમાંથી એક તીર છૂટયું; અને તે જ્યાં ઉભો હતો ત્યાં નજદીકના એક વૃક્ષમાં ચોંટયું. તેને કાંઇક સફેદ વસ્તુ લગાડેલી હતી. વીશળદેવે તે તીર ઉખેડયું અને જોયું તો તે ઉપર એક ચિઠ્ઠી વીંટાળેલી દીઠી. તેણે ચિઠ્ઠી વાંચી:

" કસોટી કર્યા વિના મિત્રોપર વિશ્વાસ રાખવાનું ફળ ! "

વીશળદેવ આ ચિઠ્ઠી વાંચી ગૂંચવાયો. શું અશ્વોને ફેરી હાલતમાં મૂકનાર મારો મિત્ર નાગેશ્વર હશે ? જો તેણે તેમ કર્યું હોય તો સ્વયંવરમાં આવનાર કોઇ અન્ય ઉમેદવારને એ ખબર કેવી રીતે થઇ ?

વીશળદેવ પ્રશ્નોના ઉત્તર શોધતો હતો. તેવામાં તેની નજદીકમાં અશ્વોનાં પગલાં સંભળાયાં. તે જુએ છે તો, રાજકન્યા ભૂણમયી ચાર ઘોડેસ્વારો સહિત અને ત્રણ ખાલી ઘોડાઓ સહિત ત્યાં આવી પહોંચી.

વીશળદેવે પૂછયું: " મને આવા અશ્વો શા માટે મોકલ્યા ?"

" તમે આ સ્પર્ધામાં હજી પણ ભાગ લેવા ઇચ્છો છો ? " રાજકુમારીએ સામો પ્રશ્ન કર્યો.

" બેશક. "

" તો જ્યાંથી અશ્વરથ સૌથી પહેલાં દોડયા હતા ત્યાંથી નવા અશ્વો જોડેલા રથ સાથે તમે સ્પર્ધામાં દાખલ થઇ શકશો. "

"અહીંથી નવા અશ્વો સહિત નહીં?"

"ના; અશ્વો કોઈ પણ સંયોગમાં બદલી શકાય નહીં; પણ મને પુરાવા સાથે ખબર મળી છે કે, ગઇ રાત્રે છેલ્લા પ્રહરે તમારા અશ્વોને પ્રપંચથી કેરી બનાવવામાં આવ્યા હતા; તેથી મારા પિતાજીની અને મંત્રીજીની અને તમામ અમલદારોની સંમતિ લઇ, ખાસ સંજોગ તરીકે, તમને નવા અશ્વો આપવા મેં ઠરાવ્યું છે. પણ મૂળ સ્થાનેથી તમારે રથ દોડાવવો જોઇશે, એવો સૌનો અભિપ્રાય છે."

"ત્યારે તો મને ઘણો વિલંબ થાય. દશને બદલે સહેજ બાર કોશનું અંતર મારે કાપવું જોઇએ; અને હું મારા પ્રતિસ્પર્ધીઓથી ઘણોજ પછાત રહું."

"એમાં અમારો કાંઈ ઉપાય નથી. હિંમત હોય; શક્તિ હોય, બાહુબલ હોય, તો આ શરતે પુનઃ પગરણ માંડો અને નિર્બલ હો તો—"

"હું તમારી શરત કબૂલ કરૂં છું"

રથના કેરી ઘોડાઓને છૂટા કરવામાં આવ્યા; નવા બે ખાલી ઘોડા જોડવામાં આવ્યા. વીરાજદેવને ઘોડાપર સ્વારી કરાવવામાં આવી.

એ રથ સહિત સૌ પુનઃ એ સ્થાને આવ્યાં કે જ્યાંથી સર્વ રથ પ્રારંભમાં દોડયા હતા.

કર્ણાટકના રાજાએ સર્વ સંમિલિત નરનાર સમક્ષ એક ટૂંક ભાષણ કરતાં જણાવ્યું કે—"અન્ય પ્રતિસ્પર્ધીઓને અન્યાય નહીં કરવા માટેજ આ પ્રતિસ્પર્ધીને નવીન આગન્તુક તરીકે અમે તક આપીએ છીએ. જો એનામાં ચાલાકી હશે તો એ જીતશે."

સૌને એમ લાગ્યું કે—આ ગુજરાતીનો પ્રયાસ નકામો છે. એક કોશ પહોંચ્યા પછી પુનઃ તેનું અહીં આવવું

અને પાછું પુનઃ અહીંથી જવું એટલે એકંદર બે કોશનું અંતર તેણે કેડવું રહ્યું. જરૂર એ હારી જશે !

સૌ આમ માનતાં હતાં તે વખતે વીરાળદેવે પોતાનો રથ ત્રણ ઘંટ પડતાં હોડાવ્યો. એના હૃદયમાં અત્યારે રાજકુમારીનું મ્હેણું સર્વોપરિ હતું: "જો નિર્બલ હો–" એ મ્હેણું તેણે તેને પૂરૂં કરવા દીધું નહતું. ૧૨ કોશની શરતમાં જીતી એ મ્હેણું કદાપિ કાલે પૂરૂં કરવા ન દેવું એવો તેના મનમાં દૃઢ નિશ્ચય હતો.

તેજી ઘોડા; ચાલાક સ્વાર અને તે પણ હૃદયમાં મ્હેણાંની આગથી ધુંધવાતો ક્ષત્રાણીજાયો વીર; એટલે પૂછવુંજ શું ? જોતજોતામાં એણે અશ્વોની ગતિ વધારી મૂકી; જોતજોતામાં એ અન્ય રથોનો સંગાથી થઇ ગયો અને પછી તો જેમ કુંફાડા મારતા કેશરી–દ્વય ફાળ ભરતા ધસે તેમ તેના રથના અશ્વો, અન્ય રથોને પાછળ પાડતા દોડી રહ્યા.

શરત પૂરી થવાને લગભગ એક કોશ બાકી રહ્યો ત્યારે એકંદર ૧૫ રથ લગભગ એક સાથે હતા; અને બાકીના ઘણા પશ્ચાત પડી ગયા હતા. આ ૧૫ ની સંખ્યામાં વીશળદેવનો રથ હતો; વીરમદેવનો રથ પણ હતો.

અર્ધો કોશ બાકી રહેતાં ૧૫ના ૧૨ રહ્યા અને તેમાંયે બન્ને બંધુઓ આગળ હતા. હવે એમની વચ્ચે ચડસા-ચડસી તીવ્રતાથી શરૂ થઇ. દરેક જણે ખબરદારીથી અશ્વો હાંકવા માંડયા.

એ અર્ધા કોશના ઘેરાવામાં તો જનવૃન્દની મેદની પુષ્કળ જામેલી હતી અને વિજેતાઓને કંઇ ને કંઇ ઉદ્-બોધનોથી ઉત્સાહી કરતી હતી.

એ અંતિમ ભાગમાં એક બીજાના રથથી આગળ જવાની ઉતાવળમાં એક બે જણ પોતેજ રથમાંથી ડથલી

પડયા. એક રથના ઘોડાઓને ખૂબ ચાબખાઓ પડયા હોવાથી મોઢે ફીણ આવ્યાં; જેથી તે ગબડી પડયા.

અને આખરે બરાબર સાત જણના રથ એક સાથે નિયત સ્થળે જઇ પહોંચ્યા. આમાં વીશળદેવ અને વીરમદેવ બન્ને બંધુઓના રથ હતા.

પ્રથમ કસોટીના વિજેતાઓ આ સાત જણ ગણાય એવું જાહેર કરવા માટે જ્યાં કર્ણાટકનો મહારાજા ઉભો થયો ત્યાં એક વૃદ્ધ પુરૂષ સિંહાસન પાસે આવી નમન કરી બોલ્યો: " સબૂર ! મહારાજાશ્રી ! આ શરતનું પરિણામ આપ જાહેર કરો તે પહેલાં એક રાજકુમારને વ્યાજબી ઇન્સાફ આપવા કૃપા કરો "

સૌ તે વૃદ્ધ તરફ જોઇ રહ્યા.

" તમે કોને માટે ઇન્સાફ માગો છો અને શી બાબતમાં માગો છો ? " મહારાજાએ તેને પ્રશ્ન કર્યો.

વૃદ્ધે પોતાનાં દાઢી મૂછ કાઢી નાંખ્યાં. પોતાની લાકડી દૂર ફેંકી દીધી.

વીશળદેવ અને વીરમદેવ ઉભયે તેને ઓળખ્યો કે, તે નાગેશ્વર હતો !

નાગેશ્વર તરીકે વૃદ્ધ ખુલ્લો થયો તે વખતે તેજ સ્થળે એકબાજુ નાનું સરખું ધાંધલ મચ્યું. વીશળદેવના સાથીદારો ભેગો એવોજ એક વૃદ્ધ બેઠેલો હતો. તેના સંબંધમાં એ ધાંધલ હતું. નાગેશ્વર ખુલ્લો થયો એટલે તે વૃદ્ધ પોતાની જગ્યાએથી ઉઠીને ચાલવા મંડયો. વીશળદેવના એક સાથીદારે તેને રોકવા તેના માથા ઉપર બાંધેલા ફાળીઆનો છેડો ખેંચ્યો. એ ખેંચતાણમાં તેનું ફાળીઉં નીચે પડયું અને સાથે સાથે તે માણસે માથાપર પહેરેલી નકલી સફેદ વાળની ટોપી પણ પડી ગઈ! એ જેતાંજ વીશળદેવના બધા સાથીદારોએ તે માણસને પકડયો. તેની

સફેદ મુછો પણ ખેંચી કાઢવામાં આવી અને એ ઉપરથી સિદ્ધ થયું કે–તે માણસ વીરમદેવનો સાથીદાર હતો ! ધાંધલનું કારણ આ હતું. તે માણસ અને વીશળદેવના સાથીદારો વચ્ચે ઝપાઝપી થતી હતી. વીશળદેવે તે જોયું એટલે પોતાના માણસોને રોકવા તે તેમની પાસે ગયો.

કર્ણાટકના સૈનિકોનો ઉપરી પણ તે ધાંધલ શમાવવા ગયો. તે દરમ્યાન કર્ણાટકના મહારાજાએ નાગેશ્વરને પૂછ્યું: " તમારું કથન શરૂ કરો. "

" મહારાજ " નાગેશ્વર બોલ્યા: " જે સાત રથ આગળ આવ્યા છે તે તમામને એક સાથે વિજેતા તરીકે ગણી શકાય નહીં પણ એકલા કુમાર વીશળદેવનેજ વિજેતા ગણવા, એવું મારું નિવેદન છે. "

" કારણ ? "

" કારણ કે–બધા રાજકુમારોએ ફક્ત દશ કોશનું અંતર કાપ્યું છે પણ વીશળદેવે તો બાર કોશ કાપ્યા છે. તેમનો રથ એક પ્રપંચને લીધે અધવચ્ચ અટકી પડયા તે પછી તેઓ આ સ્થળે આવ્યા અને જ્યારે બીજાઓને ફક્ત ૯ કે ૮ કોશ કાપવાના બાકી હતા ત્યારે તેમણે અહીંથી શરૂઆત કરીને વિજેતાઓની કક્ષામાં જ પોતાનું સ્થાન ટકાવ્યું "

" તમારી દલિલ જો કે અર્થપૂર્ણ છે તોપણ ન્યાયની દૃષ્ટિની બરોબર નથી. "

આ વખતે વીશળદેવ પોતાનાં માણસોનું ધાંધલ શમાવીને સેનાપતિ સહિત પાછો ફર્યો. મહારાજાએ આગળ કહેવા માંડયું: " કુમાર વીશળદેવની ચાલાકી, સ્ફુર્ત્તિ અને ઘોડાઓ હાંકવાની કળા જો કે તમામ પ્રતિસ્પર્ધી રાજકુમારો કરતાં વિશિષ્ટ પ્રકારની સિદ્ધ થઇ ચૂકી છે તોપણ તેમને ફરીથી સ્પર્ધામાં પ્રવેશ કરાવ્યો

ત્યારે સ્પષ્ટ કહેવામાં આવ્યું હતું કે–'નવા આગન્તુક' તરીકે તમે ગણાશો. આથી તેમને એકલાને હું વિજેતા કહું એ બીજા છને અન્યાય થઇ પડે."

"આપનો નિર્ણય હું મસ્તકે ચઢાવું છું" કુમાર વીશળદેવે તરતજ જવાબ દઇ દીધો. નાગેશ્વરથી હવે કાંઇ બોલી શકાય તેમ ન હતું. તેણે આ પછી પોતાને સ્થાને બેસી જવું જોઈતું હતું પણ તે તો ઉભો જ રહ્યો. વીશળદેવ ગૂંચવાયો કે–આને હજી શું કહેવું હશે? કર્ણાટકના મહારાજાએ કહ્યું: "પ્રથમ શરતમાં સાત કુમારોને મેં વિજેતા તરીકે ઠરાવ્યા છે. હવે એ સાતેની પરીક્ષા બીજી શરતોમાં આજે સાંજે મારા દરબારમાં થશે."

"મહારાજ" નાગેશ્વરે કહ્યુ: "મારે હજી એક વધુ નિવેદન કરવાનું બાકી રહે છે."

"બહુ આગ્રાહી યુવક જણાય છે!" એમ સ્વગત કહી, મહારાજાએ તેને નિવેદન કરવા રજા આપી.

"મહારાજશ્રીના નિર્ણયની આડે હું રજમાત્ર પણ આવવા માગતો નથી. ભલે આજે સાંજે સાતે કુમારો બીજી હરિફાઈમાં ભાગ લે; પરંતુ અત્રે ઉપસ્થિત થયેલા સૌ કોઈ નરનારનાં અંતકરણને હું પ્રશ્ન કરૂં છું કે, જે સંજોગો મેં વર્ણવ્યા છે તે તપાસીને આપ કહેશો કે–આ સાતેમાંથી ખરેખરો નૈતિક વિજય કોનો થયો છે? તમારૂં હૃદય કોનો વિજય સર્વોપરિ કહે છે? ૧૦ કોશનું અંતર કાપનારાઓનો કે ૧૨ કોશનું કાપનારનો?"

"૧૨ કોશ કાપનારનો" "વીશળદેવનો" "એ ગુજરાતી રાજકુમારનો" એવા પોકારો ચોગરદમથી થઇ રહ્યા.

"શા માટે? મિત્ર નાગુ? શા માટે મારો નૈતિક વિજય તું પુરવાર કરે છે? શું હજી બીજી હરિફાઇઓ

નથી ?" વીશળદેવે **નાગેશ્વરને** પૂછયું. **નાગેશ્વર** કાંઇ જવાબ ન દેતાં હસવા લાગ્યો; વીરમદેવ તરફ આંગળી ચીંધવા લાગ્યો. વીશળદેવે જોયું કે-ઉપલા પોકારો પડતા હતા ત્યારે વીરમદેવના મુખપર વિષાદની છાયાઓ ઘેરાઇ ગઇ હતી.

વીશળદેવનો નૈતિક વિજય જનવૃન્દને મોઢેથી સ્વીકારાવ્યા પછી **નાગેશ્વર** પોતાને સ્થાને ગયો. વિજેતાઓ પોતાના રથ હાંકી જતા હતા ત્યારે વીશળદેવના નૈતિક વિજયની પ્રતીતિ જ્યાં રાજકુમારી અને તેની સખીઓ બેઠી હતી ત્યાંથી થઈ. બીજા રથ ત્યાંથી એમને એમ પસાર થયા; પરંતુ વીશળદેવનો રથ ત્યાંથી પસાર થયો ત્યારે તેના પર પુષ્પવૃષ્ટિ થઇ.

રાજકુમારીનું મ્હેણું રાજકુમારીના હોઠમાંજ અધૂરૂં રહ્યું એથી, બેશક વીશળદેવને હર્ષ થયો.



# પ્રકરણ ૯ મું.

## "જય ગુજરાત!"

બપોરને સમયે ભોજન લીધા બાદ વીશળદેવ પોતાના ઉતારામાં બેઠો હતો તે વખતે વીરમદેવ ત્યાં આવ્યો. વીશળદેવે તેનું સ્વાગત કર્યું પણ તેણે તો ગુસ્સામાંજ પ્રશ્નો કરવા માંડયા: "આજ તારા માણસોએ પકડેલો મારો માણસ કયાં છે? આ તારો મિત્ર મારે ઉતારે આવી, કેટલીક ભાંગફોડ કરી, મારા બે માણસોને માર મારી, બાંધીને નાસી ગયો એનો તું શો જવાબ આપે છે? પરદેશમાં આવી રીતે ધાંધલ કરવામાં તારાં માણસોની મતલબ શી છે?"

"ભાઇ, તમારા ત્રણે પ્રશ્નોનો જવાબ નહીં દેતાં તમારોજ છેલ્લો પ્રશ્ન હું તમને પૂછું છું."

"મારા માણસો ધાંધલ કરે છે, એમ તારૂં કહેવું છે?"

"હા. આ નાગેશ્વર જો ગઇ કાલે રાત્રે બુઢ્ઢા અશ્વ-રક્ષકના વેષમાં આ ઉતારાની ઘોડારમાં સુતો રહ્યો નહોત તો મને ખાત્રી છે કે, આજની પહેલી હરીફાઇની જીતમાં મારૂં નામ પણ સાંભળાત નહીં! એ જીત આ મારા મિત્રની ચપળતાને અને મારા પ્રત્યેની તેની એકનિષ્ઠાને જ કેવળ આભારી છે–"

"પણ તે મને શું કરવા કહી સંભળાવે છે?"

" તમને એટલે માટે સંભળાવું છું કે-તમારાં માણુસોએ તેનો પ્રાણ લેવા યત્ન કર્યો હતો."

" મારા માણુસોએ ? "

" હા. એની પ્રથમ સાબીતી તમારોજ સાથીદાર જે મારી પાસે હાલ પકડાયલી હાલતમાં છે તે ! નાગેશ્વરે ગઇ રાતની જે તમામ વિગત મને કહી છે, તેમાં તે માણસ સાક્ષીભૂત થાય છે. તમારા ચાર માણુસોએ અહીં આવી મારા ઘોડાઓને ઝેરના લાડુ ખવરાવ્યા; અશ્વરક્ષકના વેશમાં રહેલા આ નાગેશ્વરને બક્ષિસ આપી; તેને તેઓ પોતાની સાથે લઈ ગયા; તમારા માણુસને તેને બદલે મૂક્યો-એટલા માટે કે, મને ઠેઠ સુધી વહેમ ન પડે અને જેને તમે પકડી ગયા હતા, તે ઠેઠ સુધી ચું કે ચાં કરે નહીં. પણ તમારા માણુસો માટે તે સવાશેરનો હતો, એ તેઓ ભુલી ગયા ! સહવાર થતા સુધી તે ઉંઘવાનો ઢોંગ કરી પડી રહ્યો પણ જ્યાં સહવાર થઈ અને તમે એક બાજુ પરીક્ષાસ્થાન તરફ વદાય થયા કે બીજી બાજુ એણે પોતાની મુક્કાબાજી શરૂ કરી દીધી. તમારા ત્રણ ચાર સહચરોને મેથીપાક જમાડયો અને તેમને દોરડાથી બાંધી એક ઓરડીમા પૂરી દીધા. ત્યાંથી છૂટીને તે કર્ણાટકની રાજકુંવરી પાસે ગયો. સર્વ હકીકત તેને કહી દીધી અને તેને પરિણામે હું ફરીથી નવીન ઉમેદવાર તરીકે હરિફાઇમાં દાખલ થઇ શકયો ! "

" આમાં મારો શો દોષ તું કાઢે છે ? "

" એટલોજ કે—તમારા માણુસોને તમે એવું શિક્ષણ ન આપ્યું કે-પરદેશમાં પોતાના દેશી ભાઇનું વેર લેવું છાજે નહીં. હું માત્ર તમારો દેશી ભાઇ નહીં પણ માજણ્યો ભાઇ છું અને એના સામે તમારા માણુસો આવા પ્રપંચ કરે છો!"

" એની મને કાંઇ ખબર ન હતી અને એ માટે હું જવાબદાર નથી. હુ તો એ કહેવા આવ્યો છું કે-મારો માણુસ મને સોંપી દે."

" તમારો માણુસ તમને સોંપી દેવામાં મને વાંધો નથી પણ ચેતવણી સાથે છોડું છું—"

" ચેતવણી મને ? નહીં. હું સામી ચેતવણી આપું છું કે—જો નાગેશ્વર હવે પછી ફરીથી કદી મારા માણુસો સામે નજર સુદ્ધાંત કરશે તો તેનું ડોકું ઉડી જશે."

નાગેશ્વર અત્યારસુધી આ બે ભાઇઓની વાતચીતમાં કશું બોલ્યો ન હતો પણ હવે તે ત્રાડી ઉઠયો અને બોલ્યો:

" વીરમદેવજી, જો ગુસ્સો ચઢતો હોય તો તમારે ઉતારે જઇ મિષ્ટાન્ન જરા વધુ ખાજો! પણ મને ચેતવણી આપવાની વાત ભૂલી જજો."

" એટલે શું હું મારા માણુસોને હેરાન કરશે ?"

" જો અમારા કુમાર સામે આવા પ્રપંચો ચાલુ રાખશો તો તમારો એક શું એકસો માણુસો હશે તો તે સર્વને અમે બો ભૂલાવી દઈશું એ ખાસ ચેતવણી હું તમને આપું છું.'

." બંધુ," વીશળદેવે વીરમદેવને કહ્યું: " જે બીજાને છંછેડે તેણે તેનું પરિણામ ભોગવવા તત્પર રહેવું જોઇએ. સિંહને છંછેડનારને તેની સાથે લડવું પડે, સાપને છંછેડનારને કદાચ સાપ ડંશ દે, તો તે સહન કરવા તેણે તૈયાર રહેવું જોઇએ. તે મુજબ, તમે કે નાગેશ્વર જે કોઈ એક બીજાને છંછેડો તેઓએ જાતે તેનાં પરિણામ ભોગવવા તૈયાર રહેવું જોઇએ. મે આખીયે હકીકતનું તત્વ કસી જોયું છે અને મારે કહેવું જોઇએ કે—એક રાજકુમારને ન છાજતી, એક બંધુને ન છાજતી ચાલ તમે ચલાવી છે. નાગેશ્વર તમારે ઉતારે બંધાયલો પડયો છે એમ ધારીને તમે રથમાંથી મને તેની બેવફાઇ સબંધી ચિઠ્ઠી તીર સાથે મોકલી હતી એ હવે મારા ખ્યાલમાં આવી ગયું છે. બંધુ, આટલી બધી હલકાઇ તમે કરશો એવું હું ધારતો ન હતો. જાઓ, કૃપા કરીને હવે આ બાબતમાં વધારે ચર્ચા કરવાને બદલે અહીંથી જાઓ."

" પણ તું મને આમાં શેનો દોષ દે છે ? "

" આપને તેઓશ્રી એટલા માટે દોષ દે છે " નાગેશ્વરે કહ્યું: " કે, આપ શ્રીમાનને ઉતારે જ્યારે આ બુઢ્ઢા અશ્વરક્ષકને ગઇ કાલે રાતે લઇ જવામાં આવ્યો ત્યારે આપે ખૂબ આતુરતાથી પ્રશ્નો પૂછ્યા હતા કે—પ્રપંચ કેવી રીતે પાર પડયો અને વીશળદેવ કે નાગેશ્વર કોઇને યે ખબર કેમ પડી નહીં ? હવે આપ જાણી શકયા હશો કે, બુઢ્ઢો અશ્વરક્ષક સેવક નાગેશ્વર પોતે હતો અને તે બધુંય જાણતો હતો—"

વીરમદેવ ક્રોધથી તલવાર ખેંચવા ગયો એટલે નાગેશ્વરે તેનો હાથ પકડીને કહ્યું: " ચોરી પર સિરજોરી ! " શ્રીમાન્, તલવારબાજી ચલાવવાની સ્વપ્ને પણ ઇચ્છા કરશો તો સાંજની હરિફાઇમાં જતાં અટકી પડશો. કારણ આપની પ્રપંચી હીલચાલ કયારનીયે પટકર્ણી બની ગઇ છે. કર્ણાટકની રાજકુમારી, મહારાજા અને તેમના અમલદારો સૌને તેની ખબર છે. જો મારા પર તલ્વાર ચલાવવા જશો તો ગઇ રાતના આપના પ્રપંચ ખુલ્લા કરીને તેઓ આપને હરિફાઇમાં ભાગ નહી લેવા દે; માટે આપના ઉદાર અને મહાન હૃદયી બંધુની સલાહ મુજબ છાનામાના સીધાવવા કૃપા કરો.'

વીરમદેવ હવે અવાક્ બની ગયો. તેના વદન ઉપર શરમિંદગી પથરાઈ ગઇ. તલવાર પરથી તેનો હાથ છૂટી ગયો. સામે તેની નજર ગઈ. તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી વીશળદેવ તેના તરફ જોઈ રહેલો જણાયો. પગ પછાડીને તે ત્યાંથી જવા લાગ્યો; પણ બારણા આગળ જતાં તેને પાછા ફરવું પડયું, કારણ કે, કેટલીક સ્ત્રીઓ તે ખંડમાં આવી.

તે સ્ત્રીઓએ કુમાર વીશળદેવનાં ઓવારણાં લીધા અને તેના ચરણ આગળ બે થાળ મૂક્યાં. એક રૂપાના થાળમાં પુષ્પનો ઢગલો હતો. બીજા રૂપાના થાળમાં રૂપાનું એક કુંડું હતું. તેમાં માટી ભરેલી હતી. એક છોડ વાવેલો હતો

અને તેની આસપાસ કાંટા હતા. એ કુંડા પાસે ચાંદીનો એક લોટો હતો, જેમાં પાણી ભરેલું હતું. તે સિવાય બીજી વસ્તુઓ પણ તે થાળમાં હતી. ચાંદીના એક કટોરામાં દૂધ છલોછલ ભરેલું હતું અને એક બીજા કટોરામાં સાકર હતી. જોડે ચાંદીનો એક ચમચો હતો. બાવળની બે શૂળો પણ તે થાળમાં હતી.

આવનાર સ્ત્રીઓમાંની એકે કહ્યું: " કુમારશ્રીનો જય થાઓ. જેણે આ વસ્તુઓ મોકલી છે તેણે અમને ફરમાવ્યું છે કે, આપ તેનું શું કરો છો તે અમારે જોવું અને તે જોયા બાદ અમારે પાછાં ફરવું. "

નાગેશ્વરે આ સાંભળીને તે સ્ત્રીઓને પૂછ્યું: "તમારી ભૂલ તો થતી નથી ને? ગુજરાતના બે કુમારો અહીં હાજર છે. બંનેને માટે આ થાળ છે કે જેમની આગળ તમે મૂકયા છે, તેમને એકલાને જ માટે છે?"

"જા, રે, ભલા ભાઈ" એક બીજીએ કહ્યું: "બે કુમારોની વાતજ કયાં છે? કુમાર વીશળદેવજી પાસે જ અમારે આવવાનું હતું અને એમને જ ઉતારે અમે આવ્યાં છીએ. તારો બીજો કુમાર પડે નહીં મોટા ધરામાં! "

વીરમદેવ ચમકયો. નાગેશ્વરે વક્ર દૃષ્ટિથી તેના તરફ જોયું. વીશળદેવે મંદ મંદ હસતાં પુષ્પનો ઢગલો ઉઠાવ્યો. તેણે જોયું કે, તેની નીચે તે થાળમાં ચાંદીનો એક સુંદર નાનો સરખો રથ હતો. વીશળદેવે કહ્યું: " આ રથ બરોબર મૂકવામાં આવ્યો નથી. " તેણે પુષ્પો જમીન પર પાથરી દીધાં. રથ તે પર મૂકતાં તેણે ટીકા કરી: " જે અશ્વોની ગતિને કાબૂમાં રાખી શકે તેને મન જમીન ચાહે તેવી હોય પણ પુષ્પથી આચ્છાદિત જ લાગે. "

" બેશક, પ્રિય મિત્ર! જેમ આપને આજે લાગી હતી અને એક વર્ષ ઉપર ગુજરાતમાં માનવંતા રાજકુમારી મૃણમીને રમતમાં લાગી હતી તેમ! " નાગેશ્વરે કહ્યું:

"તને બહુ વાતો યાદ રહેતી લાગે છે !" એમ કહી વીશળદેવે બીજા થાળમાંથી પુષ્પનું કુંડું ઉઠાવ્યું અને તેમાંના છોડની આસપાસના કાંટા કાઢી લેવા માંડયા: "કુમાર, કુમાર, આપને હાથે લોહી નીકળશે." નાગેશ્વર બોલ્યો.

"આ કોમળ પુષ્પ વેલને બરાબર ખીલવા દેવા માટે તેની આસપાસના કાંટા કોઇ પણ ભોગે મારે કાઢી નાંખવા જોઇએ. એમ કરતાં મારી પાંચે આંગળીઓ કપાઈ જશે તો યે મને તેની પરવા નથી." વીશળદેવે જવાબ દીધો અને કાંટા કાઢી નાંખ્યા પછી પાણીનો લોટો લઇ તેણે તે છોડ પર અને માટી પર પાણીનું સિંચન કર્યું.

સ્ત્રીઓ આ જોઇને માંહોમાંહે આશ્ચર્ય બતાવતી એક બીજાના કાનમાં કાંઇક કહીને ધીમાં હાસ્યમાં પ્રવૃત્ત થઇ. વીશળદેવે તે પછી બે શૂળ હાથમાં લીધી અને થોડી વાર તે તરફ જોઇ તેણે જમીન પર નાંખી દઈ પોતાના પગમાંના જોડાથી તે છૂંદી નાંખતાં કહ્યું: "માણસના માર્ગમાં આવી જે જે શૂળો હોય તે કચરી નાંખ્યેજ છૂટકો અને એમ થાય તો જ દૂધ અને સાકર એકઠાં મળે." તેણે સાકરના ગાંગડાઓ દૂધની અંદર નાંખવા માંડયા. એ બાદ પુનઃ કહ્યું: "ચાંદની વડે જેમ પૃથ્વી ઓર શોભા આપે છે તેમ આ મિષ્ટ સ્વાદવાળું બનેલું દૂધ પીવાથી પૃથ્વીનાં નર નારનાં હૃદય શોભી ઉઠે છે; નિર્મળ બને છે; આહ્લાદ પૂર્ણ બની જાય છે. માટે નાગેશ્વર, તું તેમાંથી થોડુંક લે અને આ અહીં આવેલી સન્નારીઓને પણ તેનો સ્વાદ ચખાડ."

ચમચા વતી નાગેશ્વરે તે પ્રસાદી તે સ્ત્રીઓને આપતાં આપતાં કહ્યું: "કુમાર વીશળદેવ ક્ષાત્રવટની શરતોની જેમ બુદ્ધિચાતુર્યમાં પણ અગ્રપદે આવે છે કે નહીં ?"

" બેશક, બેશક. રાજકુમારીની કસોટીઓમાં તેઓ પૂરા વિજયી નીવડયા છે. " એમ કહેતી તે સ્ત્રીઓ વદાય થઇ.

નાગેશ્વરે આમ તેમ જોયું તો વીરમદેવ ત્યાં ન હતો. તે હસ્યો અને બોલ્યોઃ "ગુપચુપ પોબારા ભાપવામાં ડહાપણુ સમજ્યો, એ એણે ઠીક કર્યું ! "

× × × ×

સાયંકાલે કર્ણાટકના રાજાનો દરબાર ભરાયો. દેશવિદેશના રાજાઓ, રાજકુમારો કર્ણાટક રાજ્યની પ્રજા વગેરેની મોટી મેદની ત્યાં જામી અને તે વચ્ચે સાત વિજયી ઉમેદવારો વચ્ચે બીજી હરીફાઇ શરૂ થઈ. દરબાર વચ્ચો વચ્ચ એક ઇટની પહોળાઇની કિનારનો એક કુંડ કરવામાં આવેલો હતો. તેમાં છલ્લો છલ્લ પાણી ભરેલું હતું. તેની એક બાજુએ બાર વામનો એક થાંભલો ઉભો કરેલો હતો અને તે પર આરસપહાણનું એક પૂતળું ઉભું રાખેલું હતું. એ પૂતળાને મસ્તકે બે ઉપર એક એમ ત્રણ ફળ મૂકવામાં આવ્યાં હતાં. તેની સામેથી ઉમેદવારે પાણીમાં જોઇને એ ફળ તીરવડે ઉરાડવાનાં હતાં. કર્ણાટકના રાજાના મંત્રીએ પોતાના આસન આગળ પાંચ વર્ષના એક બાળકને બેસાડયું હતું. આ બાળક સમક્ષ ઉમેદવારોનાં નામની ચિઠ્ઠીઓ નાંખવામાં આવી. તેમાંની એક ચિઠ્ઠી બાળકે ઉપાડી. મંત્રીએ તેમાંનું નામ વાંચ્યું. ઉત્તર પ્રાંતના એક રાજકુમારનું નામ આવ્યું. તે રાજકુમારે કુંડની પાળ ઉપર આવી પાણીમાં જોઇ તીર ફેંકયું. સભામાં હસાહસ થઇ રહી. તીર થાંભલા તરફ ન જતાં બીજીજ દિશામાં ગયું. બીજા રાજકુમારનું નામ બોલાયું. એનું તીર પૂતળાની છાતીમાં વાગી પાણીમાં પડયું. ફળ ગબડી પડયાં. સૈનિકોએ તે ફરીથી મૂકયાં. રાજકુમાર નિષ્ફળ ઠર્યો. ત્રીજું નામ વીરમદેવનું આવ્યું. મોઢા પર

ખુમારી રાખતો તે પાળ પર ચઢયો. તેણે ધનુષ્યને બાણ અરકાડયું. ધનુષ્ય અને બાણ સમેત હાથ ઉંચા કરી પાણીમાં નીચું જોઇ પૂતળા તરફ તે તાકવા લાગ્યો. બન્ને પગ એક જગ્યાએ હતા તે એને ફાવ્યું નહીં. એટલે બાણે પૂતળાને સચોટ વીંધી શકાય તે માટે તેણે ડાબો પગ જરાક સરકાવ્યો. પણ એટલામાં તો તેના શરીરનું સમતોલપણું તે ચૂકયો અને પાળપરથી કુંડમાં ઝબકોળાયો! ચોગરદમ હસાહસ થઇ રહી. શ્રીમાનને સૈનિકો બહાર કાઢવા આવ્યા એટલે ગુસ્સાથી ના પાડી, પોતાની મેળે બહાર નીકળી ભીને કપડે શ્રીમાન દરબારમાંથી વહાય થઇ ગયા !

ચોથા રાજકુમારનું નામ પોકારવામાં આવ્યું. તેણે ઉમેદવારી કરવા ના પાડી. પાંચમો રાજકુમાર પણ એવી રીતે નિવૃત્ત થયો. છઠ્ઠો આવ્યો વીશળદેવ. એના સાથીદારોએ શંખધ્વનિ કરીને એને ઉત્સાહ આપ્યો એટલે તો ચોગરદમથી જનવૃન્દે બૂમો પાડવા માંડી: "તમારા દેશનું પાણી ન જવા દેશો" "હિમ્મતથી ફળ વીંધજો" 'વીર પુરૂષકી જય."

વીશળદેવે સકળ સભાગણ તરફ ઉલ્લસિત દૃષ્ટિથી જોઇ પોતાનું ડોકું સર્વ દિશામાં નમાવી સૌને વંદન કર્યું; અને હજી તો એને ઉત્સાહ આપનારા નિનાદો શમ્યા ન હતાં ત્યાં ક્ષણાર્ધમાં તેણે પાળ પરથી પાણીમાં પૂતળાના પડતા પ્રતિબિંબ ઉપરથી તીર તાકી બરાબર પૂતળાના મસ્તકના પહેલા ફળમાં એવી તો ખુબીથી માર્યું કે-ફળ વીંધીને તીર થાંભલામાં ચોંટી રહ્યું. બાકીના બે ફળ થાંભલો હાલવાથી ગબડી પડયાં. વાજીંત્રો વાગી રહ્યાં. "શાબાશ !" "ધન્ય છે !" એવા પોકારો પડી રહ્યા.

વીશળદેવ પાળપરથી ઉતરી સૌને પુનઃ વંદન કરતો પોતાને સ્થાને બેસી ગયો. સાતમા ઉમેદવારનું નામ પોકા-

રવામાં આવ્યું. એનાં તો હાંજા જ ગગડી ગયેલાં જણાયાં. એ ઉમેદવાર તેના સ્થાન પર હાજર જ ન હતો!

બીજી હરિફાઈમાં વીશળદેવ એકલો વિજેતા ઠર્યો. કર્ણાટકના મહારાજાએ ઉઠીને કહ્યું: "આ સ્પર્ધામાં કેવળ એક જ રાજકુમાર વિજેતા ઠર્યાથી ત્રીજી સ્પર્ધાની જરૂર રહેતી નથી. મારી પુત્રીને હવે એ વીરપુરૂષને વરમાળ આરોપતાં હર્ષ જ ઉપજશે."

'બેશક બેશક' 'બરાબર છે, બરાબર છે,' એવા પોકારો પડી રહ્યા. પણ રાજકુમારીએ હઠ લીધી કે-ત્રીજી શરત પૂરી થવી જ જોઇએ. મહારાજા અને અમલદારો વિચારમાં પડયા. તેઓને ત્રીજી શરતની બિલ્કુલ જરૂર ન લાગી પણ રાજકુમારીએ હઠ છોડી નહીં. ગડભાંગમા તેઓ સૌ હતા ત્યાં વીશળદેવ પોતાને સ્થાને ઉભો થયો અને બોલ્યો: "ત્રીજી શરત હું મારી રાજીખુશીથી પૂરી કરવા તૈયાર છું. મને વિશ્વાસ છે કે-ઇશ્વર એમાં મને સહાય કરશે." મહારાજા તેને હા પાડે કે નહીં તેની રાહ ન જોતાં પોતાનાં બાણના ભાથા અને ધનુષ્ય સહિત તે દરબારની મધ્યમાં આવીને ઉભો રહ્યો અને બીજી બાજુથી રાજકુમારી પણ આવીને ત્યાં ઉપસ્થિત થઇ.

આખરે આ બેઉની હઠ આગળ મહારાજાએ નમ્યું આપ્યું. એક પાટીઉં દરબારની વચ્ચોવચ્ચ મૂકાયું અને રાજકુમારી હસતી હસતી તેની આળગ ઉભી રહી. પાટીઆની ઉંચાઇ રાજકુમારીના કદ કરતાં લંબાઇમાં અને પહોળાઇમાં દોઢ ગણી હતી. તેની પીઠ પાછળ એ પાટીઉં હતું. વીશળકુમારે ધનુષ્યબાણ હાથમાં લીધાં; પહેલાને છેડે તેણે પુષ્પમાળા બાંધી અને એ તીર બરાબર રાજકુમારીના મસ્તકથી જરાક ઉંચે છોડયું. પાટીઆમાં તીર ખૂંપ્યું. પુષ્પમાળા રાજકુમારીના મસ્તકેથી લટકી તેના વદનસરોજ પર લટકી રહી. સભા આ જોઇને તીર ફેંક-

નારની કળા પર મુગ્ધ થઇ ગઇ. સડસડાટ તીરો વીશળદેવના ધનુષ્યમાંથી છૂટવા લાગ્યાં અને જોતજોતામાં તો રાજકુમારીના જમણા પાસામાં એક સીધ્ધી હરોળમાં તે એક પછી એક ખૂંપી રહ્યાં. એ બાદ ડાબી હરોળ શરૂ થઇ અને આંખના પલકારામાં તે પૂરી થઈ. રાજકુમારીના શરીરને જરાકે આંચ ન આવી. તીરો બન્ને બાજુએ એક સરખી હારમાં ગોઠવાઇ રહ્યાં. વીશળદેવ જયાં છેલ્લું તીર ફેંકી રહ્યો કે તરતજ મૃણ્મયીએ તેની પાસે દોડી જઇને તેના કંઠમાં વરમાળ આરોપિત કરી.

એ વખતે નાગેશ્વરે હર્ષધ્વનિ કર્યો: "**જય ગુજરાત**!"

તેના સાથીદારોએ તે ધ્વનિ ગગનભેદી સ્વરોએ ઝીલ્યો:

"**જય ગુજરાત! જય ગુજરાત!**"

વિજયદુંદુભિ વાગવા માંડયાં. લોકોએ પુષ્પવૃષ્ટિ કરી. મહારાજાના સિંહાસન તરફ નવ વરવધૂએ પગલાં ભર્યાં. કુમાર મહારાજાને ચરણે પડવા જતો હતો ત્યાં તેમણે પોતેજ તેને અત્યાનંદથી આલિંગન કર્યું.



## પ્રકરણ ૧૦ મું.

# ભાવી મહાગુજરાતના સ્વપ્નદ્રષ્ટાઓ.

ચાતક જેમ મેઘથી ખુશી થાય; દૃષ્ટિવિહીન, દૃષ્ટિ મળવાથી જેમ હર્ષિત થાય; ખેડુત જેમ સુન્દર પાક નિહાળીને રાજી થાય અને વસન્ત ઋતુના આગમનથી રસિક જનવૃન્દ ઉત્સાહી થાય તેમ વીશળદેવ અને મૃણમયીનાં લગ્નથી સમસ્ત કર્ણાટક અને ગુજરાતમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો.

ગુજરાત અને કર્ણાટકનો મેળ અગાઉ મિનલદેવીના સમયમાં થયો હતો; જ્યારે પાટણના મહાદક્ષ મંત્રી મુંજાલે કર્ણદેવની સાથે નમુંજલા વારાંગનાને બદલે મીનલદેવીને પ્રેમ કરાવ્યો હતો અને એ બેનાં લગ્ન તે બાદ થયાં હતાં. ગુજરાત કર્ણાટકનો સંવત ૧૧૨૫ ના અરસામાં થયેલો એ સંબંધ અત્યારે લગભગ પોણા બે સદી પછી સં. ૧૨૯૨ માં સજીવન થયો.

જ્યારે રાજવંશી નવદંપતીએ ગુજરાતમાં પગ મૂકયા ત્યારે વીશળદેવે મૃણમયી સમક્ષ નાગેશ્વરને બોલાવીને પૂછ્યું: “ કહે મિત્ર ! હું તને શો બદલો આપું ? ”

નાગેશ્વરે હસીને જવાબ દીધો: “ બદલો ? ઉહૂ ! આપ નહીં આપી શકો. ”

"પણ બોલો તો ખરા કે તમારી માગણી શી છે?" મૃણમયીએ પૂછ્યું.

"મારૂં માગતું વૃથા થાય એવું કહેવાની મારે શી જરૂર?"

"એવું તે તું શું મોટું માગવાનો છે કે જે હું ન આપી શકું?" વીશળદેવે પૂછ્યું.

"તમે જરૂર વિચારમાં પડી જાવ એવું જ તે છે."

"ચાહે તે હોય; જો હું નહીં આપી શકું તો મહારાજા હરિશ્ચન્દ્રની પેઠે હું વચનને ખાતર તું કહીશ ત્યાં વેચાઇશ."

"અને હું પણ." મૃણમયીએ તેને અનુમોદન આપ્યું.

"જ્યારે આપનો બન્નેનો આગ્રહ છે ત્યારે માગું છું"

"શું?"

"પાટણનું મંત્રીશ્વરપદ."

નાગેશ્વરના મુખમાંથી એ શબ્દો નીકળ્યા કે, ખરેજ વીશળદેવ અને મૃણમયી બન્ને વિચારમાં ગર્ક થઇ ગયાં. "શશશૃંગ જેવી આ માગણી શા માટે આપે મારી પાસે કરાવી?" નાગેશ્વર કહેવા લાગ્યો.

"બેશક. એ તેવીજ માગણી છે." વીશળદેવ બોલ્યો: "હું ધોળકાનો ધણી તો હજી થયો નથી. પાટણમાં મહારાજા ભીમદેવ જેવો સમર્થ ગુર્જરેશ્વર બિરાજે છે. વળી દાદાજી લવણપ્રસાદ અને પિતાજી વીરધવળ હયાત છે. એ સ્થિતિમાં, નાગેશ્વર, તારૂં વચન હું શી રીતે પૂરૂં કરી શકીશ?"

નાગેશ્વર મહેલની બારી આગળ ગયો અને ઉંચે આકાશ તરફ જોતો જોતો બોલ્યો: "ઉંચા નભોમંડળમા

વસતા વિશ્વનિયંતા ! હું શું શું નથી જોઈ શકતો ? મારી આંખ જે જુએ છે; દૂર દૂરના ભાવી પટને ભેદીને પણ જે અંદરના બનાવોને નિહાળે છે, તે આ નૂતન રાજદંપતીને નિહાળવાની શક્તિ આપ અર્પો. હું જોઉં છું એક ઉંચુ રત્નમણિમંડિત સિંહાસન. એ કોનું છે ? ૫૫ વર્ષની વૃદ્ધ વયે પહોંચેલા સોલંકી વંશના પાટણપતિ ભીમદેવનું ? એની ચોગરદમ શી પરિસ્થિતિ છે ? ગુજરાતના ખંડીઆ સામંતો મંડલેશ્વરો અને નાના નાના સરદારો એ ઘરડા રાજાની આજ્ઞા માનતા નથી. તેના સામે બંડ કરે છે. પોતાને રૂચે છે તે ભાગ પોતે બથાવી પડે છે. એમાં અડગ અને અટલ કોણ છે ? રાજચિન્તાકારી લવણપ્રસાદ. શું કરે છે એ ? પોતાની તલવાર અને ઢાલથી સિંહાસન સુરક્ષિત રાખે છે. અને જુઓ, જુઓ, ધોલકાના રાણા વીરધવળને પણ તે દૂર રાખે છે; આજ્ઞા કરે છે એમને: "ચોગરદમ ચાહે તેટલું ગુજરાત બથાવજે; પણ ભીમદેવ મહારાજની હયાતીમાં પાટણ તરફ નજર પણ કરીશ નહીં. જો તેમ કરીશ તો હું તારો પિતા છું તોપણ મારે હાથે તારો શિરચ્છેદ કરીશ." રાણો વીરધવળ પાછો ફરે છે. વર્ષોના પટ પડે છે. ફરી ઉઘડે છે. વીશળદેવ અને વીરમદેવ દેખાય છે. લવણપ્રસાદની જમણી બાજુએ વીરમદેવ ઉભેલ છે. વીશળદેવ ડાબી બાજુએ. લવણપ્રસાદ વીરમદેવ તરફ હાસ્યદૃષ્ટિ કરે છે. વીશળદેવ તરફ કઠોર નજર નાંખે છે. પણ વીશળદેવ નજર કરે છે ત્રિભુવનપાળ ઉપર. કોણ છે એ ત્રિભુવનપાળ ? પાટણપતિનો નિર્બળ પુત્ર. લવણપ્રસાદ જમણી બાજુના કુંવર સાથે હાસ્યખેલમાં ગુંથાયો છે તેવામાં ત્રિભુવનપાળ સામે વીશળદેવ જંગ માંડે છે પરિણામ ?... વ્યોમમાં પટ પડે છે. અને પુનઃ ઉઘડે છે. ભીમદેવ સોલંકીએ શોભાવેલ પાટણના સિંહાસન પર વાઘેલ વંશનો પ્રથમ યુવાન નરેન્દ્ર બિરાજ્યો છે. કોણ ?–મહારાજાધિરાજ વીશળદેવ......"

નાગેશ્વર બારીમાંથી ઉંચે આકાશ તરફ જોતો જોતો આમ બોલતો રહ્યો અને એણે જ્યાં છેલ્લો શબ્દ કહ્યો ત્યાં વીશળદેવે તેનું કાંડુ પકડીને પૂછ્યું: "ગાંડા ? આજ તારી ડાગળી ખસી ગઇ છે કે શું ?"

"હા. જો ભાવી પાટણપતિ—અભિનવ સિદ્ધરાજ—એમ કહે, તો એમ..."

"આર્યપુત્ર !" મૃણ્મયીએ કોમળ અવાજે અને સહૃદય ભાવપૂર્ણ નેત્રો વીશળદેવનાં નેત્ર તરફ માંડીને કહ્યું: "તમારો મિત્ર બિલ્કુલ પાગલ નથી. તેણે જે ઘટના વર્ણવી છે એમાં ભૂતકાળ વર્ત્તમાનકાળ અને ભવિષ્યકાળ ત્રણેનો સંયોગ છે. એના કોઇક બનાવો સાચા ભૂતકાળના છે; કોઇક ચાલુ બનાવો છે અને એ ઉપરથી એના વીર ધીર અને ઉન્નત ભાવનાવાદી હૃદયની આકાંક્ષાઓ વડે એણે આપને પાટણના સિંહાસને બેઠેલા નિહાળ્યા છે. એ એનું સ્વપ્ન કહો; રેતીમાંથી તેલ કાઢવા જેવી અશક્ય વાત કહો; કે સસલાનાં શિંગડાં જેવી બાઅંત કહો: પણ હુંયે એવું ચિત્ર મારી સમક્ષ નિહાળું છું:—"

"મહાદેવી ! કહો, કહો; શું નિહાળો છો આપ ?" નાગેશ્વરે પૂછ્યું.

"હુ પાટણના સિંહાસને મહામહેન્દ્ર વીશળદેવની સાથ મને પોતાને બેઠેલી જોઉં છું. અમારી જમણી બાજુએ પાટણનો મહાન્ મંત્રીશ્વર નાગેશ્વર બેઠેલો છે; જેણે મહેન્દ્રની કુમાર અવસ્થામાં એક સાચા સુહૃદ્ તરીકે પોતાના જીવના જોખમે પણ મદદ કરી છે."

"મહાદેવી ! હું અને તમે બન્નેયે પાગલ છીએ; સ્વપ્નસેવીઓ છીએ; તરંગરંગમાં ઘેરાયલાં અને મૃગતૃષ્ણિકાથી લોભાયલાં છીએ—"

વીશળદેવે નાગેશ્વરને પોતાની બાથમાં લીધો અને તેને ભેટીને તેની સામે નિહાળતા નિહાળતાં કહ્યું: "મિત્ર !

તું જૂઠો નથી. તારાં સ્વપ્ન સફળ થાઓ વા ન થાઓ; પણ એટલું તો સત્ય છે કે—તેં મારા હૃદયમાં રાજ્યતૃષ્ણા વધારીને મારે કઇ માર્ગદિશાએ જવું એ સ્પષ્ટ બતાવ્યું છે. ગુજરાતનું ગૌરવ મારા હૃદયમાં મૂકી તેં મને કર્ણાટકી વીરાંગનાનો મેળ સાધી આપ્યો; હવે હું અવશ્ય એ દિનની રાહ જોતો રહીશ કે જેમાં ગુજરાતની રાજધાની અણહીલવાડ–પાટણને સિંહાસને હું વિરાજીત થાઉં. અને ત્યારે હું જરૂર તને નહીં વિસરૂં. પાટણનું મંત્રીશ્વરપદ તારૂં."

નાગેશ્વરે વીરાળદેવને નમન કર્યું. તેવામાં એક પહેરેગીરે આવીને ખબર આપી કે—"મંત્રીશ્વર વસ્તુપાળ તરફથી એક દૂત આવ્યો છે."

"જા, એને અંદર લાવ" વીરાળદેવે પહેરેગીરને કહ્યું અને તેના જવા બાદ નાગેશ્વર તરફ જોઇને બોલ્યો: "પણ આ મંત્રીશ્વર વિદ્યમાન છે તેનું શું?"

"આપે આપનું વચન આપી દીધું છે. હવે એ નિભાવવું એ આપની ફરજ છે—નાગેશ્વરની નહીં." મૃણ્મયીએ ટાપશી પૂરી.

નાગેશ્વર થોડીવાર આભારભરી દૃષ્ટિથી મૃણ્મયી તરફ નિહાળી રહ્યો અને પછી બોલ્યો: "હું ધારૂં છું કે—શ્રીમન્વસ્તુપાળ તરફથી મુશ્કેલીઓ આવશે નહીં. મારા તરફ એમની અમીદૃષ્ટિ છે અને નહીં હોય તો, સેવકને તે મેળવી લેતાં કયાં નથી આવડતી?"

વીરાળદેવ તેના તરફ કૃત્રિમક્રોધથી જોતો જોતો બોલ્યો: "તું ખટપટી માણસ છે!"

"ભયંકર" નાગેશ્વરે ઉમેર્યું.

"ધીર, વીર, દીર્ઘદર્શી, નિપૂણ અને નૃપહિતકારી" મૃણ્મયીએ ઉમેર્યું.

"કદાચ આ એની સત્ય ગુણુપરીક્ષા હોઇ શકે." વીરાળદેવ વિચારમનસ્ક મુખમુદ્રામાં બોલ્યો.

"આત્મશ્લાઘાને ભયે પણ કહું છું કે–હેજ." નાગેશ્વરે જવાબ દીધોઃ "મરણાન્તે પણ હું આપ પ્રત્યેની એકનિષ્ઠા નથી તજવાનો–ચાહે તે સ્થિતિમાં હોઇશ તોપણ—"

"ધન્ય! સાચા સેવક" ગુણમયીએ નાગેશ્વરને અભિનંદન આપ્યું.

એ સમયે વસ્તુપાળનો દૂત આવીને હાજર થયો. તેણે નમન કરીને કહ્યું: "મંત્રીશ્વરે આપ શ્રીમાનને અને શ્રીમતી રાજસ્નુષાને નિમંત્રણ પાઠવ્યું છે–આપને પણ નાગેશ્વરજી!"

"કયાં? શા માટે?"

"આપ શ્રીમાનના લગ્નની ખુશાલીમાં મંત્રીશ્વર આજ સાંજે પોતાને ત્યાં નગરજનોનો મેળાવડો કરનાર છે તેમાં."

"મારા પ્રણામ સહિત એમને કહેજે કે અમે બન્ને જરૂર આવીશું."

"અને આપ?" દૂતે નાગેશ્વરને પૂછ્યું.

"બેશક. તેજ ત્યાં કિરણ હોય જ."

દૂતના ગયા પછી ત્રણે એક બીજા તરફ જોઇ રહ્યાં.

"વસ્તુપાળ પ્રવીણ મંત્રી જણાય છે" ગુણમયીએ ટીકા કરી.

"સમયચતુર પણ" વીરાળદેવે ટાપશી પૂરી.

"ભાવી મહાગુર્જરાતનો મહાન્ સ્વપ્નદષ્ટા પણ." નાગેશ્વરે કહ્યું.

સાયંકાળે **વીશળદેવ** અને મુગ્ધમયી વસ્તુપાળને ભુવને ગયાં. ત્યાં તમામ વર્ણોનો એક મોટો મેળાવડો જામ્યો હતો. વસ્તુપાળે સસ્નેહ નવદંપતીને આવકાર આપી યોગ્ય આસનોએ બેસાડયાં. યજમાને મહેમાનોના આનંદ માટે કંઇ કંઇ રસિક રમત ગમતોની યોજનાઓ કરી હતી; બાળકોનાં સંગીત અને સંવાદો ગોઠવ્યા હતા. એ કાર્યક્રમમાં થોડાંક બાળકોનું એક ગીત **વીશળદેવને** ઘણું ગમ્યું. એ ગીત નીચેનું હતું:—

વંદીએ લળી લળી જય ગુજરાત !
અમારી જન્મભોમ પ્રિય માત !
હરિયાળાં રસકસમય ક્ષેત્રો,
જલભર સરવર જ્યાં શોભાય,
લચ્યાં વૃક્ષનાં વિધવિધ વૃન્દો
ફળફૂલ ભરપૂર જ્યાં સોહાય.
—વંદીએ૦

શિલ્પક ગુજ્જર કેરી કલાકૃતિ
દિવ્ય અબોલ કરે જ્યાં ગાન,
ઠરતી આંખડી હૃદયપાંખડી
વિકસતી વિહરતી દેતી તાન.
—વંદીએ૦

ગૌબ્રાહ્મણ પ્રતિપાળ તાહરાં
મા ! સઘળાં રજપૂતસન્તાન,
સ્ત્રી–સન્માન–સુરક્ષણ સાટે
ડૂલ અમોલ કરે નિજ પ્રાણ.
—વંદીએ૦

ઉદાર પર ઉપકારઅધીરા
વસીઆ વ્યાપારી ગુજરાત,
કૈંક વર્ણ નિજ નિજ ધર્મે રત
રહી નિરંતર છે રળીઆત.
—વંદીએ૦

રાજવીહૃદ નિજ પ્રજા પ્રતિ અહીં
પિતા-તુલ્ય પળ પળ પેખાય,
ચઢે કાળથર ભાવી અધિક પણ
નિભવો માનસ આ જગરાય!
—વંદીએ૦

સદ્વિલાસી સ્વપ્નું અમ એકજ
ફળીભુત કરજો પ્રભુ! દિલ ચાહ્યઃ-
"પ્રાણ પડે આ ભૂમિ-સેવામાં
પુનર્જન્મ હો તેનીજ માંહ્ય"
—વંદીએ૦

એ ગીતની છેલ્લી કડી બબ્બે વાર સાંભળીને વીરાળદેવે વસ્તુપાળને કહ્યુંઃ "હૃદયમાં જન્મભૂમિનું અભિમાન ખડું કરવા સાથે એનેજ ખાતર સેવામાં મરવાની પ્રેરણા પોષતાં આવાં ગીત, નાનાં બાળકો વારંવાર ગાય એ ઘણુંજ પસંદ કરવા જેવું છે."

"અને કુમાર, મોટાંઓ?"

"મુરબ્બી, મોટાંઓની ભાવના પણ આ ગીતની છેલ્લી કડી જેવી રહેવી જોઇએ."

વસ્તુપાળ વીરાળદેવનો હાથ ઝાલીને તેને એકાન્ત બાગમાં લઇ ગયો. બંને એકલા બેઠા એટલે વસ્તુપાળે પૂછ્યુંઃ 'કુમાર, તું ભાવનામાંજ ફક્ત માને છે કે કાર્યોમાં?'

" બેશક કાર્યો પણ હોવાં જોઈએ પરંતુ ભાવનાનું મહત્વ ઓછું નથી. હૃદયમાં ખૂબ ચિંતન મનન અને ઉત્સાહને પરિણામે જ કાર્યો થઇ શકે."

" હું પુછું ? તારૂં એ દિશામાં કંઈ પ્રયાણ ? "

" અત્યારે તો હું પિતાજીનો આશ્રિત એક નાનો બાળક છું, ભાવના સિવાય મારૂં બીજું શું કાર્ય હોઇ શકે ? પણ જો મને તક મળશે તો મેં દૃઢ નિશ્ચય કર્યો છે, કે, કેવળ ધોળકામાં પૂરાઇ રહેવું નહીં પણ પાટણ—

" પાટણપતિ થવું છે ? "

" આજે જ મારા હૃદયમાં એ આતુર ઈચ્છા પ્રબળ થઇ છે. પણ મંત્રીશ્વર ! આપ સમા મહારથીની સહાય વિના એ ભાવના પાર પડવી મુશ્કેલ છે."

મંત્રીએ ગંભીર થઇને કહ્યું–"વીરધવલકુમાર, તારા ભાઇને દેશવટો મળ્યો ત્યારે મેં તારા આગળ એક વાત કહી હતી તે તને યાદ છે ? મેં તને મારી આશાઓનો સ્થંભ કહ્યો હતો. તું મહા ગુજરાતનો મહારાજાધિરાજ થાય એવી ઈચ્છા મેં વ્યક્ત કરી હતી. આજ કહું છું કે–કુમાર, મારે તને બીજો સિદ્ધરાજ જોવો છે—

"આજ બંનેએ એકજ વાત કહી..." વીરધવલદેવ ધીમેથી ગણગણ્યો.

" બંનેએ ? અર્થાત્ આ વિચાર તારા હૃદયમાં આજ અન્ય કોઇએ મૂક્યો છે ? હું હું એ પેલો ચપળ જુવાન હોવો જોઇએ." વસ્તુપાળ હસ્યો. "કુમાર, એને હવે પૂછી જોજે કે મહાગુજરાતના મહારાજાધિરાજના વિચારનો ઉદ્‌ભવ–જન્મ–કોનાથી થયો ? "

" એના મનમાંથી સ્તો ? "

વસ્તુપાળે ડોકું ધુણાવ્યું: "નાગેશ્વર મારા વિચારોની નાની સરખી પ્રતિછાયારૂપ છે."

" એમ ? "

" હા. એને પૂછી જોજે કે, ગુજરાત-કર્ણાટકનો સંબંધ સાધવાની આશા તેના હૃદયમાં જન્માવનાર કોણ હતો ? નાગેશ્વરને ચેતતા ચોંકેલા રહેવાની પ્રેરણા અર્પનાર પણ કોણ હતો ? "

"હં..." વીશળદેવ કંઇક યાદ લાવતો હોય તેમ બોલ્યો: "એક બે વાર આપનાં યશગાન તે આડકત્રી રીતે ગાતો હતો તેથી એમ અનુમાન થઇ શકે છે કે—આપ જ એના સૂત્રધાર હશો. "

વસ્તુપાળે ગંભીર બનીને કહ્યું—" તારૂં લગ્ન, એ મારી સ્વપ્ન સિદ્ધિનું પ્રથમ પગલું છે. "

" શું આપના સ્વપ્નની સિદ્ધિ ? "

" હા "

" મેં ધાર્યું હતું તેમ, તેં તેમાં બાહુ-બળ બતાવ્યું; બુદ્ધિ-બળ બતાવ્યું; કુમારીનો પોતાનો તારાપર અખંડ અનુરાગ જીત્યો; અને ખાસ કરીને જેની માનહાનિ થવી ઘટિત હતી તેની માનહાનિ કરી. હવે તારે એક બીજા કાર્યમાં પ્રવૃત્ત થવાનું છે."

" કયું ? "

વસ્તુપાળે વીશળદેવના હાથમાં એક પત્ર મૂકી પૂછ્યું: " જો આ પત્રમાં શું લખ્યું છે ? "

તે પત્ર વીરધવળના પિતા લવણપ્રસાદનો હતો.

" ચિરંજીવી વીરધવળ ! આ કાસદનો પત્ર મળે કે, તરતજ પાટણ આવવા નીકળી પડજે. પાટણની ગાદી જયંતસિંહ સોલંકીએ કબજે કરી છે; અને પોતાના નામની દુવાઇ ફેરવી છે. મહારાજા ભીમદેવના સૈન્યને તેણે

પલ્હાવી દીધું છે. હું અને મહારાજા ગુપ્તવાસમાં છીએ.
લવણપ્રસાદ "

આ પત્ર વાંચતાંજ વીરળદેવનો હાથ તલવાર પર પડયો. વસ્તુપાળે કહ્યું: "કુમાર, તારે, મારે કે ખુદ તારા પિતાજીએ આમાં કાંઇ કરવાનું નથી."

"કેમ ?"

"મારા ભાઇ તેજપાળ સૈન્યની મદદ સાથે પાટણ તરફ પ્રયાણ કરી ગયા છે."

"એમ ? ત્યારે હવે હું પણ તેમની પાછળ પ્રયાણ કરૂં અને એકદમ જયંતસિંહને દૂર કરી પાટણની ગાદી લઈ લઉં."

વસ્તુપાળ હસ્યો. તેણે ડોકું ધુણાવ્યું.

"મંત્રીશ્વર, કૃપા કરીને મને કહી દો કે, મને પાટણ જતો આપ શા માટે રોકો છો ? હું કૃતનિશ્ચયી છું કે-આ તક નહીં જવા દઉં."

"કુમાર, સંયમ કેળવ્યા વિના મહારાજાધિરાજ પદ ન આવે."

"સંયમ કેળવવાનું આમાં શું છે ?"

"ઘણુંજ. શ્રીમાન્ લવણપ્રસાદનો એક મહાન્ સિદ્ધાન્ત તું જાણે છે ? જ્યાં સુધી મહારાજા ભીમદેવ હયાત હોય ત્યાં સુધી તારા પિતાશ્રીને તેઓ પાટણની ગાદી આપવા માગતા નથી. મહારાજા વીરધવળ એ વચનથી બંધાયા છે. તેઓ પોતાના જીવનપર્યન્ત તે વચન પાળનાર છે. હવે, હું એવુંજ વચન તારી પાસેથી મેળવવા માગું છું કે, મહારાજ ભીમદેવની અને તેમના પુત્ર ત્રિભુવનપાળની હયાતી સુધી તારે પાટણની ગાદી ન લેવી."

વીરળદેવ ઉત્સુકતાથી વસ્તુપાળ તરફ જોઇ રહ્યો. વસ્તુપાળે આગળ ચલાવ્યું:

"કુંવર, તને આનાકાની થાય છે, ખરૂં કે? વારૂ; મારા એક પ્રશ્નનો જવાબ દે. મૃગપતિમાં મૃગને મારવાની શક્તિ હોય છે છતાં તે તેનો શિકાર ન કરતાં જવા દે છે અને ગજરાજનો શિકાર શા માટે કરે છે?"

વીરાળ નિરૂત્તર થઇ ગયો. વસ્તુપાળે કહ્યું: "નિર્બળને સબળ મારે એમાં કાંઈ વડાઇ નથી. સબળે તો સમોવડીઆ સામે ચોટ રાખવી જોઇએ. તેવીજ રીતે, આજ જ્યારે વૃદ્ધ પાટણપતિ નિર્બળ થઇ બેઠા છે, ત્યારે તેમની ગાદી આપણે લઇએ એમાં શી વડાઇ છે? એમને તો આપણે સહાય અર્પવી જોઇએ-પુન: એમને સિંહાસનારૂઢ કરવા જોઇએ—"

વીરાળદેવ નિરાશાથી હાથ મસળવા લાગ્યો. વસ્તુપાળે એ જોઇને કહ્યું: "કુમાર, સંયમની નિસરણી એ નિરાશાની નિસરણી નથી. સેંકડો મૃગ જવા દેનાર મૃગપતિને આખરે એક ગજરાજનો શિકાર મળે છે. એ મળે નહીં ત્યા સુધી તે થોભ્યોજ જાય છે-રાહ જોયાજ કરે છે. પણ પોતાના ગૌરવથી હલકું કૃત્ય નથી કરતો. મહા ગુજરાતનો ભાવી મહારાજાધિરાજ આવા સંયમી ગૌરવથી વર્ત્તે એવી મારી આશા પાર પડશે? કુમાર, મારા સ્વપ્નની સફળતાનું એ બીજું પગલું ભરવામાં મને તું સહાયભૂત થઈશ?"

વીરાળદેવને મંત્રીશ્વરની ભાવનાઓ ગમી, પણ તેના હૃદયમાં તીવ્ર વેદના એ થઈ કે-આ એક ખરી વ્યવહારૂ તક જાય છે. આજે જ એણે પાટણપતિ થવા નિશ્ચય કર્યો. આજેજ એને પહેલો મોકો મળ્યો અને આજેજ એ જતો કરવા તેને કહેવામાં આવ્યું! એટલુંજ નહીં, પણ ભીમદેવના પુત્ર ત્રિભુવનપાળને પણ પાટણને સિંહાસને વિરાજીત થવા દેવાનું વચન આપવા કહેવામાં આવ્યું! આટલાં બધાં બંધનમાં પડવું એનું નામ શું સંયમ? વીરાળ-

દેવની આંખ આગળ નાગેશ્વરની આકૃતિ ખડી થઇ; સુષમયીની મૂર્ત્તિ દેખાઈ, બને પોતાનાં પાટણને લગતાં સ્વપ્ન વર્ણવતાં દેખાયાં. નાગેશ્વર પાટણનું મંત્રીશ્વરપદ માગતો દેખાયો. સુષમયી સિંહાસને વિરાજીત થવા કહેતી દેખાઈ. શું એમના સ્વપ્ન અધૂરાં રહેવા દેવાં? શું પાટણપતિ થવાનું પોતાનું સ્વપ્ન પણ નષ્ટ થવા દેવું? નહીં, શ્રીમન્વસ્તુપાળની સૂચનાને અનુમોદન નહીં આપી શકાય.

વીશળદેવ આમ ઠરાવ કરી મંત્રીને તે કહેવા તૈયાર થયો; તેવામાં વસ્તુપાળે એક બીજો પત્ર તેના હાથમાં મૂકયો. વીશળદેવે તે વાંચ્યો:—

"અમારા ભાઈ તેજપાળ યાત્રાર્થે જવા માગે છે. તેમની જગ્યાએ અમારા હાથ નીચે અમાત્ય તરીકે ઉપમંત્રી તરીકે બુદ્ધિકુશળ યુવક નાગેશ્વરની નિમણુંક કરવામાં આવે છે. —વસ્તુપાળ"

એ પત્ર તે વાંચી રહ્યો એટલે વસ્તુપાળે તેના હાથમાં એક વધુ પત્ર મૂકયો. તેમાં નીચેનું લખાણ હતું: "મંત્રીશ્વરનો હું ચિર ઋણી છું, કુમારશ્રી વીશળદેવજ મહાગુજરાતના મહેન્દ્ર થાય, એ આશયની સિદ્ધિને અર્થે જ, મંત્રીશ્વર તરફથી મને અપાયલું અમાત્યપદ હું સ્વીકારૂં છું.—નાગેશ્વર"

આ બંને પત્રો વીશળદેવે મંત્રીના હાથમાં પાછા મૂકયા; એટલે મંત્રીએ તે ફાડી નાંખ્યા!

વીશળદેવ આશ્ચર્યથી મંત્રી તરફ જોઇ રહ્યો.

"કુમાર, મારા પ્રશ્નનો જવાબ નક્કી કર્યો?" મંત્રીએ પૂછયું.

"આવતી કાલે એ જવાબ દઇશ; પણ મુરબ્બી, આ પત્રો શા માટે ફાડી નાંખ્યા?"

" તને એ પત્રો બતાવવામાં ભૂલ થઈ. મારે તને બતાવવાના પત્રો બીજા હતા. આ રહ્યા તે જો."

તે બે પત્ર હતા. એકમાં લખ્યું હતું:

" મંત્રીશ્વર વસ્તુપાળ, તમારા અને મારા સિદ્ધાંતોમાં તફાવત છે તથાપિ હું તમારા તરફ માનની દૃષ્ટિથી જોઉં છું. તમે જૈનધર્મી છો. તમને તે ધર્મ તરફ પક્ષપાત હોય જ.

જે એક વણિકનું અપમાન વીરમદેવ તરફથી થયાનું તમે જણાવો છો તે કદાચ જૈનધર્મી હશે અને તેથી તમે વીરમદેવ ઉપર ગુસ્સે થયા હશો. ચિરંજીવી વીરધવળ ઉપર તમારો ઘણો પ્રભાવ છે. તમારા તરફ માન હોવા છતાં પણ જણાવું છું કે-મને આ પસંદ નથી. આ પ્રસંગમાં તો હું તમારી બેની ઇચ્છાની આડે આવતો નથી પણ હું સ્પષ્ટ કહી દઉં છું કે-વારંવાર તમારી ઇચ્છાઓને હું હવેથી સંમતિ નહીં આપું. વીરમદેવ ચુસ્ત શૈવી છે. તેથી તમારી આંખમાં કણા જેવો થઇ પડયો છે શું? યાદ રાખજો કે-આગળ ઉપર હું વીરમદેવને જ રાજસિંહાસનારૂઢ બનાવીશ. જો પરમાત્મા મને જીવતો રાખશે તો; અને એ માટે જો કદાપિ યુદ્ધ કરવું પડશે તો હું તે કરીશ જ.
—લવણપ્રસાદ."

બીજો પત્ર આમ હતો: " કૃપાળુશ્રી, આપના પત્રના ઉત્તરમાં નિવેદન કે, આપ શ્રીમાને પૂરતી સત્ય હકીકતના અભાવે આપનો અભિપ્રાય દાખવ્યો છે. કુમાર વીરમદેવે જે વણિકને ત્રાસ આપ્યો તે શૈવી હતો. અને જૈન ધર્મી ન હતો. ધર્મને લગતો આપે બાંધેલો અભિપ્રાય આમ આપોઆપ નિરર્થક થઈ પડે છે. અન્ય બાબતો ભવિષ્યને લગતી છે. એ સંબંધમાં જગતના સંચાલક દેવાધિદેવની ઈચ્છા સિવાય કોનાથી અન્યથા કાંઇ થઇ શકે

તેમ છે ? લી. આપ પ્રત્યે પૂર્ણ માન અને એકનિષ્ઠાવાળો વિનમ્ર સેવક વસ્તુપાળ."

આ પત્રો વાંચીને વીશળદેવ એકદમ વસ્તુપાળના બન્ને હાથ ઝાલીને બોલ્યો: "ઉદાર મહાનુભાવ, આપે પૂછેલા પ્રશ્નનો જવાબ કાલ નહીં પણ અત્યારે જ આપુ છું અને તે અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું હતું તેમ, करिष्ये वचनं तव"

વસ્તુપાળની આંખમાં તેજ જણાયું. તેણે વીશળના બંને હાથ સ્નેહથી દાબ્યા અને પૂછયું:—"શા ઉપરથી આ નિર્ણય કર્યો ?"

"આ પત્રોના વાચન ઉપરથી. એ પત્રો ખેમચંદ વણિક અને વીરમભાઈના પ્રસંગ વખતના જણાય છે. ત્યારના દાદાજી આપના પ્રત્યે ગુસ્સે થયેલા લાગે છે. આપને વેરી તરીકે લેખે છે છતાં પણ આપે મનની ઉદારતાથી એમને અત્યારે મદદ મોકલી છે; પૂજ્ય પિતાજીનું વચન નિભાવી રાખવા ચાહો છો; મહારાજા ભીમદેવને જ ભવિષ્યમાં રાજ્યસિંહાસને રહેવા દેવા માગો છો અને આ તક મળી છે તેનો ગેરઉપયોગ ન કરતાં, તેમાં વેરને સ્થાન ન આપતાં, સંયમ રાખી નિર્બળને સહાય દેવાની ઉદાર ભાવના રાખો છો. આવી મહાન ઔદાર્યમૂર્તિના અનુસરણમાં જ મારી ખાત્રી છે કે, ભવિષ્યની સ્વપ્ન–સિદ્ધિ રહેલી છે."

"કુમાર" અતિશય વ્હાલભર્યા સ્વરે મંત્રીએ કહ્યું: "હું ફરીથી કહુ છું કે–મારી આશાઓનો સ્થલ તું છે. હવે સ્પષ્ટ કહે: પાટણની ગાદી પર હમણાં નજર નહીં નાંખે ને ? ત્રિભુવનપાળની હયાતી સુધી પણ ધીરજ ને?"

"करिष्ये वचनं तव."

"મૃગપતિ, આજે તેં તૃણ નથી ખાધું; આજે તે ન્હાનાં પ્રાણીઓનો શિકાર જતો કર્યો છે. આ સંયમનું

સુફલ તને અવશ્ય મળશે. કાલ એ દિન જરૂર આવશે કે, જ્યારે ગજરાજનો શિકાર ભરપટ્ટે કરવાની તને તક મળશે અને ત્યારે દિગન્તમાં તારી કીર્તિ વ્યાપશે; અને ત્યારે પાટણપતિ થવાની તારી મહેચ્છા જરૂર સફલ થશે. આજ જેમ સંયમ રાખ્યો છે તેમ સંયમને ન ચૂકીશ. અંતિમ વિજય હારો છે. ”

વસ્તુપાળ આમ કહી, વિચારોમાં વિલીન થયો.

વીરાળદેવે રજા માગી; એટલે તેણે કહ્યું: “ કુમાર, અમાત્ય નાગેશ્વરને આ મેળાવડામાં તું દેખે તો તત્કાળ મારી પાસે મોકલજે. ”

“ અમાત્ય નાગેશ્વર ? !—

“ હા. એના અનક સવાઓના તે યોગ્ય બદલો ન આપું તો, કુમાર, જગત મને અને તને બન્નેને નગુણા ન કહે કે ? ”

“ત્યારે એના પત્રો આપે નકામાજ ફાડી નાંખેલા કે?”

મંત્રી હસ્યો.

વીરાળદેવ એ એકાન્ત સ્થાનમાંથી મેળાવડામાં ગયો.

આજે જ વીરાળદેવ પોતે, નાગેશ્વરે અને મૃણમયી-એ મંત્રીના સબંધમાં ઉચ્ચારાલા અભિપ્રાયો વીરાળદેવને યાદ આવ્યા. ત્રણેનો એકત્ર અભિપ્રાય આ હતો:—

“ મંત્રી બડો મુત્સદ્દી છે, સમય ચતુર છે; ભાવી મહાગુજરાતનો મહાન્ સ્વપ્નદૃષ્ટા છે. ”

વીરાળદેવને લાગ્યું કે—આ ત્રણે અભિપ્રાય વસ્તુપાળે સાર્થક કર્યા છે.

---

# પ્રકરણ ૧૧ મું.

## સેનાપતિ થવાનો અભિલાષ.

"આ જોયું? નાગર ને વાણીઆ કોઈના મિત્ર નહીં એવું કહેવાય છે, તે ખોટું નથી—"

"જા, જા, ગાંડી! તું એમાં શું સમજે?"

"શું સમજે કેમ? બધુંયે સમજું છું ને જાણું છું. જુઓ, તમને એ નાગરને ખાતર વીરમનાં માણસો સાથે લડાઈમાં ઉતારનાર એ વાણીઓ હતો. એમાં તમને બેને તલવાર ખેંચવા એક વર્ષની મનાઇ થઇ—"

"પણ તે તો પાછી રદ્દ થઇને?"

"એ તો વીરાળને લીધે થઇ; પણ તેમાં તમને શિરપાવ એ નાગરના કરતાં ઓછો મળ્યોને? અને એ ઓછું આપનાર કોણ? વાણીઓ."

"તું અત્યારે એ બેનાં છીદ્રકડાંજ શોધવા બેઠી લાગે છે! જા, મારે તો તારી વાત સાંભળવી નથી."

આ સંવાદ એક દંપતી વચ્ચે થતો હતો. એ દંપતી તે કોઇજ નહીં પણ મામો સિંહદેવ અને તેની પત્ની. મંત્રીશ્વર વસ્તુપાળને ત્યાં થયેલા મેલાવડાને બીજે દિવસે આ સંવાદ થતો હતો. મામા સિંહદેવને તે મેલાવડામાં નિમંત્રણ નહોતું. તે ઉપરથી તેની પત્ની ખીજે ભરાઇ

હતી. સિંહદેવે મંત્રીની સરતચૂક થઈ હશે એમ માની તે વિષે કશો ઉદ્વેગ કર્યો નહતો; પણ તેની પત્નીને તેના જીવનના તમામ પ્રસંગો યાદ રહ્યા હતા અને તેથી તેણે તે પ્રસંગોની સાંકળના અંકોડા એકઠા કરતાં એ તમામ અંકોડા ખણખણી ઉઠયા હતા. રોષે ભરાયલી ક્ષત્રાણીએ આથી પોતાના પતિને મ્હેણાંટૂણાં મારીને સચેત કરવાનો નિરધાર કર્યો હતો. સિંહદેવને હજી પાણી ચઢયું નહીં અને એ તો બેદરકાર છે, એમ જોઇને તેની પત્નીએ વધુ આગલ્યા પ્રસંગો કટૂ સ્વરૂપે રજૂ કરવા માંડયા. તેણે તડુકો કરીને કહ્યું: "શું હું છીદકડાં શોધું છું? જરા શેરીમાં જઇને લોકો વાતો શી કરે છે તે તો સાંભળી આવો? પછી ખબર પડશે કે, હું સાચું કહું છું કે જુઠું?"

"શેરીના લોકો? એમને વળી આપણી બાબતમાં શી ઘાલમેલ કરવાની હોય?"

"એ તો જેને લાગે તે કહે. બીજાં ન કહે, હોં કે? તમને જાણે ઠીક કે, વિશ્વાસમાં ને વિશ્વાસ માન જાય તોયે સહી! પણ એંહ્ મને તો 'કાયરની નાર' કહીને બધાં દૂંપી ખાય છે. બળ્યું, મારો તે કાંઇ અવતાર છે? મોટા તલવારબહાદુર મરદની સ્ત્રી કહેવાઉં છું પણ મારૂં મન જાણે છે કે, એ મરદ કેવોક છે?"

"વાહ્! તું યે જબરી? લોકોને કીધેથી હું કાંઈ મરદ છું તે નામરદ થવાનો નથી."

"પણ લોકનું કહેવું શું ખોટું છે, એનો તો જરા વિચાર કરી જુઓ?"

"લોક શું કહે છે?"

"સૌ કહે છે કે, તમને માનહીણા થઇને આ ગામમાં વસવું શું સારૂં લાગે છે? વીરમ-વીશળની તક-શારમાં તમને 'હોળીના નાળીએર' કર્યા અને નાગર

અને વાણીઓ બેયે ખસી ગયા; વીશળનું લગન થયું તોયે તમને તો વાણીઆએ સાથે મોકલ્યા નહીં અને નાગરને મોકલ્યો; વળી લોકની સભા મળી તેમાંયે તમને તેડયા નહીં. આ બધું તમારૂં મોટું માન! અરે, એવાં છક્કાંપંજા રમનારાઓ કરતાં તો ભલો તમારો ભાણેજ વીરમ નહીં કે, એણે એક મગની બે ફાડ કરી દઇને ચટ જુદે ગામ વસવાનું પસંદ કર્યું?"

મામો સિંહદેવ વિચારગ્રસ્ત બની ગયો. પ્રથમ બેદરકારી હતી તેને બદલે હવે વિચારદશા આવી; એટલે ધીકતા લોઢા પર હથોડાના ઘા વધુ પડવા લાગ્યા. ક્ષત્રાણી બોલવા લાગી: "કહો જોઇએ, તમારી તલવાર સામેનો હુકમ પાછો ખેંચી લીધો પણ કોઇ દહાડો તમને એનો સારો ઉપયોગ કરવાની તક વાણીઆએ આપી કે? તમારા કરતાં તમારો નાગર દોસ્ત વધારે ખંધો એટલે એણે પોતાનો સ્વાર્થ સાધી લીધો અને વીશળની સાથે જઇ, એનો માનીતો થઇ પડયો અને હવે તો તે વાણીઆના હાથ નીચે મોટો અમલદાર થઇ પડયો! તમને આ રાજ્યમાં છે કાંઇ નોકરી? નાણું જોઇએ ત્યારે તમારી બહેન પાસે જઇ લઇ આવો છો અને બસ પછી આખો દહાડો ને રાત ઉંઘ્યા કરો છો—"

"ન બોલ, હાં, બહુ ન બોલ—"

"શા માટે ન બોલું? હું કોઇ નામરદની ધણીઆણી નથી. મારે માથે મોટો મરદ શિરચ્છત્ર બિરાજે છે. એની તલવાર ચમકે છે. એનામાં પહાડ તોડી પાડવાની શક્તિ છે અને છતાંયે જ્યારે એને ઘટતું માન મળવું નથી ત્યારે હું શું કરવા ન બોલું? ગુસ્સો ચઢતો હોય તો ભલે; મારા પર તલવાર ચલાવો; પણ આજ તો ખરી હકીકત તમારે કાને નાંખવા; કાંઇ તડ ને ફડ કરવા અને તમારી આબરૂઇજ્જત વધારવાનો રસ્તો લેવડાવવા મેં ઠરાવ કર્યો છે—"

સિંહદેવે એના તરફ જોયું. એની આંખો લાલઘુમ થયેલી હતી. એના વદન ઉપર પણ લાલાશ ધાઈ આવેલી હતી. એ જોતાં એને શૂર ચઢયું.

ક્ષત્રીને માન ઘણું વહાલું હોય છે અને તેમાંયે આ તો કેવળ તલવારીઓ ક્ષત્રી હતો. એના દિલમાં એમ ઠસી જાય કે–અમુક જણ મારો શત્રુ છે તો એને પીંખી નાંખતાં એ લગીરે પાછો હઠે નહીં.

ઘડીભર પોતાની પત્ની તરફ કરડી નજરે જોઇ રહીને તે બોલ્યો: "હમ્. ત્યારે મારી મરદાઇનું પાણી તારે જોવું છે ખરૂં ને? બસ, આ ચાલ્યો એ વાણીઆને ત્યાં! આજ એને કહી દઉં છું કે, બોલ, મને સેનાધિપતિ બનાવે છે કે નહીં, અને જો ના પાડશે તો, એ નહીં કે હું નહીં—"

તે ઉઠયો અને તલવાર હાથમાં લઇને ઘર બહાર જવા લાગ્યો. ક્ષત્રાણી એની પાછળ દોડી. એનું કાંડું પકડી બોલી: "ઉભા રહો. વિજય-તિલક કરૂં તે પછી જાવ."

"ઝટ કર. હું હવે એક ઘડી પણ નહીં રોકાઉં."

તે ઉભો રહ્યો. ક્ષત્રાણી ઘરના અંદરના ભાગમાં ગઈ અને કંકુ લાવીને તેને કપાળે ચાંલ્લો કરતાં કરતાં બોલી: "વાણીઆને ત્યાં જવા કરતાં હું એક યુક્તિ બતાવું તે રીતે એને હેઠો ન પાડો?"

"તો પહેલેથી કેમ ના બોલી? મારી પાસે તો એકજ યુક્તિ છે—આ તલવાર—"

"કબૂલ. તમારી તલવાર માટે મને માન છે ત્યારે તો એ સોંસરી બે જણના પેટમાં પેસે એવો રસ્તો બતાવવા માગું છું."

"બે જણ?"

"હા. એકલો વાણીઓ નહીં—નાગર પણ."

"વારૂ; કહી દે. તારી યુક્તિ શી છે? તું કેવો રસ્તો બતાવવા માગે છે?"

ક્ષત્રાણીએ ધીમે રહીને તેના કાનમાં કાંઇક કહ્યું.

ક્ષત્રી ચમક્યો. વિચારમાં પડયો.

તે પૂછવા લાગ્યો: "હેં! શું તું ખરૂં કહે છે?"

"ચોક્કસ ખરૂં કહું છું. તમે એ વાત પર આધાર રાખીને જાઓ. તમારે અહીંના વાણીઆ પાસે સેનાપતિપણાની 'ભીખ' માગવાની જરૂર જ રહેશે નહીં. પણ તમારી તલવારના બળથી એ સત્તા જરૂર મેળવી શકશો."

વળી સિંહદેવ વિચારમાં પડયો. એટલે તેની સ્ત્રીએ વળી તેને કાનમાં કાંઇક કહ્યું. એ જરાક વધુ કર્ણગોષ્ઠિ હતી. એ પૂરેપૂરી સાંભળી રહ્યા બાદ સિંહદેવ બોલ્યો: "બરાબર. 'એકથી બે ભલા.' વાત તો ખરી લાગે છે. ચાલ જીવ, એજ રસ્તો બરાબર છે."

તે પોતાની ઘોડાર તરફ ધસ્યો; પોતાની પાણીપંથી ઘોડી પર સ્વાર થઇને ઘરના બારણા પાસે આવ્યો અને તેની સ્ત્રીને કહેવા લાગ્યો: "મારૂં કામ ફત્તેહ કર્યા વિના હું પાછો નહીં આવું, એ નક્કી માની લેજે."

ઘોડીને સ્વારે એડી મારીને ઝપાટાભેર દોડાવી. ક્ષત્રાણી બારણામાં ઉભી ઉભી કંઇ વાર સુધી તેના તરફ જોઇ રહી અને પછી સ્વગત બોલી: "જો વીરમ એમની સાથે મળી જવા હા પાડશે અને એના સસરાની મદદથી આ બે જણ પાટણ તરફ ઝટ જઇ પહોંચશે તો નક્કી એ એની ફત્તેહ છે."

તે ઘરમાં ચાલી ગઇ.

સિંહદેવને તેની પત્નીએ બતાવેલા માર્ગની સહેજ કલ્પના વાચકવૃન્દને આવે તે માટે એનો સ્ફોટ અહીં કરવો અસ્થાને નહીં ગણાય. સિંહદેવની પત્નીએ એવી વાયકા સાંભળી હતી કે–પાટણ પર વસ્તુપાળે તેજપાળને લશ્કર સાથે હુમલો કરવા મોકલ્યો છે પણ તેની સાથે લશ્કર ઘણું થોડું મોકલ્યું છે. આથી ક્ષત્રાણીને એવો વિચાર સૂઝયો હતો કે–વીરમદેવના મનમાં પાટણનું રાજ લેવાની ધગશ સિંહદેવ મારફત જગાડવી અને સિંહદેવને સેનાપતિ બનાવવા તે વચન આપે તો વીરમદેવની ખાતર પાટણપર સિંહદેવે હલ્લો લઇ જવો. તેમાં વીરમદેવના સસરાનું લશ્કર જ કામમાં લેવું અને હલ્લામાં પણ સૌથી પહેલાં તેજપાળ સાથે લઢી તેને પૂરો કરીને પછી પાટણ સર કરવું. સિંહદેવને તેણે આ યુક્તિ ટૂંકમાં કહીને ચમકાવ્યો હતો અને તેને ગળે એ વાત ઉતર્યાથી તેણે વીરમદેવ પાસે વીરમગામ જવા ઘોડી દોડાવી હતી.

સિંહદેવની ઘોડી વેગભરી ગતિથી દોડતી રહી. જ્યારે તે વીરમગામની ભાગોળે આવ્યો ત્યારે સાયંકાળનો સમય થયો હતો. ગામ નજદીક એક કુવે કેટલીક સ્ત્રીઓ પાણી ભરતી હતી. ઘોડેસ્વારે ઉતરીને પાણી માગ્યું. એક સ્ત્રીએ પાણી પાયું અને તે પીધા બાદ તે ઘણીભર ત્યાંજ બેઠો. થોડીક ક્ષણ તે બેઠો ત્યાં તો કુવે પાણી ભરનારીઓમાંથી બે જણ લઢી પડી. અને મ્હેણાં–ટૂંણાં પર ચઢી. મામાશ્રીને એ તકરારમાં કાંઇક રસ પડયો એટલે એ તો હસતા હસતા તે સાંભળતા રહ્યા; પણ એ તકરાર જેમ જેમ આગળ વધી તેમ તેમ એમનું હાસ્ય ઉડી ગયું અને એમના મોંપર ચિંતાનાં વાદળદળ ધાઈ આવ્યાં.

આમ કેમ ? એ સ્ત્રીઓએ એવી તે શી તકરાર જમાવી કે, આ અજાણ્યા પ્રવાસીને ચિંતા થઇ ?

વાત એમ હતી કે–એ તકરારમાંથી વીરમદેવની

ચાલચલગત વિષે કેટલીક વાતો તે તકરાર કરનારીઓના મોંમાંથી બહાર નીકળી પડી. જે બે સ્ત્રીઓને તકરાર થઈ તેમાંની એકને બીજીએ ટાંણો માર્યો કે-"ધણીની માનીતી ઢેયડી ગામ અભડાવે એવું મારી આગળ નહીં ચાલે. તારી શેઠાણી વીરમદેવજીની માનીતી છે એથી કાંઇ હું તારાથી ડરી જાઉં એમ નથી."

'વીરમદેવની માનીતી', 'તારી શેઠાણી' એ શબ્દોનું રહસ્ય જાણવા સિંહદેવ આતુર હતો ત્યાં જે સ્ત્રીને આ ટાંણો મારવામાં આવ્યો હતો તેણે તેને ટાંણો મારનારને કહ્યું: "અરે, મારી શેઠાણીની વાત તો જગ જાહેર છે અને કયાં એમાં છાનચોરી છે ? પણ તારી આસપાસની સગીઓની ચાલચલગતની તપાસ કરીને પછી મને ટાંણા મારવા આવજે. એંહ ! વીરમદેવજીની પાછળ તો તારા જેવી કેટલીયે પોતાની મેળે ગાંડી થઇને ફરે છે !"

સિંહદેવને આ સાંભળીને વિષાદ થાય એ કેવળ સ્વાભાવિક હતું. એનો સ્વભાવ ગરમ હતો; એની જીભ તીખી હતી; એ વિચાર શક્તિનો ઉપયોગ કરવા તસ્દી લેતો નહીં; એ બધું ખરૂં; પણ એનો મોટામાં મોટો સિદ્ધાંત પરસ્ત્રી માતૃવ હતો. એને હૃદયે શ્રીત્રિપુરારિની ભક્તિ વસી હતી; અને ગમે તેવા કપરા સંજોગમાં પણ એ ભક્તિ તે ચૂકયો નહતો. પરિણામે એના હૃદયમાં ક્ષાત્રત્વનો એક પરમ ગુણ તો કાયમ વાસ કરી રહ્યો હતો કે-જીવ જાય તો ખેર પણ કદાપિ પરસ્ત્રી પ્રત્યે વિકાર દૃષ્ટિથી ન જોવું અને સદાયે પોતાની પત્ની સિવાયની સૌ સ્ત્રીઓને મા બહેન ગણવી. આ નિયમ પોતાના જીવનમાં અદ્યાપિ પર્યન્ત તેણે જાળવ્યો હતો અને તેથીજ જ્યારે આ બે સ્ત્રીઓની તકરારમાંથી તેણે વીરમદેવ માટે ખરાબ વાયકા સાંભળી ત્યારે એનું

હૃદય ખિન્નતાથી ભરાઈ ગયું અને થોડી વારમાં એ ખિન્નતા ક્રોધમાં પરણમી.

પોતાની જગ્યાએથી ઉઠીને તે ત્રાડી ઉઠયો: "એ બાઇયું ? કિયા વીરમદેવની આ વાત કરો છો તમે ?"

"કિયા કેમ ? કાંઈ બે છે કે શું ?" એક સ્ત્રીએ કહ્યુ: "ભલા ભાઇ, આ ગામના ધણી સિવાય બીજો કોઈ વીરમ-દેવ અહીં રહેતો નથી."

"એની ચાલચલગત વિષે આમ છડેચોક વાત કરતાં તમને શરમ નથી આવતી ?"

સ્ત્રીઓએ તેનું ઉગ્ર સ્વરૂપ જોયું. તેની કમ્મરે તલવાર જોઈ. સિંહદેવના પ્રશ્નનો હેતુ ખરી વાત બહાર કઢાવવાનો હતો પણ આ સ્ત્રીઓએ તેનો ઉલ્ટો અર્થ કર્યો. તેમણે માની લીધું કે, તે વીરમનો પક્ષકાર છે અને તલવારવાળા ક્રોધી સ્વરૂપના પુરૂષ આગળ સ્ત્રીઓની ઙ્ગુલીબાઈ શી રીતે પટપટે ?

તે બધીએ ચૂપ થઇને એકે એકે ત્યાંથી પસાર થવા મંડી. સિંહદેવને એના પ્રશ્નનો જવાબ મળ્યો નહીં. હવે ? "હું જાતે તપાસ કરીશ અને જો આ વાત ખરી ઠરશે તો ?......"

તેનો પ્રશ્ન તેના મોંમાં જ રહી ગયો; કારણ કે, એક મ્યાનો ત્યાંથી પસાર થયો અને તેની સાથેના રક્ષકોમાંના કેટલાકને તેણે વીરમદેવના ઘોળકામાંના સાથીદારો તરીકે ઓળખ્યા !

# પ્રકરણ ૧૨ મું.

## "લેને ગઇ પૂત ઓર ખો આઇ ખસમ!"

સિંહદેવે વીરમગામના દરવાજામાં પાલખી પેસતી જોઇ એટલે પોતાની ઘોડી એક ઝાડ સાથે બાંધીને તે પાલખીની પાછળ ચાલવા લાગ્યો.

પાલખીની આસપાસના સંરક્ષકોમાંના કેટલાકને તેણે વીરમદેવના સાથીદારો તરીકે ઓળખ્યા. સિંહદેવને તેઓએ પણ ઓળખ્યો. તરતજ પાલખી ઉચકનારાઓને એક સંરક્ષકે કાંઇક સૂચના આપી. પરિણામે ઉચકનારાઓના પગમાં વીજળીની ઝડપ આવી. સિંહદેવ પણ ઝડપથી તેઓની પૂંઠ પકડી રહ્યો.

દરવાજામાં પેઠા પછી શરૂઆતમાં પાલખી સીદ્ધા રસ્તાપર ગઇ; પરંતુ પછીથી તે એક ગલીમાં પેઠી; અને સંરક્ષકોમાંનો ફક્ત એકજ જણ તેનો સંગાથી થયો. બાકીનાઓ ગલી બહારના રસ્તાપર ચાલવા લાગ્યા. સિંહદેવ મુંઝાયો. પૂંઠ કોની લેવી? પાલખીની કે સંરક્ષકોની? એને તો વીરમનું કામ હતું. એને તો વીરમની ચાલચલગત તપાસવી હતી. પાલખીની પૂંઠ પકડયેજ કાંઇ અવનવું જાણી શકાય. સંરક્ષકો પાછળ ગયે કશું વળે નહીં. આમ નક્કી કરીને તેણે ગલીમાં જવા માંડયું.

એક રાહદારી તેમાંથી બહાર નીકળતો હતો. સિંહદેવ તેને પૂછવા લાગ્યોઃ "વીરમદેવ ક્યાં રહે છે?"

"ગામનો ધણી તે આવી ગલીઉંમાં રહેતો હશે? કોઇ અજાણ્યા લાગો છો! ફીકર નહીં. સીધે રસ્તે જાવ. જમણી બાજુએ મોટો મ્હેલ આવશે. એ વીરમ બાપુનો."

"ભાઇ, હું છું તો જાણે અજાણ્યો! પણ એક વાત પૂછું? ભલા, વીરમની વાયકા કેવીક છે?"

ઘડીભર એ રાહદારી એના મ્હોં તરફ જોઇ રહ્યો અને પછી કાને હાથ દઇને ચાલ્યો ગયો.

"એમ કેમ?" આ પ્રશ્ન પોતાના મનમાં પૂછતો સિંહદેવ ગલીમાં જ આગળ વધ્યો. જરાક આગે જતાં વળી પાછો વાંક આવ્યો. તેમાં પેઠો તો બે નાના નાના રસ્તા આવ્યા. તેણે આગળ નજર કરી તો પાલખી દેખાઇ નહીં. "અજાણ્યો ને આંધળો બરાબર. સીધો રસ્તો મૂકી દઇને હું ગલીમાં ક્યાં આવ્યો?" તે સ્વગત આમ બોલીને આમ તેમ કોઇને પૂછપરછ કરવા માટે જોવા લાગ્યો; એટલામાં એની પાછળથી પાંચ–સાત માણસો એના પર તુટી પડયા. અચાનક હલ્લો થાય ત્યારે વીરપુરુષ પણ પ્રથમ તો ગુંચવાય. સિંહદેવ સહેજ ગુંચવાયો પણ તરત તેનો હાથ તેની કમ્મર પર ગયો. તેણે ઝડપથી પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી પણ એનાપર તુટી પડનારાઓ એજ રાહ જોતા હતા. જેવી તેણે તલવાર કાઢી કે એકદમ તેઓએ તેનો એ હાથ પકડી લીધો અને બળપૂર્વક તે ખૂંચવી લીધી. એક બે જણે પાછળથી તેના પગ ઝાલીને તેને જમીન પર પાડી નાંખ્યો અને તેનું ફાળીઉં કાઢી લઇને તેના પગ બાંધી દીધા. સિંહદેવને પોતાનું બળ અજમાવવાનો લગીરે મોકો આક્રમણ કરનારાઓએ આપ્યો નહીં. તેના માથામાં પથ્થરના અનેક સખ્ત ફટકાઓ મારવામાં આવ્યા. પગે

વીંટેલા ફાળીઆના બાકી રહેલા ભાગથી એના હાથ અને શરીર બાંધી દેવામાં આવ્યાં.

સિંહદેવના માથામાં સખ્ત ફટકાઓ પડવાથી તેમાંથી દડદડ લોહીની ધારાઓ વહેવા લાગી. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. આસપાસની વસ્તુઓ જાણે ગોળ ચક્કર ફરતી હોય એમ તેને લાગ્યું અને પછી તો સઘળે અંધકાર શૂન્યકાર લાગ્યો. સિંહદેવ બેશુદ્ધ થઇ ગયો. આ ભીમકાય પુરુષને આ રીતે લાચાર બનાવી દેવાયો. "લેને ગઇ પૂત ઓર ખો આઇ ખસમ" એવી તેની સ્થિતિ થઈ.

એ બેશુદ્ધ થયો તે પછી થોડીવારે એજ ગલીમાં નજદીકના એક મકાનમાંથી એક સ્ત્રી નીકળી અને ત્યાં આવી પહોંચી. તેણે નીચે વળીને એ બેશુદ્ધ થયેલા તરફ નજર કરી અને પછી મ્હોં મચકોડયું; ખભા હલાવ્યા અને ત્યાં ઉભેલાઓ તરફ જોઇને તે હસી.

"કેમ, કેવો રંગ રાખ્યો છે?" એક જણે પૂછ્યું.

"છે તો મોટો પહાડ જેવો આદમી! હું બધું જોતી હતી. તમે એને બચાવની લગીરે તક ન આપી." તે સ્ત્રીએ જવાબ દીધો.

"જો એવી તક એને આપી હોત ને તો અમારામાંથી એકકે જણુ આજ વીરમબાપુ પાસે જીવતો જવા પામત નહીં!"

"હવે આનું ઇનામ?" એક બીજાએ પ્રશ્ન કર્યો.

"ત્યાં. એકકે એકને સારૂં ઇનામ અપાવીશ; પણ આને અહીંથી ઢસડીને સીમાડા બહાર નાંખી આવો; એટલે કાશ જાય."

"સીમાડામાં શું કરવા? ઠેઠ એના ગામની ભાગોળે નાંખીશું કે જેથી અહીંનું નામ જ આવે નહીં!"

" બરાબર. બરાબર " એમ સૌ માંહોમાંહે કહેવા લાગ્યા. થોડીક જ વારમાં એક જણુ તે સ્ત્રી જે ઘરમાંથી નીકળી હતી તે ઘર તરફ દોડયો અને તેમાંથી પાલખી ઉચકાવી લાવ્યો. બેશુદ્ધ સિંહદેવને તેમાં નાંખવામાં આવ્યો.

" બસ. હવે એકજ જણ એની સાથે જાવ. અને આપણે......"

" વીરમ બાપુને મ્હેલે......"

માર્ગ વહેંચાઇ ગયા. પાલખી ઉચકનારાઓને દરવાજાને રસ્તે લઇ જવા એક જણ પાલખી સાથે રહ્યો અને બાકીનાઓ તથા તે સ્ત્રી ગલીમાંથી નીકળી સરીઆમ રસ્તે થઈ ગામની અંદર ગયાં.

સાયંકાલ અને રાત્રિની લગભગ તૈયારીના અરસામાં વીરમગામમાં ઉપલો બનાવ બન્યો, તે પછી મધ્યરાત્રિને સમયે જ્યારે ધોળકામાં ચોગરદમ શાન્તિ પ્રસરેલી હતી અને તેની પ્રજા પોતાના પાલક નૃપતિના સંરક્ષણમાં નિરાંતે નિદ્રિત થઇ હતી, ત્યારે તેની સીમમાંથી કાળો અંધાર પછેડો ઓઢીને એક આકૃતિ ઘોડેસ્વાર થઇને પસાર થતી હતી. ચોદરદમ અંધકાર પ્રસરેલો હતો. અચાનક રસ્તામાં પડેલી વસ્તુને અથડાવાથી ઘોડાએ અરબડીઉં ખાધું. ઘોડેસ્વારે લગામ બરાબર પકડીને ઘોડાને ટટ્ટાર કર્યો અને ઝડપથી પોતે તેની ઉપરથી ઉતરી પડયો. જે વસ્તુને ઘોડાનો પગ અથડાયો હતો તે શી વસ્તુ છે એ જોવા માટે તેણે જમીન પર હાથ ફેરવ્યો. એને લાગ્યું કે, એનો હાથ કોઈ સુંવાળી વસ્તુ પર ફરે છે. વધુ ને વધુ એ હાથ ફેરવતાં તે ભીનો થયો. 'અરે ! આ શું ?' અંધકારમાં એણે ખૂબ નિહાળી નિહાળીને જોયું. એ બોલી ઉઠયો: "આ તો કોઇ માણુસ જણાય છે ! એના માથામાંથી લોહી વહે છે ! ખૂન ! "

એ અંધાર પછેડાવાળાએ તે મનુષ્યાકૃતિને ઉઠાવવા યત્ન કર્યો. પણ તેનાથી બોજો ઉચકાયો નહીં. તેણે યુક્તિ કરી. પોતાના ઘોડાને તેણે આકૃતિની નજદીકમાં ઉભો રાખ્યો. ઘોડાની રેન પકડી રાખીને તેણે મનુષ્યાકૃતિને બળપૂર્વક ઉચકવા માંડી. ઘડીકમાં ઘોડો જરાક દૂર જતો રહે; તો ઘડીકમાં તે આકૃતિ તેના હાથમાંથી પડી જાય. આમ કંઇક વાર સુધી તેને શ્રમ પડયો. પણ આખરે તે આકૃતિને ઘોડાપર નાંખવામાં તે ફત્તેહમંદ નીવડયો. તે આકૃતિને તેણે ઘોડા પર ઉંધી નાંખી. જીનપર તેનું પેટ રહ્યું. ઘોડાની ડાબી બાજુએ તેનું માથું રહ્યું અને જમણી બાજુએ પગ રહ્યા. આ સ્થિતિમાં તે આકૃતિને ઘોડાપર નાંખીને તેણે ધોળકાના દરવાજા તરફના માર્ગે ઘોડાને દોરવ્યો. દરવાજા આગળ તે આવી પહોંચ્યો. દરવાજો બંધ હતો. તેણે કડું ખખડાવ્યું. અંદરથી પ્રશ્ન થયો:- "કોણ?" જવાબ મળ્યો. "શ્રી સત્રા." તરતજ દરવાજો ખોલવામાં આવ્યો.

દરવાજાના અંદરના ભાગમાં ડાબી-જમણી બે બાજુએ બે ફાનસ સળગતાં હતાં. ઘોડો દોરનાર ઘોડાને ત્યાં લઇ ગયો. તે દરમ્યાન દરવાનો દરવાજો બંધ કરીને તેની પાસે જઇ પહોંચ્યા.

ફાનસના અજવાળામાં અંધાર પછેડાવાળી વ્યક્તિએ ઘોડાપરની આકૃતિનું મુખ નિહાળ્યું. તે ચોંકયો. ટગર ટગર જોઇ રહ્યા બાદ તે બોલી ઉઠયો: "અરે! આ તો મામાશ્રી સિંહદેવ! મારા બહાદુર મિત્રની આ દશા! સિપાઇઓ, જાઓ, એકદમ રાજવૈદને અહીં બોલાવી લાવો."

દરવાનો આ સાંભળતાં હેબતાઇ ગયા. અંધાર પછેડો ઓઢનાર વ્યક્તિએ પોતાના શરીર પરથી પછેડો ઉતારીને દૂર ફેંકી દીધો. ઉજાસમાં તેને નિહાળનાર સૌ દરવાનોના ઉપરીએ તેને વંદન કર્યું અને એક દરવાનને રાજવૈદને બોલાવવા મોકલ્યો.

ઘોડા પરથી સિંહદેવને ઉતારવામાં આવ્યો. એક દરવાન તરતજ એક ચટાઈ લઇ આવ્યો. તે ઉપર સિંહદેવને ચતો સુવાડવામાં આવ્યો. અંધાર પછેડાવાળી વ્યક્તિએ તેની છાતી સરસો પોતાનો કાન ધર્યો અને તેના જમણા હાથની નાડી પોતાના એક હાથમાં લીધી. થોડી વારે તે બોલી ઉઠયો: " નાડી સાબુત છે ! મામાશ્રી જીવે છે. ફક્ત બેશુદ્ધ થઇ ગયા લાગે છે ! "

દરવાનો માંહોમાંહે એક બીજાને પૂછવા લાગ્યા: " આ કોણ ? "



# પ્રકરણ ૧૩ મું.

## મિત્ર-કાર્ય.

ધોળકાની સીમમાં ફરતી, અંધાર પછેડાવાળી ઘોડે-સ્વાર વ્યક્તિએ રાજવૈદને બોલાવવા મોકલતાં થોડીકજ વારમાં તે આવી લાગ્યો.

સિંહમામાની પાસે બેઠેલી વ્યક્તિને જોઇને તેણે વંદન કર્યું અને સિંહમામાની ચિકિત્સા કરી; માથામાં જ્યાં પથ્થરના ઘા પડયા હતા અને જેમાંથી લોહી વહી ગયું હતું તે ભાગ તપાસ્યા પછી કહ્યું: "અમાત્યજી-"

દરવાનો જેઓએ માંહોમાંહે "આ કોણ ?" એવા પ્રશ્નો કર્યા હતા, તેઓની શંકાનો ખુલાસો થઇ ગયો. તેઓએ જાણ્યું કે, આ તો નવો અમાત્ય નાગેશ્વર છે.

વૈદે કહેવા માંડયું: "નિર્દય રીતે એમને મારવામાં આવ્યા છે. શરીર પર અનેક સોળ ઉઠેલા છે; ક્યાંક ક્યાંક ઉઝરડાઓ પણ પડ્યા છે અને માથામાં ચાર જગ્યાએ ઘા પડયા છે. વાળમાં ચોંટી રહેલી પથ્થરની એક પતરી પરથી મારૂં અનુમાન થાય છે કે-પથ્થરના ઘા મારવામાં આવ્યા છે. જ્યાં ઘા પડયા છે ત્યાં લોહી સુકાઇ ગયું છે એટલે એવી કલ્પના થઇ શકે છે કે-લાંબા વખત ઉપર-સહેજ પાંચ-છ કલાક ઉપર મારવામાં આવ્યા

હશે; પોતે બેશુદ્ધ છે; ગંભીર હાલતમાં છે; પરંતુ એના ઉપાય થઇ શકશે. સૌથી પ્રથમ, આપણે એમને ઘેર એમને લઇ જઇએ—"

સ્ફુર્ત્તિથી નાગેશ્વર ઉભો થયો અને એક પણ બોલ બોલ્યા વિના એણે, સીમમાં કરેલી ક્રિયા પુનઃ કરી; અર્થાત સિંહમામાને પોતાના ઘોડાપર નાંખ્યા અને પોતે ઘોડાને દોરતા ચાલતો વૈદને કહેવા લાગ્યો: "વૈદરાજ, આપ જલ્દીથી સિંહમામાને ત્યાં મારી પાછળ આવી પહોંચો."

ઘોડો ચાલ્યો. મધ્ય રાત્રિ પછીનો સમય હતો એટલે શહેરમાં સર્વત્ર શૂન્યકાર હતો. કોઇ જાગતું ન હતું. શહેરમાં ફક્ત ચોકી કરનારા સિપાઇઓ કયાંક કયાંક નાગેશ્વરને મળ્યા. તેઓના સર્વના પડકારના જવાબ 'શ્રી સવા' એ સંકેત–શબ્દમાં આપતાં તે દરેક ચોકી-આત તેની નજદીક આવી 'કાંઇ ફરમાશ ?" એવું પૂછતો રહ્યો; પણ નાગેશ્વરને કોઇની મદદની જરૂર નહતી.

સિંહમામાને ઘેર જઇ તેણે બારણાં ખટખટાવ્યાં. "કોણ ?" એવો પ્રશ્ન અંદરથી ક્ષત્રાણીએ કર્યો. નાગેશ્વરે જવાબ દીધો: "મામાશ્રી આવ્યા છે; માટે બારણા ઉઘાડો."

ક્ષત્રાણીએ બારણાં ઉઘાડયાં અને પોતાના પતિની કમનસિબ હાલત જોઇ એ તો ઘડીભર હેબતાઈ ગઇ ! અહા ! શા એના અભિલાષ હતા ! અને શું પરિણામ એણે નિહાળ્યું ! મહામહેનતે એક મોટો ઉત્સવ ઉજ-વવાની સ્થિતિ પ્રાપ્ત થાય અને એજ ટાંકણે જેમ કાઈ ઓચિંતું વિઘ્ન આવતાં એ ઉત્સવ બંધ પડે અને "વિવાહનું વર્ષી" જેવો સ્થિતિ–પલ્ટો થઈ જાય તેમ આ સમયે બન્યું !

"શાથી આ હાલત થઈ! કોણે એમની આ હાલત કરી? તમે એમને ક્યાંથી લાવ્યા? તમે કોણ છો?" વગેરે વગેરે અનેક પ્રશ્નો એક સામટા એ પ્રેમાળ પત્નીએ પોતાના પતિ સંબંધમાં પૂછ્યા.

સર્વ પ્રશ્નોનો એકજ ધીર ગંભીર જવાબ નાગેશ્વરે દીધો: "એ બધું આપને પછી જણાવવામાં આવશે. સૌથી પહેલાં ગરમ પાણી તૈયાર કરો. રાજવૈદ હમણાંજ આવે છે. દર્દીની સારવાર પાછળ આપણે ધ્યાન આપીને બીજી ત્રીજી પંચાત અત્યારે ન કરીએ, એજ ઠીક થઈ પડશે."

નાગેશ્વરે એક બિછાનામાં સિંહમામાને સુવાડયો અને ક્ષત્રાણી ગરમ પાણી તૈયાર કરવા લાગી. થોડીકવારે રાજવૈદ આવી પહોંચ્યો. ગરમ પાણી તૈયાર છે એ જાણીને તેને ઘણો આનંદ થયો. દર્દીના ઉપચારોમાં જ્યારે આસપાસનાં સેવા-સુશ્રૂષા કરનારાઓ પૂર્વ-તૈયારીઓમાં ઇચ્છિત પ્રકારની સગવડો કરી રાખે છે ત્યારે હમેશાં એક વૈદની ઘણી મહેનત બચતી હોવાથી તેને આનંદ થાય છે. અને ઉપચાર કરવામાં તેને ઉત્સાહ મળે છે; એથી ઉલ્ટું જો કોઇ અણઘડ માણસો પૂર્વ-તૈયારીઓમાં ગાફેલપણું બતાવે છે તો પોતાની તકલીફો વધવાને કારણે એક વૈદને કંટાળો આવે છે-જો કે પોતાના ઉપચારો સંબંધમાં તો તે કોઇ પણ દાખલામાં ભાગ્યેજ ભેદભાવ અથવા હૃદયચોરી રાખે છે.

સિંહમામાના માથામાં પડેલા વ્રણ ધોઈ નાંખી વૈદે મલમપટો લગાવ્યો અને તેના શરીરે જ્યાં જ્યાં સૉળ પડયા હતા તેમજ ઉજરડાઓ થયા હતા ત્યાં પણ લેપ લગાવ્યો. તેણે સિંહમામાની બેશુદ્ધિ દૂર કરવા માટે પણ ઉંચા પ્રકારની બે ગુટિકાઓ પાણી સાથે ઘુંટીને તેના મ્હોમાં દાખલ કરી.

નાગેશ્વર અને વૈદ એ રાત્રે ત્યાંજ રોકાયા અને સિંહમામાને શુદ્ધિ આવવાની રાહ જોવા લાગ્યા. એ દરમ્યાન આભારભરી દૃષ્ટિથી ક્ષત્રાણીએ પોતાના પતિના બિછાના પાસે બેસી પૂછપરછ ચલાવી કે—આ પ્રકાર કેમ બન્યો ?

વસ્તુત: નાગેશ્વર એ વિષે કશુંજ જાણતો નહતો એટલે શું કહી શકે? તેને જે કાંઇ વિદિત હતું તે તેણે કહ્યું. ક્ષત્રાણી એ બધું સાંભળી રહી પણ એણે એ પછી સિંહદેવ કયાં ગયો હતો અથવા શા ઉદ્દેશથી ગયો હતો એ વિષે કશુંજ નાગેશ્વરને કહ્યું નહીં.

પ્રાત:કાળ થયો. મામો આંખ ઉઘાડી ટગર ટગર જોવા લાગ્યો. તેની સામે વૈદરાજ અને નાગેશ્વર બેઠા હતા. તેના માથા પાસે તેની પત્ની વિરાજીત હતી. વૈદરાજને જોઇને સિંહમામો કાંઇ બોલ્યો નહીં પણ નાગેશ્વરને જોતાં તેણે કહ્યું: “અલ્યા, તું અહીં ? નીકળ મારા ઘરમાંથી ?”

વૈદે તેને શાંત પડવા અને કોઇ જાતનો શ્રમ નહીં લેવા વિનતિ કરી. “પણ તું અહીંથી જાય છે કે નહીં ?” સિંહમામો બોલતોજ રહ્યો.

ક્ષત્રાણી ભારે વિચારમાં પડી ગઈ. આ જુવાન કે જેણે આટલી બધી મહેનત લઇને પોતાના પતિની સારવાર કરી; રાત્રે ખાસ રોકાઇને તેણે પોતાની ચિન્તાનો ભાર હલકો કર્યો એને પોતાનો પતિ “તું નીકળ અહીંથી” એમ કહીને ધુત્કારે છે, એ કેવળ અન્યાયજ છે, એમ વિચારી ને તે બોલી: “તમે કશું જાણુતા નથી અને નકામા આ લાયક જુવાન પર ગુસ્સે થાઓ છો ? તમે તો સીમાડામાં બેશુદ્ધ અને ઘવાયલા પડયા હતા. આ જુવાને તમને ઓળખીને અહીં આણ્યા; વૈદરાજને બોલાવ્યા અને તે પછી એણે તો અહીં વૈદ-

રાજની સાથે રોકાઇને કેટલી બધી મહેનત લીધી છે? એના ઉપકારના બદલામાં તમે અજાણતાં પણ નગુણાપણું દાખવો છો એ શરમાવા જેવું છે."

"એ તો બધુએ એનું કપટ! કાંઇક સ્વાર્થીપણાથી એણે એ બધું કર્યું હશે! હું જાણું છું તો!" સિંહ-મામો બોલ્યો.

વૈદ્યરાજે તેને દવા આપી અને કહ્યું: "આપને જલ્દી આરામ કરવો હોય તો કૃપા કરીને કોઇપણ જાતનાં વેણ ઉચ્ચાર્યા વિના અથવા કશુંયે કોઇના વિષે બોલ્યા વિના આપ શાંત રહો તો ઘણું સારૂં."

સિંહદેવની પત્નીએ પણ એજ સલાહ આપી.

ચતુર નાગેશ્વર ચૂપકીદી દરમ્યાન સમજી ગયો કે—સિંહમામાને આ અકસ્માત પહેલાં કોઇક જબરી શંકા રૂપ ડાકણ મારા સંબંધી વળગી લાગે છે! ફીકર નહીં. એની શંકાઓ જાણીશ અને તે ભાગવા કોશિષ કરીશ.

આ બનાવને ત્રણ દીવસ વહી ગયા. ચોથે દીવસે નાગેશ્વરને ઘેર એક ગામડીઆ જેવો જણાતો માણસ બપોરને વખતે આવ્યો. તેને જોતાંજ નાગેશ્વરે કહ્યું: "કેમ, શા સમાચાર લાવ્યો?"

"ભારે કુતૂહલ ભરેલા સમાચાર લાવ્યો છું. કૃપાળુ."

"ઝટ કહી દે."

"સાંભળો" એમ કહીને તે ગામડીઆ જેવા દેખાતા માણસે કહેવા માંડયું: "આ બધો પ્રકાર વીરમગામમાં બન્યો છે—

"હમ્.....ત્યારે તો વીરમ—"

"એ પોતે નહિ પણ એમના સાગ્રીતો તરફથી આ બધુ ધાંધલ થયું છે. હું અહીના સીમાડામાં જ્યાં

સિંહમામા પડયા હતા ત્યાં આપે બતાવેલા સ્થાનથી પગેરૂં કાઢતો ગયો ત્યારે ઠેઠ વીરમગામ પહોંચ્યો અને ત્યાં એક ગલીમાં વીરમ ભાના મહેલ આગળ અને વળી બીજાં બે ત્રણ મકાનો આગળ એ પગેરાને આધારે હું જઇ શકયો. પછી તો મેં કેટલીક અહીં તહીં પૂછપરછ કરી અને કેટલુંક મારી જાતે નિહાળ્યું. એને પરિણામે હું એવો સાર દોરી શકયો છું કે વીરમ ભાના માણસોનું આ કામ છે. વીરમ ભાની વાયકા એ ગામમાં ઘણી ખરાબ છે. એક સ્ત્રી આમાં સામેલ છે, અને તે તથા તેની સાથેના સાગ્રીતો આજે જ અહીંની નાણાવટમાં કેટલાક દાગીના વગેરે વેચવા આવ્યાં છે—"

"હેં ? !"

"હા. શ્રીમાન. તેઓ બજારમાં એક બે દુકાનોએ ફર્યાં છે. અને પછી વધુ ફરતાં હતાં ત્યાં મારા એક સાથીને તેઓની દેખરેખનું કામ સોંપીને હું આપને કહેવા આવ્યો છું."

"ધન્ય છે, જગતસિંહ ! તેં હેરક તરીકેનું કામ ચાલાકાથી બજાવ્યું લાગે છે. ચાલ, આપણે બજારમાં જઇએ."

નાગેશ્વર અને પેલો ગામડીઓ જેને જગતસિંહ તરીકે સંબોધન થયું હતું તેઓ નાણાવટમાં જઇ પહોંચ્યા એક ચોકસીની દુકાને એક ખુબસુરત સ્ત્રી અને ત્રણ માણસો બેઠા હતા. સોદો પતી ગયો હોય એમ જણાતું હતું; કારણ કે ચોકસી નાણાં આપતો હતો અને તે સ્ત્રી તે ગણી લેતી હતી.

એકદમ નાગેશ્વર તે દુકાન આગળ જઇને ઉભો રહ્યો. ચોકસીની નજર તેના ઉપર ગઇ. સહેજ તેના દિલમાં ધ્રુજારી થઈ આવી.

"પ...પધારો...અમાત્ય...જી ? કક...કાંઇ...હુક...મ મહેરબાન !" તેણે થડકાતા સ્વરે પ્રશ્ન કર્યો.

તેણે નાણાં ગણવાં બંધ રાખી અમાત્યને બેસવા જગ્યા કરી આપી. જગતસિંહ અને તેનો સાથીદાર દુકાન આગળ ઉભા રહ્યા.

"આ બાઇ સાથે તમે શો સોદો કર્યો છે, ચોકસી મહાજન ?" અમાત્યે પૂછ્યું.

બાઇની નજર અમાત્ય ઉપર પડી. ચોકસીએ જવાબ દીધોઃ "એનાં થોડાંક ઘરેણાં હતાં તે એણે મને વેચ્યાં છે."

"એ કોણ છે ?"

"કાં, ભા! એટલું બધું પૂછનાર તમે કોણ છો જે ?" બાઇએ તુમાખમાં પૂછ્યું.

નાગેશ્વરે એના તરફ નજર પણ ન કરી અને એને જવાબ પણ ન દીધો. ચોકસીની ફરજ ચોકસી સમજતો હતો. એણે અધિકારીને જવાબ દેવોજ જોઇએ. તેણે તે બાઇનાં નામ ઠામ કે જે તેને લખાવવામાં આવ્યાં હતાં, તે બતાવ્યાં. નાગેશ્વરે જોયું કે–બાઇએ નામ સોનાદે આપ્યું હતું; અને જાત ગરાશીઆની જણાવી હતી. એનું ઠેકાણું એણે ધોળકાનું જ બતાવ્યું હતું.

"જગતસિંહ !" નાગેશ્વરે જગતસિંહને પૂછ્યું: "આ તેજ છે એવી તમને ખાત્રી છે ?"

"ચોક્કસ; કૃપાળુ !" જગતસિંહે જવાબ દીધો.

"દાગીના બતાવો" નાગેશ્વરે ચોકસીને કહ્યું.

"નહીં બતાવે. શેના બતાવે જે ?" તે સ્ત્રી બોલી. ચોકસીએ તેને સમજાવી કે, "આ તો અહીંના એક અધિકારી છે. તેઓ ફરમાવે તેમ અમારે કરવું જ જોઇએ– નહીં તો બાઇ, વિના કારણે અમારે હેરાન થવું પડે."

ચોકસીએ દાગીના બતાવ્યા અને નાગેશ્વરે તે તપાસ્યા. સોનાનાં બે નગદ કડાં, ઝવેરાતની એક સુન્દર માળા, અને

પગનો એક સોનાનો તોડો—એ ચાર વસ્તુઓ તેના જોવામાં આવી. થોડીવાર તે તપાસવામાં અને તે સંબંધી વિચાર કરવામાં તે રોકાયો એટલામાં તે સ્ત્રીના સાથીદારોમાંનો એક પસાર થવા તજવીજ કરતો જણાયાથી જગતસિંહે તેનું કાડું પકડીને પડકાર કર્યો: "ખબરદાર! ઉભો રહે. ક્યાં નાસી જાય છે?"

નાગેશ્વરે ઉંચું જોયું અને ચોકસીને કહ્યું: "મહાજન, આ દાગીના કોઈ રાજવાડાના હોય એવો તમને શક નથી ઉપજતો?"

ચોકસી જવાબ દે એટલામાં તો બાઈ તડુકો કરીને બોલી: "મોટો અધિકારી થઇને અહીં આવ્યો છે તે તું છે કોણ? લે, અલ્યા ચોકસી, આ તારાં નાણાં પાછાં! અને લાવ્ય મારો માલ પાછો! મારે તો કાંઇ વેચવો નથી" તે નાગેશ્વરના હાથમાંથી દાગીના ઝુંટવવા ગઈ. પણ નાગેશ્વરે તે તેને આપ્યા નહીં અને કહ્યું: "બાઈ, તને સ્ત્રી જાતિ જાણીને હું તારા તિરસ્કાર ભર્યા શબ્દો સાંખી રહ્યો. હવે દુઃખ સાથે મારે તને ખબર આપવી પડે છે કે ધોળકાના રાણાની ગુન્હેગાર તરીકે હું તને અને તારા આ સાથીદારોને પકડું છું. હેરકો, પકડી લ્યો આ સૌને!"

તરતજ જગતસિંહે અને તેના સાથીદારે ત્રણે પુરૂષોને હાથ કડીઓ પહેરાવી દીધી અને બાઈની પાસે જઇને તેઓ ઉભા રહ્યા.

નાગેશ્વરે ચોકસીને કહ્યું: "ચોકસી મહાજન, આ સોદાને લગતી તમારી સર્વ નોંધો સહિત જલ્દી મારી કચેરીમાં આવી પહોંચો. યાદ રાખજો. सत्य मेव जयते।"

ચોગરદમ ઉભરાઈ ગયેલી માનવમેદનીની વચ્ચેથી, એ અગાઉની વાઘણ પણ હવે બકરી જેવી બની ગયેલીને અને શિયાવિયા ડાચાંવાળા બની ગયેલા તેના

સાથીદારોને લઇને, અમાત્ય **નાગેશ્વર** ત્યાંથી પોતાની કચેરી તરફ ગયો.

**નાગેશ્વર** ધોળકાની નાણાંવટમાંથી પકડાયલા ચાર ગુન્હેગારોને લઇને કોટવાલી તરફ ગયો; એટલે તેની પાછળ પેલો ચોકસી ગયો કે જેને તે ગુન્હેગારોએ દાગીના વેચ્યા હતા.

કોટવાલીમાં પહોંચીને સૌથી પહેલાં તેણે ચોકસીને બોલાવ્યો. આરોપીઓના દેખતાં પોતાની સમક્ષ તેને ઉભો કરીને તેણે તેનાં નામઠામ નોંધાવરાવ્યાં અને તેને ઇશ્વરપ્રતિજ્ઞા લેવરાવી. તે બાદ તેણે કહ્યું: “ જુઓ, શ્રીયુત રણછોડલાલ ચોકસી, હું તમારી દુકાને અમાત્ય તરીકેના મારા ઓદ્ધાથી આવ્યો ન હતો. પરંતુ કોટવાલ તરીકે આવ્યો હતો. બે દિવસથી આ નગરના કોટવાલનું અવસાન થયું છે એ અહીં વસતાં સૌ કોઇ જાણે છે. મંત્રીશ્વરે બીજો કાયમનો કોટવાલ નીમાય ત્યાં સુધી મને કામચલાઉ કોટવાલ નીમ્યો છે. મારા જાસુસો મારફત મેં કરાવેલી તપાસને આધારે આ આરોપીઓની ધરપકડ કરવામાં આવી છે. તેઓ સામેના પ્રાથમિક પુરાવાઓની નોંધ લઈ હું તેઓને મંત્રીશ્વર સમક્ષ ઉભા કરવા ધારૂં છું. તમારી નોંધમાં જે કાંઈ લખ્યું હોય તે મને સત્ય સ્વરૂપે જણાવી દો. ”

વસ્તુતઃ ચોકસીને કાંઇ નવું કહેવાનું હતું નહીં. તેણે પોતાની નોંધ રજુ કરી. એ પછી **નાગેશ્વરે** આરોપી બાઇને કહ્યું: “ જો બાઈ, તું તને પોતાને ધોળકાની કહેવરાવે છે. પણ મારી પાસે એવા પુરાવા છે કે, તું વીરમગામથી તારા સાથીઓ જોડે અહીં આવી છે. આ દાગીના તેં ત્યાંના કોઇ મોટા આસામીને ત્યાંથી મેળવેલા છે. એ ચોરીના દાગીના છે કે કેમ તે વિષે અમારે કેટલીક વધુ તપાસ કરવાની છે. માટે તે દરમ્યાન જો તારે

છુટાં રહેવું હોય તો તું તારા અહીંના કહેવાતા રહેઠાણ નજદીકનો કોઇ પ્રતિષ્ઠિત જામીન રજુ કરશે તો તને છુટી કરવામાં આવશે. ”

એ સ્ત્રી તો ક્યારની આભી જ બની ગઇ હતી. જાણે તેનું મોઢું શિવાઈ ગયું હોય તેમ તે કાંઈ બોલી શકી નહીં. કોટવાલે પોતાના જાસુસ જગતસિંહની હકીકત નોંધી લીધી અને આ ચારેનો મુકર્દમો મંત્રીશ્વરની અદાલતમાં મોકલવાનો હુકમ લખી આરોપીઓને કાચી તુરંગમાં રાખવા ઠરાવ્યું.

ચોકસીની નોંધપોથી આ મુકર્દમાના કાગળીઆં ભેગી રાખીને તેણે ચોકસીને જવા દીધો. મંત્રીશ્વર જ્યારે તેને બોલાવે ત્યારે તેણે તેઓ પાસે હાજર થવું જોઇશે, એટલુંજ તેને જણાવવામાં આવ્યું.

શહેરમાં આ ખબર શેરીએ શેરીએ અને ઘેરે ઘેર પ્રસરી ગઇ કોઇએ કાંઈ કહ્યું અને કોઇએ કાંઇ કહ્યું. લોકોએ તરેહવાર તરંગો બાંધ્યા.

સિંહદેવની પત્નીએ જ્યારે આ ખબર સાંભળી ત્યારે તે આશ્ચર્યચકિત થઇ ગઇ. સિંહદેવની તબિયત હવે સુધારા પર આવી હતી. તે વાતચીત કરી શકતો અને સહેજસાજ ચાલી શકતો પણ હતો. તેણે પોતાની આપત્તિની કથા પત્નીને કહી હતી. એટલે જ્યારે વીરમગામની એક બાઇ અને ત્રણ માણસો રાજવાડાનાં ઘરેણાં વેચતાં પકડાયાં એવું તેણે સાંભળ્યું ત્યારે તેને આશ્ચર્ય સાથે ખાત્રી થઇ કે–સિંહદેવને હેરાન કરનાર તેજ ગુન્હેગારો હશે. સિંહદેવના કહેવાથી તેણે જાણ્યું હતું કે–જે યુવક રાત્રે તેને ઘવાયલી હાલતમાં અહીં લાવ્યો હતો તેજ નાગેશ્વર હતો અને તેને દગાખોર ધારીને જ સિંહદેવે પોતાને બુદ્ધિ આવતાં, સૌથી પહેલાં, તેને ઘર બહાર જવા તાકીદ કરી હતી.

એજ નાગેશ્વરે વીરમગામનાં આરોપીઓની ધરપકડ કરી હતી, એવું આ પતિપત્નીએ જાણ્યું ત્યારે તેઓ મનમાં ને મનમાં છોભીલાં પડી ગયાં. સિંહદેવની પત્ની બોલી: "જુઓ, આંધળે બહેરૂં કુટાયું કની? મેં પહેલાં એ નાગરને વિશ્વાસ નહીં રાખવા જોગ કહ્યો હતો; અને તમને લોકવાયકાને આધારે વીરમ પાસે મોકલ્યા હતા પણ એ નાગરે તો પોતાને વિશ્વાસપાત્ર ઠરાવ્યો!"

"મને પણ એમ જ લાગે છે!" સિંહદેવ બોલ્યા: "એને ગમે તેવાં વેણ કહેવામાં મેં ભૂલ કરી હતી. એણે તો મિત્ર તરીકેની એની ફરજ બરાબર બજાવી લાગે છે"

"હું તો ધારૂં છું કે" તેની પત્નીએ કહ્યું: "તે પુરવાર કરી આપશે કે, એ સ્ત્રી વીરમની રખાત છે અને તમારા પર હુમલો કરાવનાર પણ તેજ છે."

"લાગે છે તો એવું જ. હું એની પાસે જઇ એની માફી માગી આવીશ. એણે મિત્ર–કાર્ય કર્યું છે. મારે એની કદર કરવી જોઇએ."

સિંહદેવની પત્ની એ સંબંધમાં કાંઇ અભિપ્રાય નહીં આપતાં ઘરના કામકાજમાં પ્રવૃત્ત થઈ.



# પ્રકરણ ૧૪ મું.

## મંત્રીશ્વરના ન્યાય–મંદિરમાં.

એ બનાવને ચાર વધુ દિવસ વહી ગયા પછી મંત્રીશ્વરના ન્યાય મંદિરમાં આ ચર્ચાસ્પદ મુકર્દમો શરૂ થયો. મંત્રીશ્વરે એ ચાર દિવસ દરમ્યાન કંઈ કંઇ પ્રકારની દોડધામ કરી મૂકયાની ખબર નાગેશ્વરને પડી હતી. તેને મંત્રીશ્વરે પોતાની પાસે બોલાવ્યો નહતો પરંતુ મુકર્દમાનાં જે પ્રાથમિક કાગળીઆં મંત્રીશ્વર પાસે ગયાં હતાં, તે ઉપરથી તેમણે દોડધામ કરાવી હોય એવું તેનું અનુમાન હતું. મુકર્દમાને દિવસે પ્રાતઃકાળમાં તેના મુખ્ય જાસુસ જગતસિંહે તેને ખબર આપી કે: "મંત્રીશ્વર આ મુકર્દમામા કાંઇક રાજરમત રમનાર હોય એમ જણાય છે."

"હે?" નાગેશ્વરે પૂછયું: "શા માટે?"

"એક પરણેલો રાજપૂત યુવક ખરાબ ચાલનો છે એવું જગત સમક્ષ પુરવાર થાય તો તેનાં સાસરીયાં તેને જીવતો રહેવા દે કે?" જગતસિંહે પ્રશ્ન કર્યો.

"ત્યારે વીરમને બચાવી લેવાની તજવીજ થતી લાગે છે!" નાગેશ્વરે ટીકા કરી.

"હું તો એવું ચોકસ પરિણામ ધારૂં છું; કારણ કે, મંત્રીશ્વરે ખુબીથી આ મુકર્દમામાં કેટલાક દાવ માંડયાં છે તેમણે પોતાના દૂત મારફત વીરમદેવની પત્નીને અને પિતાશ્રીને અહીં બોલાવ્યાં છે."

નાગેશ્વર અચંબાથી જગતસિંહ સામે જોઇ રહ્યો. જગતસિંહે કહેવા માંડયું: "મહારાજ શ્રી વીરધવળદેવના ખાસ અનુજ્ઞાપત્રથી મંત્રીશ્વરે વીરમકુમારને આ

મુકર્દમામાં સાક્ષી આપવા માટે ધોળકામાં આવવા પરવાનગી અપાવી છે ”

“ખરો મુત્સદ્દી !” નાગેશ્વર ગણુગણ્યો. પછી બોલ્યો: “ જગતસિંહ, આપણે તો આ મુકર્દમો આપણી અગાઉની ધારણા મુજબ ચલાવીશું. બાઇની ગુન્હેગારી બતાવીશું. તેને વીરમ સાથે ખરાબ સંબંધ હોવાથી દાગીના તેનેજ ત્યાંથી આવ્યા છે એવું પુરવાર કરીશું અને સિંહદેવ પર વેરને લીધે વીરમેજ હલ્લો કરાવ્યો હતો એ સાબીત કરીશું ”

“ આપણે કયા પ્રપંચથી સત્યને ઢાંકવું છે કે, પુરાવાઓ દાબી દઇએ ? ” જગતસિંહે જવાબ દીધો.

મુકર્દમો શરૂ થનાર હતો તે દિવસે આ બે વચ્ચે આ વાતચીત થઇ હતી.

બપોરે મુકર્દમો શરૂ થયો. મંત્રીશ્વરના ન્યાયમંદિરમાં લોકોની મેદની જામી ગઈ. લોકો ઉપરાંત બીજાઓ પણ ત્યાં હાજર હતા, જેમાં વીશળદેવ, વીરમદેવ, વીરમના સસરા, રાજપુરોહિત સોમેશ્વરદેવ અને શહેરના પ્રતિષ્ઠિત પુરૂષો પણ હતા. વીરમદેવની પત્નીને મંત્રીશ્વરના ન્યાયાસનની પાછળ એક ખાસ બારિક જાળીદાર કપડાના ઓજલની અંદર બેસાડવામાં આવી હતી.

મુકર્દમાની શરૂઆત કોટવાલ તરીકે નાગેશ્વર કરી. તેણે રાત્રિયે રોન ફરતી વખતે શહેરની સીમમાંથી સિંહદેવને કેવી રીતે બેભાન હાલતમાં જોયો તે પ્રસંગનું પ્રથમ બ્યાન આપ્યું અને તે બાદ પોતાના જાસુસ જગતસિંહને તેણે કેવી રીતે તપાસ માટે મોકલ્યો, તે તે કહ્યું અને એ તપાસ દરમ્યાન જગતસિંહે શું શું શોધી કાઢયું તેનું વર્ણન કરીને આરોપીઓ સંબંધે કહ્યું કે, જે દાગીના તેઓ પાસેથી મળી આવ્યા છે તે કુમાર

**વીરમદેવના** છે એની સાબિતી તરીકે અમે ધોળકાના રાજખજાનચીના ચોપડાઓ મંગાવ્યા છે અને તેમાંથી એવી સાબિતી મળી આવી છે કે, કુમાર **વીરમદેવ** અને કુમાર **વીશળદેવ** એ બંનેને એ દાગીના એકસરખી રીતે કરાવી આપવામાં આવેલા હતા. આરોપીઓ ખરી રીતે **વીરમગામનાં** છે પણ તેઓએ ખોટી વાત રજુ કરીને પોતાને ધોળકાનાં જણાવ્યાં છે. જે બાઇ પાસેથી દાગીના મળ્યા છે તે **વીરમકુમારના** મહેલમાં અવરજવર કરનારી બાઇ છે. આરોપી પુરૂષો **વીરમકુમારના** નોકરો છે. બાઇની વાયકા **વીરમગામમાં** ખરાબ છે અને તેની સાબિતી તરીકે ત્યાંના કેટલાક સાક્ષીઓને રજુ કરવામાં આવશે. અદાલતને મારી પ્રાર્થના છે કે—આ પુરાવાઓના બળે બાઇને તથા તેના સાગ્રીતોને ચોરીના દાગીના વેચવા માટે ગુન્હેગાર ઠરાવવાં.

કોટવાળના પ્રાથમિક નિવેદન પછી જગતસિંહની સાક્ષી લેવાઇ. તેણે જણાવ્યું: "સીમમાં જ્યાંથી **સિંહદેવ** બેભાન હાલતમાં મળી આવ્યા હતા, ત્યાંથી મેં માણસોનાં પગલાં તપાસ્યાં હતાં. ત્રણ માણસોનાં પગલાંને આધારે હું ઠેઠ **વીરમગામના** દરવાજા આગળ જઇ પહોંચ્યો હતો. ત્યાં મને એક કુવા આગળના ઝાડ પાસે **સિંહમામાની** ઘોડી બાંધેલી હાલતમાં મળી આવી હતી. દરવાજા આગળથી પગલાંની નિશાનીને આધારે હું એક ગલીમાં જઇ પહોંચ્યો હતો. ત્યાં એક સ્થાનમાં લોહીના ઘણાક ડાઘ મારા જોવામાં આવ્યા હતા અને કપડાનું એક ચીંદરડું મળી આવ્યું હતું. એ ચીંદરડું મેં શ્રીમાન કોટવાળને હસ્તક સોંપેલું છે. તે રંગીન છે. તે ઉપરથી સમજાય છે કે—કોઇકના ફાળીઆનું હશે. ઘણે ભાગે તે **સિંહમામાના** ફાળીઆનું હોય એમ જણાય છે. તેમણે તે દિવસે બાંધેલા ફાળીઆ સાથે જો અદાલત તે સરખાવી જોશે તો મારૂં અનુમાન છે કે, પુરાવો મળી રહેશે."

મંત્રીશ્વરે મુકર્દમો અત્રે અટકાવીને સિંહમામાને અદાલતમાંથી બહાર જવા ફરમાવ્યું અને જે દિવસે તેઓ ધવાયા તે દિવસે તેમણે પહેરેલું ફાળીઉં લાવવા હુકમ આપ્યો.

સિંહદેવ બહાર નીકળી પોતાને ઘેર તે ફાળીઉં લેવા ગયો.

જગતસિંહની સાક્ષી આગળ ચાલી. તેણે વધુ નિવેદન રજુ કર્યું કે: "ગલીમાંના પગલાઓમાં એક સ્ત્રીનું પગલું હતું. તેને આધારે એક મકાન તરફ જવાતું હતું. ત્યાં જઇ પૂછપરછ કરતાં મને પાડોશણ બાઇઓ તરફથી ઘણીજ ચોંકાવનારી ખબરો મળી. એ મકાનમાં એક ખરાબ ચાલચલગતની બાઇ રહેતી હતી અને તે ગામમાંની સ્ત્રીઓ પર ગેરવ્યાજબી હુકમત ચલાવતી હતી. એક મોટા માણસ સાથે તેને ખરાબ સંબંધ હોવાની વાયકા ગામમાં પ્રચલિત હતી. આ ખબરને આધારે મેં બે દિવસ સુધી ખૂબ ચિકિત્સા કરી. પરીણામે મને માલુમ પડયું કે એ મોટા માણસના મહેલમાં છડેચોક એક મ્યાનામાં બેસીને તે બાઇનું આવવું જવું થતું હતું. તેજ બાઇ ચાર દિવસ ઉપર વીરમગામમાંથી તેજ મ્યાનામાં બેસીને ધોળકામાં આવી હતી. મ્યાનો દરવાજા બહારથી પાછો મોકલી દેવાયો હતો. અને પછીથી તે નાણાવટમાં ગઇ હતી જ્યાંથી તેને દાગીના વેચતાં શ્રીમાન કોટવાલે પકડી છે."

જગતસિંહની સાક્ષી પછી રણછોડલાલ ચોકસીની સાક્ષી લેવાઈ, જેણે પોતાની નોંધ બતાવી. "આ દાગીના શકમંદ હોવાનું તમને લાગ્યું ન હતું?" એવો પ્રશ્ન કોટવાળે તેને પૂછયો.

ચોકસીએ જણાવ્યું કે: "અમારા રિવાજ મુજબ મેં આ બાઇને પૂછેલું કે, દાગીના તમારા છે? તેણે હું

મિજાજથી જવાબ દીધેલો કે: મારા નહીં તો શું તમારા છે? ઘેર એક સારો પ્રસંગ આવેલો છે અને નાણુાંની જરૂર છે તેથી આ દાગીના કાઢવા પડે છે.”

કીંમત સંબંધમાં સવાલો પૂછવામાં આવતાં ચોકસી મહાજને હસીને જણાવ્યું કે “પ્રતિજ્ઞા ઉપર હું અહીં સાક્ષી આપું છું એટલે અસત્ય નહીં બોલું. તેની કીંમત ખરી રીતે તો ઓછામાં ઓછી દશહજાર સુવર્ણમુદ્રાઓ થાય પરંતુ મેં ફક્ત તેનો ચોથો હિસ્સોજ કીંમત તરીકે જણાવ્યો હતો. બીજી દુકાનોએથી તો ૧૦૦૦ થી વધુ તેને આપવા કોઈ તૈયાર થયું ન હતું પણ મારે ત્યાંથી તે રકમથી વધુ રકમ તે બાઇને મળતી હોવાથી તેણે તે કબુલ રાખી હતી.”

“તમને તેથી અજાયબી થઇ ન હતી?” કોટવાળે ચોકસીને પુછયું.

“અજાયબી થાય તો પણ શું? ઘણીવાર ખાનદાન અને આબરૂદાર કુટુંબોને પણ પ્રામણિકપણે પોતાના દાગીના વેચવા જતાં અત્યંત બારીક નાણાંભીડને લીધે અને ગરીબીને કારણે જે ઉપજે તે રકમ સ્વીકારવી પડે છે. મેં આ બાઇનો કીંમતી પોષાક અને તેના રૂપ વગેરે ઉપરથી તેને ખાનદાન ગરાશીઅણુજ માની લીધેલી અને તેથી જ્યારે તેણે સોદો કબૂલ રાખ્યો ત્યારે વધુ ખટખટ નહીં કરતાં તેને નાણાં ગણી આપવા માંડયા હતાં.”

ચોકસીની સાક્ષી પુરી થઇ. કોટવાલે રાજ્યના ખજાનચીની સાક્ષી લીધી. તેના ચોપડાઓ મારફત કોટવાલે પુરવાર કરી આપ્યું કે—એ દાગીનાઓ મહારાજશ્રી વીરધવળદેવના હુકમથી અમુક સંવતમાં અમુક મિતિએ બન્ને રાજકુમારોને એકસરખા કરાવી આપવામાં આવ્યા હતા અને તે મહારાજશ્રીના ખાનગી ખર્ચ પેટે ઉધારવામાં આવ્યા હતા.

કોટવાલે તે પછી **વીરમગામના બે પ્રતિષ્ઠિત સાક્ષીઓને** રજુ કર્યા. તેઓએ પોતાની જુબાની દરમ્યાન જણાવ્યું કે-આ બાઇને **વીરમકુમારના** મહેલમાં મ્યાનામાં બેસીને જતી અમોએ ઘણી વખત જોઈ છે. તેને અમારા ગામમાં એવો પ્રભાવ છે કે-કોઇ ચીજ તેને જોઇતી હોય તે તેને આપવામાં આવે નહીં તો મહેલના માણસો મારફત તે છીનવી લે છે અને તેની દાદ ફરિયાદ કરવા જતાં ફરિયાદીને કાંઈજ દાદ મળતી નથી. એ બાઇનું નામ અમારા શહેરમાં કુમતિ તરીકે કહેવાય છે. તે જાતની કોણ છે, એ કોઇ શોધી શક્યું નથી; પણ તે પોતાને ઉચ્ચ જાતિની જણાવે છે. તેના પાડોશીઓ સાથે કે ગામમાં કોઇની સાથે તેને મેળ નથી. વઢવાડ અને જુલ્માજોડીમાં તે શૂરીપૂરી ગણાય છે.

આ બે સાક્ષીઓ ઉપરાંત એ બાઈ જ્યાં રહેતી તે મકાનની એક પાડોશણ વૃદ્ધાની જુબાની પણ રજુ થઇ, જેમાં તેણે જગતસિંહ સાથે પોતાને થયેલી વાત કહી અને પુરાવો આપ્યો કે-આ બાઇને ત્યાં ઘણીવાર નહીં ઇચ્છવાજોગ માણસોની અવરજવર થાય છે. એ બાઈ પોતાને ઉચ્ચ જાતિની જણાવે છે પણ તેનાં લક્ષણ હલકા વર્ણના જેવાં છે. પાડોશીઓ સાથે તેનું વર્ત્તન જોહુકમી ભરેલું છે; અને જેઓ તેની સામે થાય છે, તેઓને તે સજાઓ કરાવી શકે છે.

આ તમામ પુરાવો એ બાઇ અને તેના સાથીદારોની વિરૂદ્ધ ઉતર્યાં.

મંત્રીશ્વરે એ પછી કુમાર **વીરમદેવની** સાક્ષી અદાલત તરફથી લેવા ઇચ્છા બતાવી.

ચોગરદમ એ વખતે કુતૂહલ ફેલાઈ ગયું કે-**વીરમદેવ** શું કહેશે? તેના રાસશ ન્યાયમંદિરમાં હાજર છે. તેની પત્ની હાજર છે. તેના ગુરૂદેવ અને તેનો ભાઇ હાજર છે.

આ સૌની વચ્ચે શું વીરમદેવ એવું કબૂલ કરશે કે—આરોપી બાઇની પોતાના ગામમાં સત્તા ચાલે છે ? શું તે એવું કહેશે કે–તે બાઇ સાથે પોતાને સંબંધ છે ?

જે આસનપર વીરમદેવ વિરાજીત હતો તેજ આસનપર બેઠેલી સ્થિતિમાં તેની જુબાની લેવાની શરૂઆત થઇ. મંત્રીશ્વરે સૌથી પહેલો પ્રશ્ન કર્યો: "કુમારશ્રી, આપ આ આરોપીઓને ઓળખો છો ?"

કુમાર તે પ્રશ્નનો શો જવાબ દે છે, એ સાંભળવા સૌ ઈન્તેજાર રહ્યા.

મંત્રીશ્વરના ન્યાય મંદિરમાં વીરમદેવની જુબાનીએ આગલી તમામ જુબાનીઓ કરતાં જૂદો જ સૂર પૂર્યો. તેણે આરોપીઓને પોતે ઓળખતો હોવાનું જણાવ્યું પરંતુ તેઓને દરેકને તેણે પોતાની ખિદમતમાંથી કાઢી મૂકેલા જણાવ્યા. જે બાઇને ઘરેણાં વેચવા માટે ઉભી કરવામાં આવેલી હતી તે બાઇ મૂળ દ્વિજ જાતિની હતી પરંતુ તે વિધવા થવાને સબબે કોઈ ગરાશીઆને ત્યાં રહેલી. તે ગરાશીઆને અને એ બાઇને વીરમદેવે પોતાને ત્યાં નોકરીમાં રાખેલાં. ગામ–ધણીના મહેલમાંની પોતાની નોકરીને અંગે તેઓ પ્રજાને ત્રાસ આપતાં હોવાની ફરિયાદ વીરમદેવ પાસે શરૂઆતમાં આવી ત્યારે તેણે તેઓને ચેતવણી આપી હતી. પરંતુ જ્યારે એ ફરીઆદો વધી ગઇ ત્યારે વીરમદેવે મુખ્ય મુખ્ય ત્રાસ આપનારાઓને રૂખસદ આપી હતી જેમાં આરોપીઓનો સમાવેશ થાય છે. ન્યાયાસન સમક્ષ રજુ થયેલા દાગીના, બેશક, વીરમદેવે પોતાના જણાવ્યા પરંતુ તે પોતાના મહેલમાંથી ચોરાઇ ગયા હોવાનું તેણે જણાવ્યું. આઠ દિવસથી વીરમદેવે વીરમગામમાં પોતાની ગેરહાજરી જણાવી–માત્ર બે જ દિવસ ઉપર તેનું આગમન થયું હતું. પોતાના દાગીના ચોરાયા છે કે કેમ એ સંબંધી તેને કશો જ ખ્યાલ નહતો. અહીં

તેને બોલાવવામાં આવ્યો ત્યારેજ તેણે જાણ્યું કે, તે દાગીના તેના છે અને આ અપરાધીઓ પાસેથી તે મળી આવ્યાથી તેઓજ તેનાં ચોર હોય એમ તેનું માનવું છે. વીરમદેવે વધુ જણાવ્યું કે, સિંહદેવ પર વીરમગામમાં હુમલો થયો હોય તો તે માટે હું દિલગીર છું પણ એ હુમલો કોણે કર્યો એ જો તેઓ જણાવશે તો હું ગુન્હેગારોને ઘટતી શિક્ષા કરીશ.

આ જુબાનીએ આખાયે મુકર્દમાનું સ્વરૂપ પલટાવી દીધું. નાગેશ્વર અને જગતસિંહ તો તે સાંભળીને ચકિત થઇ ગયા. ન્યાય મંદિરમાં આવેલાં સૌ કોઇને વીરમદેવને માટે માન ઉપજ્યું અને તેના સંબંધમાં જે ખરાબ વાયકા હતી તે તદ્દન અસત્ય હતી એવું સૌના મનમાં ઠસી ગયું.

સિંહદેવની જુબાની તે પછી લેવામાં આવી. તહોમતદારો બધા જ તેના પર હુમલો કરનાર નહોતાં; પણ તેમાંના એકને તેણે પાલખીની સાથેના માણસ તરીકે જણાવ્યો. પાલખીમાં આ બાઈ બેઠેલી હતી કે કેમ એતું તેને પૂછવામાં આવતાં તે ચોક્કસ હા કહી શકયો નહી. પરંતુ તેનું માનવું હતું કે–કુવા ઉપર તેણે જે વાત સાંભળી હતી તે મુજબ, આ બાઇ જ પાલખીમાં બેઠેલી હશે. હુમલો વીરમગામમાં થયેલો હતો એ ચોક્કસ હતું, અને તેના વધુ પુરાવા તરીકે જે જગ્યાએથી જગતસિંહને રંગીત કપડાનું ચીંદરડું મળ્યું હતું તે સિંહદેવે તે દિવસે પહેરેલા ફાળીઆમાંનું જ ફાટેલું ચીંદરડું હતું. ઝપાઝપી દરમ્યાન તે ચીંદરડું ફાળીઆમાંથી ફાટયું હોવું જોઇએ.

આ જુબાનીઓ પછી મંત્રીશ્વરે આરોપીઓ સામે વીરમદેવના મહેલમાંથી દાગીના ચોર્યાનું તહોમત ઘડી કાઢયું. બાઈએ પોતાને નિર્દોષ જાહેર કરીને એવી હકીકત જણાવી કેઃ એ દાગીના તેને ખુદ વીરમદેવ તરફથીજ

બક્ષિસ અપાયલા છે અને હવે દુર્ભાગ્યે તેઓ ફરી જાય છે. તેને પૂછવામાં આવ્યું કે, શા માટે તેને તે બક્ષિસ અપાયલા છે? જવાબમાં તેણે જણાવ્યું કે-તેમની અનેક સેવાઓ બજાવવા બદલ. તેની હકીકત આધાર રાખવા જોગ માનવામાં આવી નહી. તેના સાથીદારોથી દાગીના સંબંધે કોઈ જાતનો બચાવ કરી શકાયો નહીં. તેઓ તે બાઇની સાથે હતા એ સ્પષ્ટ હતું. તેઓએ ફક્ત એટલોજ બચાવ કર્યો કે-હજી અમે વીરમદેવ મહારાજની નોકરીમાંજ છીએ અને આજેજ અહીં પહેલીવાર સાંભળીએ છીએ કે-અમને નોકરીમાંથી કાઢી મૂકેલા છે! ન્યાયાસનેથી મંત્રીશ્વરે ચુકાદો આપ્યો. તહોમતદારો અસત્ય વાતો કહે છે. તેઓએ વીરમદેવ કુમારના વિશ્વાસનો ગેરઉપયોગ કર્યો છે. તેમના દાગીના ચોર્યા છે અને ધોળકામાં તે ચોરીનો માલ વેચવા યત્ન કર્યો છે. પરંતુ કોટવાલ નાગેશ્વર અને તેના તાબાના માણુસોની ચાલાકીથી તેઓ પકડાઇ ગયાં છે. તહોમતદારોએ પોતાના રહેઠાણની વાત પણ અસત્ય જણાવી છે. તેઓ વીરમગામમાંથી અને વીરમદેવના મહેલમાંથી નીકળીને ધોળકે આવ્યાં હતાં એવું જગતસિંહની બાહોશીભરેલી સત્ય જુબાનીમાંથી સાબીત થયું છે. સિંહદેવ પર વીરમગામમાં હુમલો થયો હતો એ નિઃશંક છે પણ એ હુમલો કરનાર કોણ હતા, એ સાબીત થયું નથી. કુમાર વીરમદેવ એ હુમલા માટે દિલગિરી દર્શાવે છે એથી ખાત્રી થાય છે કે તેઓ ન્યાય આપવા ઇન્તેજાર છે. ન્યાયાસન તરફથી આશા રાખવામાં આવે છે કે-એ હુમલો કરનારાઓ કોણ હતા, તે શોધી કાઢવા કુમાર વીરમદેવ યત્નો કરીને ગુન્હેગારોને ઘટતી શિક્ષા કરશે.

ન્યાયાસન સમક્ષ રજુ થયેલી ગુન્હેગાર બાઇની જાતિ સંબંધી કે તેના પૂર્વ-ઇતિહાસ સંબંધી કાંઇપણ

ટીકા કર્યા વગર અને એ મુદ્દાને આ મુકર્દમામાં સંબધ વિનાનો ગણીને ફક્ત બાઇએ દાગીના ચોરીને તે વેચવા કોશીશ કરી છે તેટલાજ આરોપસર ગુન્હેગાર ઠરાવવામાં આવે છે. અને તે બદલ છ માસની સખ્ત કેદની શિક્ષા ફરમાવવામાં આવે છે. તેના સાથીદારોને તેના કામમાં મદદ કરવા બદલ દરેકને ચાર ચાર માસની સખ્ત કેદની શિક્ષા ફરમાવવામાં આવે છે.

ન્યાયાસન તરફથી કુમાર વીરમદેવ સંબંધી હર્ષ સાથે એવું જાહેર કરવામાં આવે છે કે તેમણે પોતાની જુબાની હિમ્મતપૂર્વક સત્યને વળગી રહીને આપી છે. તેઓ પર આ મુકર્દમા દરમ્યાન જે આક્ષેપો થયા હતા તે તમામ અસત્ય ઠર્યા છે અને તેઓ પોતાનાં સંપૂર્ણ માનઆબરૂ સાથે ન્યાયમંદિર છોડી જાય છે.

કોટવાલ નાગેશ્વર અને તેના ખાતા વિષે બે શબ્દો કહેવા જોઇએ. અમાત્ય તરીકેના પોતાના કાયમના ઓદ્ધા ઉપરાંત કામચલાઉ કોટવાલ તરીકેનો ઓદ્ધો નાગેશ્વર પાસે હોવા છતાં તેણે બહુજ બાહોશીથી આ મુકર્દમામાં ગુન્હેગારોને પકડી પાડીને આ રાજ્યની સુન્દર સેવા બજાવી છે. તેને, જાસુસ ખાતાના માણસોને અને ખાસ કરીને મુખ્ય જાસુસ જગતસિંહને ન્યાયાસન તરફથી તેમની કામગિરી બદલ ધન્યવાદ આપવામાં આવે છે.

મુકર્દમો ખલાસ થયો. ગુન્હેગારોને ન્યાયમંદિરમાંથી તુરંગમાં લઈ જવામાં આવ્યાં. પ્રજાજનો વિખરાઇ ગયાં અને મંત્રીશ્વરે વીરમદેવને પોતાની પાસે બોલાવ્યો. તેનાં સંબંધીજનો દેખતાં મંત્રીશ્વરે તેનાં ખૂબ વખાણ કર્યાં અને કહ્યું કે—" હવે તમે અગાઉની બાલીશતા તજી દઇને તમારા ગામનો વહિવટ કુશળતાથી ચલાવો છો, એ આનંદની વાત છે."

નાગેશ્વર એ દરમ્યાન ત્યાં ઉભો હતો. તેને મંત્રી-શ્વરની આ આખીયે મુત્સદ્દીગિરી લાગી. વીરમદેવના શ્વસુરને અને તેની પત્નીને ન્યાયમંદિરમાં બોલાવીને મંત્રીશ્વરે વીરમદેવને શેહ આપી છે તેથીજ તેઓનાં દેખતાં ગુન્હેગાર બાઇ સાથેનો પોતાનો સંબંધ વીરમદેવ કબૂલ કરી શકયો નથી, એવું તેના મનમાં ચોક્કસ ઠસી ગયું. જો તેઓ હાજર હોત નહીં તો જરૂર વીરમદેવે મગ અને અડદ ભેગા ભરડી નાંખ્યા હોત અને તેની જુબાનીમાં તે બંધાઇ ગયો હોત. નાગેશ્વરને વળી એમ લાગ્યું કે, વીરમદેવની જુબાની કદાચ અગાઉથી ગોઠવી રખાઇ હોય. બેશક, એ માટે કશો પુરાવો ન હતો. વિશેષ વિચાર કરતાં, તેને મંત્રીશ્વરની આ મુત્સદ્દીગિરી સકારણ લાગી. ધોળકાના રાણાની હયાતીમાં તેના રાજવંશી કુટુંબની આબરૂ હલકી પડે એ કોઇ પણ રીતે ઇષ્ટ ન હતું અને મંત્રીશ્વરે આ મુકર્દમામાં વીરમદેવની ઇજ્જત જાળવી હોય એ કેવળ સ્વાભાવિક છે. આમ મુત્સદ્દી-ગિરીને ક્ષંતવ્ય ગણીને નાગેશ્વર ન્યાયમંદિરમાંથી વિદાય થયો.



## પ્રકરણ ૧૫ મું.

---

### રહસ્યમય આજ્ઞાપત્ર.

સાયંકાલે નાગેશ્વરને મંત્રીશ્વરને ત્યાંથી તેડું આવ્યું. "આવું છું" એમ કહીને તેણે દૂતને વિદાય કર્યો એટલામાં સિંહદેવ તેને ત્યાં આવ્યો. તેણે નાગેશ્વરના કરેલા અપમાન માટે દિલગીરી દર્શાવીને નાગેશ્વરે તેની કરેલી સારવાર માટે આભાર માન્યો, પરંતુ મંત્રીશ્વરના મુકર્દમામાં પોતાને યોગ્ય ન્યાય મળ્યો નહીં એ વિષે અસંતોષ દાખવ્યો. ગુન્હેગારોમાંનો એક પાલખી સાથે હતો, એ એક મુદ્દો પોતાની તરફેણમાં જતો હોવાનું જણાવીને સિંહદેવે પોતાનાપરના હુમલા માટે મંત્રીશ્વરે આ ગુન્હેગારોને અપરાધી ઠરાવવા જોઇતા હતા એવો અભિપ્રાય જાહેર કર્યો.

નાગેશ્વરે સિંહદેવ આગળ મંત્રીશ્વરની મુત્સદ્દીગિરી વિષે કશો ઉલ્લેખ નહીં કરતા ફક્ત એટલુંજ આશ્વાસન આપ્યું કે–હું મંત્રીશ્વર પાસે હમણાં જનાર છું તે વખતે તમારા વિષે વાત કરીશ અને શહેરના કોટવાલનો ઓદ્ધો તમને મળે એવી વ્યવસ્થા કરીશ. સિંહદેવે એ ઓદ્ધો સ્વીકારવા ખુશી બતાવી અને એ ઇચ્છા બદલ નાગેશ્વરનો આભાર માન્યો.

નાગેશ્વર મંત્રીશ્વરને ત્યાં ગયો. તેને ખબર નહતી કે–એ મુત્સદ્દીએ તેના દિલની મુરાદ પર અત્યાર અગાઉ

ક્યારનીયે કુહાડી મારી દીધી હતી. મંત્રીએ તેને હસીને આવકાર આપ્યો અને તેના હાથમાં એક આજ્ઞાપત્ર મૂક્યો. નાગેશ્વર એ વાંચીને દિંગ થઇ ગયો. તેમાં સિંહદેવને એક વર્ષની મુદ્દત માટે આ રાજ્યના હિતમાં શહેર છોડી જવાનું ફરમાન હતું!

નાગેશ્વરે તાજુબીથી પૂછ્યું: "મને આ આજ્ઞાપત્ર આપશ્રીએ કેમ આપ્યો?"

"કોટવાલ તરીકે તમારે સહી કરીને તે સિંહદેવજીને પહોંચાડવાનો છે, તે માટે."

નાગેશ્વરને વધુ તાજુબી થઇ. પોતે જેને માટે ભલામણ કરવા માગે છે તેનેજ પોતાને હાથે શહેર બહાર જવાનો હુકમ આપવો?! જેના ઉપર પોતે મિત્ર–ઋણ ચઢાવવા માગે છે તેનીજ આગળ પોતાને શત્રુ ઠરવાનું?!! તેનું દિલ પોકારવા લાગ્યું કે–સિંહદેવને વગર ગુન્હાથી આવો હુકમ આપવામાં સામેલ થવું એ અન્યાય છે.

તે આ વિચારોમાં હતો એટલામાં મંત્રીશ્વરે એક બીજો આજ્ઞાપત્ર તેના હાથમાં મૂક્યો. તેમાં જગતસિંહને ધોળકાના કોટવાલ તરીકે નીમવાની મંત્રીશ્વરની સહી સાથેની આજ્ઞા હતી.

નાગેશ્વર પારાવાર આશ્ચર્યમાં ડૂબી ગયો. હજી તો પોતે સિંહદેવને કોટવાલ બનાવવાની સૂચના કરવા માગતો હતો ત્યાં તો જગતસિંહની નિમણુંકનું ફરમાન તેના હાથમાં મૂકવામાં આવ્યું! સિંહદેવ સંબંધી બે બેતમાં નાગેશ્વરને નિરાશા થઇ.

નાગેશ્વરે મંત્રીશ્વર તરફ દૃષ્ટિપાત કર્યો. શાન્ત અને ગંભીર મુખમુદ્રા સહિત મંત્રીશ્વરે પૂછ્યું: "અમાત્ય, જે વ્યક્તિની બાહોશીનો અનુભવ તમને કોટવાલ તરીકેના અધિકાર દરમ્યાન થયો છે તેને આ ઓદ્ધો આપવામાં

હું વ્યાજબી છું કે? તે વ્યક્તિ કાબેલીઅતથી આ અધિ-
શોભાવશે કે?"

નાગેશ્વર જગતસિંહ વિરૂદ્ધ શું બોલી શકે? એને તો એના વિષે પૂર્ણ સંતોષ હતો. એની બાહોશીથી તો અપરાધીઓ ગુન્હેગાર ઠર્યા હતા. જગતસિંહ વિષે નાગેશ્વરના મનમાં બે મત હતા જ નહી. પણ સિંહદેવની અભિલાષાઓનું શું? એની અભિલાષાઓ પર કુહાડીના બે ઘા પડી ચૂક્યા છે, એનું શું?

"મંત્રીશ્વર" નાગેશ્વરે પોતાના હૃદયની નિરાશા દબાવીને જવાબ દીધો: "જગતસિંહ ધોળકાનો કોટવાલ થવા માટે બેશક લાયક છે; પરંતુ એ પદ માટે હું આપની સમક્ષ એક બીજા ઉમેદવાર માટે અરજ કરનાર હતો."

"આશ્ચર્યની વાત છે" વસ્તુપાળે કહ્યું: "કે, જગતસિંહને તમે લાયક કહો છો છતાં બીજાની વાત કરો છો! એ કોણ છે, વારૂ?"

"હું એનું નામ દેવાની ધૃષ્ટતા હવે કરી શકતો નથી"

"કારણ?"

"પ્રથમ આજ્ઞાપત્ર."

"પહેલા અને બીજા આજ્ઞાપત્રને કશો સંબંધ નથી."

"બીજો આજ્ઞાપત્ર નીકળવાનું કારણ પ્રથમ આજ્ઞાપત્ર છે. એ કારણ ઉભું થયું ન હોત તો બીજાનો સંભવ ન હતો."

"અવિચારી માણસો પોતાનાં કૃત્યોથી આફતો ઉભી કરે એમાં જો રાજ્યને આંચ આવવા સંભવ હોય તો તેનાથી ચેતવાની રાજ્યાધિકારીઓની ફરજ છે."

"એક ખરાબ ચાલચલગતના રાજવંશીને ખુલ્લા પાડવો એ શું અવિચારી કૃત્ય છે?"

"એક રાજ્ય પર ચઢાઈ લાવવા માટે છુપા શત્રુ સાથે મળી જવાનો બેત કરીને તેનો પ્રયત્ન કરવો, એ શું અવિચારી કૃત્ય નથી ?"

"શું મંત્રીશ્વર પાસે એના પુરાવાઓ રજુ થયા છે ?"

"હા. આપણે કઇ વ્યક્તિ વિષે વાતચીત કરીએ છીએ એ તમારા ખ્યાલમાં આવ્યું હશે, અમાત્ય !"

નાગેશ્વરે હકારમાં ડોકું હલાવ્યું.

"એ વ્યક્તિનું અહીંથી પ્રયાણ શા માટે થયું હતું એ તમે નથી જાણતા." વસ્તુપાળે કહ્યું: "એક રાજવંશી ખરાબ ચાલચલગતનો છે, તેને ખુલ્લો પાડવાના હેતુથી એ પ્રયાણ ન હોતું થયું."

નાગેશ્વર ઔત્સુકયની લાગણીથી વસ્તુપાળ સામે જોઇ રહ્યો.

"મારા જાસુસોએ સંપૂર્ણ તપાસ ચલાવી છે. એ પ્રયાણનો હેતુ પાટણ પર ચઢાઇ લઇ જવા માટે એ રાજવંશીની મારફત જબલપુરના રાણાની લશ્કરી મદદ મેળવવાનો હતો !"

"નવી વાત !"

"તમે જાણો છો કે, પાટણમાંથી ગુર્જરેશ્વર ભીમદેવને અને રાજચિંતાકારી લવણપ્રસાદને હાંકી કાઢવામાં આવ્યા છે અને જયંતસિંહ નામના એક બળવાન સામંતે પાટણની ગાદી લીધી છે. સેનાપતિ તેજપાળને આથી ગુર્જરેશ્વરની મદદે મોકલ્યા છે. લઢાઇ અને અંધાધુંધીના પાટણમાં પ્રવર્તી રહેલા વાતાવરણનો લાભ લેવા ખટપટીઆઓ તજવીજ કરે એ સ્વાભાવિક છે. આથીજ પારકી મદદથી પાટણ પર હુમલો કરવાનો અભિલાષ એક ખટપટીઆએ કર્યો હતો. મારી સમક્ષ તેનો પુરાવો આવ્યો.

તેથી જ ખટપટી વ્યક્તિ સામે હદપારીનો હુકમ કાઢવો મેં પસંદ કર્યો છે. ”

નાગેશ્વર ઠંડોગાર બની ગયો. વાત સિંહદેવ સંબંધી હતી, એ સ્પષ્ટ હતું. શું સિંહદેવ, વીરમદેવની મારફત તેના સસરા જબલપુરના રાણાની મદદ મેળવીને પાટણ પર ચઢાઇ કરવાના ઇરાદાથી વીરમગામ ગયો હતો? નાગેશ્વરને તો સિંહદેવે આવી વાત કરી નહતી! બેશક, જો સિંહદેવનો આવો ઇરાદો હોય તો રાજ્ય સામે પ્રપચ કરવા માટે તે અપરાધી ઠરે છે. પણ સિંહદેવના મનની આ વાત મંત્રીશ્વર કેવી રીતે જાણી શકયા? નાગેશ્વર સિંહદેવનો મિત્ર થતો હતો. સિંહદેવપર તેણે કરેલા ઉપકાર માટે સિંહદેવે તેનો આભાર માન્યો હતો. સિંહદેવની પત્નીનું હૃદય પણ આભારી બન્યું હતું. એ બેમાંથી કોઇએ પોતાના મનની વાત ગેરસમજુતીના ખુલાસાઓ વખતે નાગેશ્વરને કેમ ન કરી, એ સંબંધી તેને આશ્ચર્ય ઉપજ્યું.

મંત્રીશ્વરે એક ટોકરી વગાડી. ખંડ બહારનો પહેરેગીર અંદર આવ્યો. મંત્રીશ્વરે તેને કહ્યુ: “ પેલી કડીઆની છોકરીને બોલાવો.”

પહેરેગીર ખંડ બહાર ગયો. થોડીક ક્ષણ પસાર થયા પછી આશરે ૨૦ વર્ષની એક છોકરીએ તે ખંડમાં પ્રવેશ કર્યો. તેના હાથે અને પગે ચુનો વળગેલો હતો. તેણે મેલાં ઘેલાં કપડાં પહેરેલાં હતાં. તેણે આવીને પૂછયુંઃ “ બાપજી મને શ્યમ બોલાઈ ? ”

“ અમાત્ય; આ બાળાને જોઇ ? ” મંત્રીશ્વરે પૂછયું: “ જે વ્યક્તિ સામે હદપારીનો હુકમ કાઢવામાં આવ્યો છે તેના વીરમગામના પ્રયાણનો ભેત તેનાજ ઘરમાંથી જાણી આવનાર આ બાળા છે.” મંત્રીશ્વરે તે છોકરી તરફ જોઇને પૂછયું: “ કહે જોઇએ; સિંહમામાની વહુ શી વાત કરતાં હતાં ? ”

"માંમીની વાત કની ?" તે છોકરીએ પુછ્યુંઃ "હું જાણું એમને ત્યાં મારા બાપા સાથે કડીઆકામે ગઇ'તી. ચુનાના ઢગલામાંથી તગારામાં હું ચુનો ભરતો હતી તેવારે તેમાંથી એક વેંટી નીકળી. મેં જઇને સિંહમામાની મામીને આપી."

મંત્રીશ્વરે આ સાંભળીને સ્મિત કરતાં કહ્યું: "સિંહ-મામાની મામી નહી. સિંહમામાની તો વહુ!"

"હા. ભુલી મહારાજ" તે છોકરી બોલીઃ "મામી તો આ આખાયે ધોળકા ગામની. એમને મેં વેંટી આપી એટલે એમણે કહ્યું: 'છોડી, હું પરમાણક છું. માટે જા આ વેટી તને બખશીશ દઉં છું. એની કીમત ૫૦૦ થી ૬૦૦ સોના મહોરોની છે' હું તો દગયઇ ગઇ. મેં વેટી લેવા ના પાડી. મામી બોલ્યાં: 'આજ મારૂં મન ઘણું હરખમાં છે તેથી તને બખશીસ દેતાં મને દુખ થતું નથી' મારે પછી શું કહેવાનું હોય ? મેં તો વેંટી લઇને મારા બાપા પાસે દોટ મેલી. ટપ દઇને મારા બાપાએ મારો હાથ ઝાલ્યો અને કહ્યુ: 'એને આજે હરખ ક્યમ થયો છે એની બાતમી લઇ આવ. મારૂં નાંમ ન દઇશ.' થોડી વાર પછી પાછી હું મામી કને હે ડી. બે બાઇડીઓની સંગાથે મામી વાત કરતાં'તાં. મેં કાન શરવા રાખીને વાતો હાંભળી. મામી કે'તાંતાં: "થોડા દહાડામાં તમે હાંભળશો કે મારો માંટી જબરો મરદ છે. એં હ આખુ પાટણ રાજ ઉથલાવી પાડશે. અંને આ ધોળકામાં વાણીઆ ને નાગ-રોનાં કારભારાં બંધ પડશે." એક બાયડીએ પુછ્યું: "પણ એ તે કાંઇ લાડવો છે કે ગબ્બ મોઢામાં આવે ?" મામીએ જવાબ દીધો: "જો જો ને લાડવો મોઢામાં આવે છે કે નહી? વીરમદેવના હહરાનું લશકર મોટું છે. બીજા રાજાઓનાં લશકર પણ ભેગાં થશે અને તમારા મામા એના સરદાર થઇને જુદ્ધમાં એવું પાણી બતાવશે કે મોંઢામાં આંગળી કરડીને બધાયે જોઇ રહેશે. બીજી

બાયડીએ પૂછ્યું: "પણ વીરમ એના બાપ ને એના દાદા સામે થવા હા પાડશે ખરો ?" મામી કહે: "એને હા પડાવવા માટેજ તમારા મામા વીરમગામ ગયા છે ને ? બધી હકીકત સમજાવીને કામ પાર પાડશે." આ વાતો થયા પછી બીજી બેચાર બાયડીઓ આવી એટલે આ વાત બંધ પડી. મેં મારા બાપાને એ કહી દીધી."

"બસ. હવે તું જા" મંત્રીશ્વરે તે છોકરીને કહ્યું.

તેના જવા પછી ગંભીર સ્વરે વસ્તુપાળે પૂછ્યું: "અમાત્ય, સમજાય છે આજ્ઞાપત્રનું રહસ્ય ?"

"સંપૂર્ણ રીતે; કૃપાળુ" વિચારમનરક દશામાં નાગેશ્વરે જવાબ દીધો.

"મારા જાસુસોને ખબર મળી હતી કે સિંહદેવ વીરમગામ ગયો છે. આ છોકરી અને તેનો બાપ સિંહદેવને ત્યાં કડીઆકામે જતાં હતાં. જાસુસોએ કડીઆને સાધ્યો અને તેને સિંહદેવના ઘરની વાતચીતની બાતમી લાવવાનું કામ સોંપ્યું. પરિણામે સિંહદેવનો વીરમગામ જવાનો ભેદ આપોઆપ મારા જાણવામાં આવ્યો. અમાત્ય તમારામાં અને તેનામાં આટલો ફેર. તમે મારા પ્રત્યે, કુમાર વીશળદેવ પ્રત્યે અને રાજ્ય પ્રત્યે પરમ ભક્તિ દાખવો છો. સિંહદેવ વખત આવ્યે અન્યાશ્રયપિપાસુ બને છે. ધોળકાનો કોટવાલ શું એવો માણસ થઇ શકે ?"

"મને હવે જગતસિંહને બદલે બીજા કોઇને નીમવાનો મોહ નથી રહ્યો" નાગેશ્વરે કહ્યું: "પરંતુ સિંહમામાને હદપાર કરવાથી તો તેઓ વધારે ખટપટ કરશે."

"અમાત્ય" વસ્તુપાળે હસીને કહ્યું: "તમે નથી જોતા કે તેને પાંગળો બનાવીને હદપાર કરવામાં આવે છે ? વીરમની ઈજ્જતઆબરૂ લૂંટાઇ જતી અહીં બચી

ગઇ છે. એ ઇજ્જતપર સિંહદેવના પ્રસંગથી મોટી તરાપ આવી હતી. વીરમનો! શું સિંહદેવ પર હવે ઇતબાર રહેશે કે? સિંહદેવનો એક પગ આ રીતે પાંગળો થયો. હવે બીજા પગની સ્થિતિ સમજો. ન્યાય મંદિરમાં વીરમના સસરા જબલપુરનરેશના દેખતાં અને વીરમની પત્નીના દેખતાં વીરમની ખૂબ નાલેશી થઇ. ચુકાદો વીરમની વિરૂદ્ધમાં ન આવ્યો પરંતુ શું હૃદયનો ડંખ જશે કે? રજપૂત જાતિ ખરાબ ચાલ ચલગતનું આવું મ્હેણું પણ સાંખી રહે કે? વીરમના સસરા અને વીરમની પત્નીનાં અંતઃકરણમાં આ મુકર્દમા પછી જે ડંખ થયા છે તે આ ભવમાં કદાપિ પણ દૂર થશે નહીં. એટલે શું માનો છો? વીરમને એમના તરફથી કોઇ સહાય ભવિષ્યમાં નહીં મળવાની."

મંત્રીશ્વરે રાજરમતનાં મૂળ કેવાં ઉંડાં નાંખ્યાં છે, એથી નાગેશ્વર મનમાં ને મનમાં તાજુબજ થતો રહ્યો. મંત્રીશ્વરે આગળ ચલાવ્યું: "છૂટો થયેલો સિંહદેવ જબલપૂર જાય તો તમે માનો છો કે તેનો ઇતબાર ત્યાં કરવામાં આવે? વીરમ પરનું મ્હેણું લાવનાર મૂળ કારણરૂપ એ છે એટલે જેમ એક શ્વાનને પથ્થર ફેંકનાર પર અને પથ્થર પર બન્ને પર દાઝ રહે છે તેમ જબલપુર—નરેશાની મનોસ્થિતિ રહેવાની અને આવો પાંગળો બનેલો સિંહદેવ શું કરી શકવાનો હતો? અમાત્ય, તમે ચેતતા રહેજો."

નાગેશ્વર ચમકયો. વળી પોતાને આ મંત્રી શી ચેતવણી આપવામાં માગે છે, એની તેને સમજ પડી નહીં.

મંત્રીશ્વરે કહ્યું: "એ સિંહદેવ અહીંથી હદપાર થયા પછી હેરાન થશે. વીરમનાં માણસો તરફથી એના પર કોઇ વખત હુમલો થવાનો સંભવ છે. જબલપૂરનાં

માણુસો પણ કદાચ એને દાઢમાં ઘાલે. ભવિષ્યમાં એના ઉપર જે આફતો આવવાનો સંભવ છે, તેમાંથી ધોળકાને મુક્ત રાખવા માટે ધોળકાના હિતમાં મારે તેની સામે આજ્ઞાપત્ર કાઢવો પડયો છે; એમાં તમારી સહી એટલા માટે લેવા ઠરાવ્યું છે કે–સિંહદેવ જો હુમલાઓમાંથી બચે અને ભવિષ્યમાં તેની નજર એકલા તમારી પાસેજ આવવાની રહે, તો તમારીજ સહીનો આજ્ઞાપત્ર હોવાથી તમે એને પાછો હાંકી કાઢો. મતલબ એ અનિષ્ટ આપત્તિ દૂર ને દૂર રહે એજ અત્યારે ઇષ્ટ છે.”

વસ્તુપાળની મુત્સદ્દીગિરી બેધારી તલવાર જેવી હતી, એ નાગેશ્વરને સમજાયું. રાજ્યહિતને ખાતર મિત્રો–મિત્રોમાં, સસરા–જમાઇમાં, પતિ–પત્નીમાં અને મામા–ભાણેજમાં પણ વિચ્છેદ પડતો હોય તો પડવા દઇને રાજ્યના શત્રુને તો નિર્મૂળજ કરવો એવી એ મુત્સદ્દી-ગિરી નાગેશ્વરને આશ્ચર્યચકિત કરી રહી.

“તમારે હવે શું કરવું એની દોરવણી કરવાની મને જરૂર નથી” મંત્રીશ્વરે કહ્યું: “કારણકે હું જાણું છું કે રાજ્ય પ્રત્યેની એકનિષ્ઠા આગળ તમે સ્વાર્થને તુચ્છ ગણો છો અને મારા ભાવી અભિલાષને તમે નિરંતર સહાયક થઇ પડો છો.”

મંત્રી, નાગેશ્વરના મુખ ઉપરના ભાવ નિહાળવા માટે એના તરફ એકીટશે જોઇ રહ્યો.

“મારા વિષેના આપના અભિપ્રાય માટે હું આપનો ઋણી છું.” નાગેશ્વરે મંત્રીની નજર લગીરે નહીં ચૂકાવતાં એના તરફ જોતું ચાલુ રાખીને જવાબ દેવા માંડયો: “માણસનાં કામ એના ગુણોનું દિગ્દર્શન કરાવી આપે છે. સિંહદેવની ખટપટી પ્રવૃત્તિની વાતો જાણીને મને ખેદ

થાય છે; પણ એના ભયંકર ભાવીની વાત જાણીને વિશેષ ખેદ થાય છે. મારૂં મન પહેલાં તો આ હુકમ સિંહદેવને આપવા ના પાડતું હતું; પણ હવે આપશ્રીએ ખુલાસો કર્યા પછી મને તેમ કરવામાં હરકત નથી."

"ત્યારે તમે સિંહદેવના આજ્ઞાપત્ર ઉપર સહી કરવા રાજી છો? તમારા મનમાં લગીરે કચવાટ નથી ને?"

"રાજ્યહિતને ખાતર પ્રત્યેક પ્રત્યેની અંગત લાગણીને ડૂલ કર્યા સિવાય છુટકો નથી." એમ કહીને નાગેશ્વરે તરતજ આજ્ઞાપત્રમાં સહી કરી દીધી.

મંત્રીશ્વરે હસવા માંડયું. નાગેશ્વરે મનમાંજ પ્રશ્ન કર્યો: "આ વિચક્ષણ પુરૂષે શા માટે હસતો હશે?"

મંત્રીશ્વરે એક ટોકરી વગાડી. પહેરેગીર આવ્યો: "જગતસિંહ હાજર છે કે

પહેરેગીરે હા પાડી. "એમને અંદર આવવા દો."

જગતસિંહ મંત્રીશ્વરના ખંડમાં આવ્યો અને મંત્રીશ્વર તથા નાગેશ્વરને નમન કરીને ઉભો રહ્યો: "અમાત્ય, એમને એમનો હુકમ આપી દો."

નાગેશ્વરે જગતસિંહની કોટવાલ તરીકેની નીમણુંકનો આજ્ઞાપત્ર તેને આપ્યો. જગતસિંહે તે વાંચીને મસ્તકે ચઢાવ્યો અને મંત્રીશ્વરને વંદન કર્યું. તેને તેની ફરજ યોગ્ય રીતે બજાવવા થોડાક શબ્દો કહીને મંત્રીએ નાગેશ્વરને કહ્યુ: "અમાત્ય, પહેલા આજ્ઞાપત્રની નકલ આપશો? સહીની જગ્યા ખાલી રાખજો."

વળી આ શું ફંદ રચે છે એ વિષે મનમાં ગડભાંગ કરતાં નાગેશ્વરે સિંહદેવની હદપારીના હુકમની નકલ કરી આપી. "મૂળ મને આપશો?" મંત્રીએ સ્વરમાં કોમળતા લાવીને પ્રશ્ન કર્યો.

નાગેશ્વરે પોતાની સહીનો મૂળ આજ્ઞાપત્ર આપ્યો. એ આજ્ઞાપત્ર ફાડી નાંખતાં નાંખતાં વસ્તુપાળે જગતસિંહને કહ્યું: "અમાત્ય કને જે આજ્ઞાપત્ર છે તે લઇને મહારાણા વીરધવળ પાસે તમે જાઓ. તેમને નિવેદન કરજો કે મંત્રીએ જે આજ્ઞાપત્રમાં સહી કરવા આપને અરજ કરી હતી તે આ છે. મહારાણા સહી કરી આપે એટલે શહેરના કોટવાલ તરીકે એ આજ્ઞાપત્રની અમલ બજાવણી જેમ બને તેમ જલ્દીથી કરજો."

મંત્રીએ ટોકરી વગાડી. પહેરેગીર અંદર આવ્યો: "જો તો, દેવ-પૂજાની સામગ્રી તૈયાર થઇ ગઇ છે કે?" આ પ્રશ્ન કરીને તેઓ બીજાં કેટલાંક કાગળીઆં જોવા લાગ્યાં.

નાગેશ્વર અને જગતસિંહ બન્નેનું કાર્ય પતી ગયું છે અને હવે તેમને વિદાય થવાની રજા છે એવું આ આડકત્રું સૂચન હતું. જગતસિંહ આજ્ઞાપત્ર લઇ, નમન કરીને વિદાય થયો. નાગેશ્વરે કહ્યું: "હું રજા લઉં છું, કૃપાળુ."

સ્મિતભર્યા વદને મંત્રીએ જવાબ દીધો: "હા. આવજો હોં, અમાત્ય!"

જતાં જતાં અમાત્ય મનમાં ગણગણ્યો: "આડકત્રી રીતે એણે મને પણ સિંહદેવ સામેની આજ્ઞામાં બંધન રૂપ રાખ્યો! કહેવાય તેટલું માર્મિક રીતે કહી દીધું! બડો મુત્સદ્દી! અર્થસૂચક મુલાકાત! રહસ્યમય આજ્ઞાપત્ર! અને છતાં ખૂબીભરી, ઉપકાર દાખવતી અને સ્નેહ સૂચક રીતભાત! દત્તાત્રય ભગવાનના ૨૪ ગુરૂઓ હતા તેવો આ મારો એક ગુરૂ!"



# પ્રકરણ ૧૬ મું

## ગર્વખંડન

વીર સેનાપતિ તેજપાળનાં પરાક્રમો ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ધોળકાની સેના લઇને અણુહીલવાડ જતાં જતાં તેણે અધવચ્ચથી જુદાં જુદાં સ્થળોના ક્ષત્રિઓને પડકાર કરવા માંડયો અને કાં તો ગુર્જરેશ્વરના વરાવર્ત્ત માંડળીક બનો અથવા તો યુદ્ધ કરો, એવાં કહેણુ કહેવરાવ્યાં. એ પરાક્રમી પુરૂષના નામથી જ બ્હીને કોઇ મંડળીકો યુદ્ધ કર્યા વિના જ ધન આપીને તથા પોતાનાં સૈન્ય તેને શરણે કરીને નમ્યા; અથવા તો જે સામા થયા તેઓને હરાવીને તેજપાળે નમાવ્યા. આમ આગળ વધતાં વધતાં જ્યારે તેજપાળ અણુહીલવાડ પહોંચ્યો ત્યારે ઉંચા કુળના ૧૪૦૦ રાજવંશી ક્ષત્રિઓ તેને સ્વાધીન થઇ ચૂકયા હતા. તેમનું લાવ-લશ્કર જૂદું. આવાં વિપૂલ સાધનવાળા તેજપાળ સામે, ભીમદેવની ગાદી પચાવી પડેલો સામંત જયંતસિંહ કેમ ટકી શકે? તેની સાથે તેજપાળે યુદ્ધ કર્યું અને ભીમદેવને પુન: પાટણની ગાદીએ શાન્તિપૂર્વક સ્થાપીને તે ધોળકે આવવા નીકળ્યો. પાછા ફરતાં ફરતાં મહી નદીના કાંઠા ઉપર કેટલાક વણુ-ઝારાઓનો મુકામ તેણે દીઠો; પણુ તે વણુઝારાઓને કોઇક સૈનિકો હેરાન કરતા હતા. આ જોઇને તેજપાળે પૂછપરછ ચલાવી. તેને કહેવામાં આવ્યું કે-ગોધરાના રાજા ઘુંઘળના

એ સૈનિકો છે. મહી નદીના પ્રદેશના વિસ્તારમાં વેપાર અર્થે મુકામ કરતા વણઝારાઓને જ માત્ર નહીં પણ મહી નદી આસપાસનાં યાત્રાસ્થાનોમાં યાત્રા કરવા આવતા યાત્રાળુઓને પણ ઘુંઘળ પીડે છે; વણઝારાઓના ધનમાલ લૂંટે છે અને યાત્રાળુઓ પાસેથી ખૂબ કર લે છે.

તેજપાળે ઘુંઘળને કહેવરાવ્યું કે: "ત્રણ દિવસની અંદર આ બધું ધાંધળ શાન્ત કરજો-નહીંતર મારા બાહુ-બળથી મારે તમને નમાવવા પડશે." ઘુંઘળ તરફથી જવાબ મળ્યો કે: "તમારા મહારાજા વીરધવળને એનો જવાબ મેં રવાના કર્યો છે."

તેજપાળે પોતાના તમામ સૈનિકોનો પડાવ મહી નદીને કાંઠે રાખીને ધોળકે પ્રયાણ કર્યું, જ્યાં વીરધવળના દરબારમાં ઘુંઘળની એક મશ્કરીની તેને જાણ થઈ. જેવી રીતે તેજપાળને વણઝારાઓએ પોતાનાં દુ:ખ કહ્યાં હતાં, તેવી રીતે યાત્રાળુઓ તરફથી વીરધવળની પાસે અરજ ગુજારવા માટે કેટલાકો ગયા હતા. તે ઉપરથી વીરધવળે ઘુંઘળ ઉપર શિખામણના શબ્દો કહેવરાવ્યા હતા કે: "ક્ષત્રિઓનો ધર્મ ગૌબ્રાહ્મણની રક્ષા કરવાનો છે-વેપારીઓના વેપાર વણજનું રક્ષણ કરવાનો છે-સ્ત્રી જાતિની વ્હારે ચઢવાનો છે-ધર્મસ્થાનોમાં પ્રજાને કોઇપણ અગવડ વિના અવર જવર કરવા દેવાનો છે; માટે યાત્રા-ળુઓ પાસેથી કર લેવો બંધ કરશો અને ક્ષાત્રધર્મ પ્રમાણે વર્ત્તશો."

આ શિખામણની ઘુંઘળે પરવા કરી નહીં પણ ઉલ્ટું ઘમંડથી તેણે એક ભાટ સાથે કાજળની ડાબલી અને એક રેશમી સાડી વીરધવળ ઉપર મોકલ્યાં અને કહેવરાવ્યું: "પ્રત્યેક રાજાને હું તો આંખમાં કાજળ આંજેલી અને શરીરે સાડી પહેરેલી સુંદરી જેવો ગણું છું!"

"આટલો બધો ઘમંડ!" વીરધવળે ક્રોધથી કહ્યું. દરબારમાં તેણે પાનનું બીડું ફેરવ્યું કે–ધુંધળનો મદ ઉતારવા કોણ તત્પર થાય છે?

એક નહીં પણ ત્રણ ત્રણ જણે તે બીડું ઝડપવા ઉમેદ બતાવી. વીરાળકુમાર અને નાગેશ્વરે જણાવ્યું કે–અમે તૈયાર છીએ. વસ્તુપાળે કહ્યું: હું તૈયાર છું. પણ તેજપાળ વિનતિ કરી કે: "મેં વશવર્ત્ત કરેલા ૧૪૦૦ રજપૂતો અને તેમની સેના મહી નદીને કાંઠે મારી આજ્ઞાની રાહ જોઇને ધુંધળ પર ચઢાઇ કરવા તત્પર છે. વળી ધુંધળને મેં તેનો ઉન્માદ તજી દેવા કહેવરાવ્યું ત્યારે તેણે મને નકામો અહીં ધક્કો ખવરાવ્યો અને હાંસી કરી! માટે તેને તાબે કરવાની પરવાનગી મને પહેલી મળવી જોઇએ."

સૌએ તેજપાળને તે બીડું ઝડપવા દીધું. તેજપાળ મહી નદી તરફ પોતાની છાવણીમાં પાછો ફર્યો. તેણે પોતાના સૈન્યના બે ત્રણ વિભાગો કરી નાંખીને ગોધરાની જુદી જુદી દિશાઓમાં મોકલ્યા. તે પોતે એક વિભાગ સાથે ગોધરા તરફ ગયો. ધુંધળને ચેતવણી આપીને તેના ઉપર હલ્લો કરવો કે ઓચિંતો હલ્લો કરવો એ વિષે વિચાર કરતો તેજપાળ જ્યારે સાયંકાળને સમયે પોતાના સૈન્ય સાથે ગોધરાની સીમમાં જઈ પહોંચ્યો ત્યારે ગાયોનું એક ધણ ચરીને શહેર તરફ જતું તેના જોવામાં આવ્યું. ધુંધળ ખરો ક્ષત્રિ છે કે કેમ, એની કસોટી કરવા તેજપાળે પોતાના સૈન્યને હુકમ આપ્યો કે, "ગાયોને પાછી વાળો."

સૈનિકો ગાયોના ટોળાને ઘેરી વળ્યા. ગોવાળો બૂમો મારવા લાગ્યા: "આ શો જુલમ? બિચારી ગાયોએ તમારૂં શું બગાડયું છે?"

"જાઓ, તમારા બહાદુર રાજાને ફરિયાદ કરો! અમારે તો આ ગાયો લઇ જવી છે."

ગાયોનું ટોળું સૈનિકોએ ગોધરા શહેર તરફથી પાછું વાળીને દૂર દૂર હાંકવા માંડયું.

ગોવાળો ગોધરામાં જઇ ઘુંઘળને રાવ ખાવા લાગ્યા. થોડીક જ વારમાં ગોધરાના દરવાજા ઉપરથી નોબત ગડગડી; રણશિંગા વાગ્યાં; ગોધરાના સૈન્યને તૈયાર થવાનો ડંકો થયો. તે સાંભળીને તેજપાળ સમજ્યો કે, ઘુંઘળ તૈયાર થાય છે. તેણે પોતાના સૈન્યના અન્ય વિભાગોને હેરકો દ્વારા સાવચેત રહેવા જણાવી દીધું.

ઘુંઘળ ગાયોની વ્હારે આખરે ધાયો; અને લઢાઇ શરૂ થઇ. તેજપાળનું માનવું હતું કે–ઘુંઘળ નિરર્થક ધમંડ કરતો હશે અને તેનામાં કશી છત નહીં હોય; પણ એણે જોયું કે–ઘુંઘળના લશ્કરે ગાયોના ધણને એક જગ્યાએથી શોધી કાઢીને હસ્તગત કર્યું એટલુંજ નહીં પણ તેજપાળના લશ્કરનો ઘાણ વાળી નાંખીને ગાયો ગોધરા તરફ વાળી. તેજપાળના લશ્કરના પ્રથમ વિભાગની આ તો નામર્દાઈ ગણાઇ. તેજપાળે બીજા વિભાગને મદદે બોલાવ્યો; એટલે પાછો મામલો પલટી ગયો અને ઘુંઘળથી ગાયોને ગોધરામાં લઇ જઇ શકાઇ નહીં.

ઘુંઘળની સેનામાં ગોધરાની આસપાસના પ્રદેશના બહાદૂર ભીલો હતા. ભીલ જાતિ તીર ફેંકવામાં ઘણી કુશળ હોય છે. તેજપાળનું સૈન્ય વિવિધ જાતિઓનું બનેલું હતું. ભીલોના તીરકૌશલ્ય આગળ તેજપાળનું સૈન્ય હિમ્મત હારી ગયું. તેજપાળ આ જોઇને ઘડીભર મુંઝાયો. તેણે પોતાના સૈન્યના સાત સામંતોને એકઠા કર્યા; અને તેમની આગળ વિચારવાનો પ્રશ્ન મૂક્યો: "જો આપણે આ યુદ્ધમાં પાછા પડીએ તો આપણી હારને બદલે તે ગુર્જરેશ્વરની

હાર છે. ગુર્જરેશ્વરની હાર એટલે ગુજરાતપર કલંક; અને ગુજરાતપર કલંક એટલે આપણે ઢાંકણીમાં મ્હોં ઘાલીને ડૂબી મરવા જેવું. ક્ષત્રિ યુદ્ધે ચઢે :અને પરાજીત થઇને પાછા ફરે તો એની જનુની લાજે. એનાથી જગતમાં ગર્વભર્યું ઉંચું મ્હોં રાખીને ફરી શકાય નહીં. ધુંધળે દરેક રાજાને સાડી પહેરનાર અને આંખમાં મેશ આંજીને ફરનાર કહ્યો છે. એક તો આપણે હારીએ અને પાછા તે ઉપરાંત રાજાઓને સ્ત્રી તરીકે ઠરાવીએ, એના કરતાં કાં તો યુદ્ધમાં મરવું અથવા તો જીત મેળવવી એવો મેં નિરધાર કર્યો છે. બોલો, તમે સૌ શા અભિપ્રાયના છો ?"

સામંતોમાંથી એક જણાવ્યું: "પરાજીત થઇને પાછા ફરવાનો અમો કોઇનો ઇરાદો નથી. ધુંધળનો ગર્વ કોઇ પણ રીતે ઉતારવો જોઇએ."

બીજાએ કહ્યું: "કમનસિબી એ છે કે, ભીલોનાં બાણોનો વરસાદ આપણા સૈનિકો સહી શકતા નથી."

ત્રીજો બોલ્યો: "તલ્વારબાજીની વાત હોત તો અમે અમારૂં પાણી બરાબર બતાવી આપત."

તેજપાળે કહ્યું: "જે વસ્તુસ્થિતિ છે તેનો સામનો કર્યા સિવાય છૂટકો નથી. પણ બેશક તમો સૌ જ્યારે પરાજિત થઇ લજ્જિત મુખે પાછા ફરવા માગતા નથી ત્યારે હવે કોઇક યુક્તિથી આપણો ઘાણ વળતો અટકાવીશ."

તેણે ધુંધળ તરફ એક દૂતને મોકલ્યો અને કહેવરાવ્યું કે: "યુદ્ધમાં તમારો પરાજય કરવો એવું અમે નક્કી કરેલું છે. તમે અમારો પરાજય કરવા ઇચ્છતા હશો. અમે અને તમે બન્ને મક્કમ છીએ. પણ બેયેનું ધાર્યું એક સાથે એકસરખું નહીંજ થાય. ગમે તે એકનું ધાર્યું થશે. માટે યુદ્ધના નિયમો ઠરાવીને લડવું." તેણે એ સંબંધીના કેટલાક નિયમોની સૂચના કહેવરાવી, જેમાં

દરરોજ દિવસે યુદ્ધ કરવું અને રાત્રે બન્ને સૈન્યોએ વિશ્રામ લેવો એ મુખ્ય નિયમ હતો. ગાયોનું ધણ કે જે ઉપરથી આ યુદ્ધ શરૂ થયું છે તે માત્ર ધુંધળની કસોટીરૂપ છે. ગાયોને સતાવવાનો ઈરાદો તેમાં નથી રાખેલો. તેજપાળે સૂચવ્યું કે–યુદ્ધ જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી ગાયોને ઘાસ–પાણી વગેરેનો બંદોબસ્ત અમે કરીશું.

ધુંધળે આ સૂચનાઓ માન્ય રાખી. તેજપાળે ધોળકેથી કુશળ તીરંદાજોની સેનાની મદદ મંગાવી. દર રાત્રે યુદ્ધ બંધ પડે અને દિવસે પાછું ચાલુ થાય. આમ સાત દિવસ સુધી યુદ્ધ ચાલ્યું. બન્ને બાજુઓના પુષ્કળ સૈનિકોનો ઘાણ વળી ગયો.

આઠમે દિવસે તેજપાળ પ્રતિજ્ઞા સાથે યુદ્ધે ચઢયો કે–આજ સૂર્યાસ્ત થતા પહેલાં કાં તો મારો દેહ પાડું અગવા તો ધુંધળને વશ કરૂં. મરણીઓ થયેલો ક્ષત્રિ શું ન કરી શકે ? પ્રતિજ્ઞાબદ્ધ શૂરવીર શેની પરવા કરે ? જેણે દેહની દરકાર નહીં રાખવાનું ધ્યેય ધારણ કર્યું તે ગેહમેહની મમતા શાને રાખે ? તેજપાળનું એ આઠમા દિવસનું યુદ્ધ તૂમુલ પ્રકારનું હતું. એણે એ દિવસે શરીરે બખ્તર ધારણ કર્યું અને ભીલોનાં બાણોની દરકાર નહીં રાખતાં શત્રુ–દળમાં કેસરીની માફક ઘુમવા માંડયું. એનું સાહસ જોઇને એની આખી સેનાને શૂર ચઢયું. બન્ને બાજુના લડવૈયા સેળભેળ થઇ ગયા. "કોઈ આજ તો પાછી પાની કરે નહીં અને જ્યાં હોય ત્યાં ચાહે તો મરે અથવા શત્રુને મારે–એમ કરવામાં જે આનાકાની કરે તેને તેની જન્મદાતા માતાના સોગંદ છે" આવું તેજપાળે પોતાના દરેક સૈનિકને આજ પ્રાતઃકાળે કહી દીધેલું હતું તેથી તેના દળનો એકકે એક લડવૈયો એક તસુભાર પણ પાછો હઠયો નહીં. બાણોની વૃષ્ટિથી આકાશ છવાઇ ગયું. અને

જાણે બાણોના વાદળમાં સૂર્ય ઢંકાઇ ગયો હોય એવી સ્થિતિ થઇ રહી.

મધ્યાન્હ થતાં ધુંધળ અને તેજપાળ સામસામા થઇ ગયા. તેજપાળે ધુંધળને કહ્યુંઃ "સાત સાત દિનથી તમારી સાથે એકલું યુદ્ધ ખેલવા હું તલસી રહ્યો હતો. આજ ઠીક લાગ આવ્યો."

"સાડી પહેર્યા વિના અને આંખમાં કાજળ આંજ્યા વિના આજ તો આવ્યા લાગો છો !" ધુંધળે તેની હાંસી કરતાં જવાબ દીધોઃ "સાત દિન સુધી એકની એક સાડી પહેરી રાખી હશે તેથી પરશેવાવાળી થઇ હશે ! માટે આજે ઉતારી લાગે છે !"

"તારીજ સાડી તેને પહેરાવવા માટે મેં તૈયાર રાખેલી છે અને તારીજ કાજળની દાબલીમાંનો કાજળ તારી આંખમાં આંજશ. બકવાદથી કાંઈ નહી વળે. ભૂજબળ હોય તો મને દેખાડ" તેજપાળે તેને ક્ષાત્રવટની યાદ આપી.

ધુંધળે એક કાષ્ટનું પિંજર આજે રણમેદાનમાં તૈયાર રાખ્યું હતું. તે બતાવીને તેજપાળને કહ્યુંઃ "આ પાંજરામાં આજ તને પૂરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે."

"ઘણી સુન્દર પ્રતિજ્ઞા છે." તેજપાળે જવાબ દીધો. "પણ જો જે તેમાં તારે જ પૂરાવાનો વખત આવે નહીં ! કારણ, આજ તારો પરાજ્ય કરવો અથવા મારે ખપી જવું એવી મેં પ્રતિજ્ઞા લીધી છે."

ધુંધળે એનો જવાબ તેજપાળ તરફ એક બાણ છોડીને આપ્યો.

તેજપાળે પણ તેનો પ્રત્યુત્તર બાણોથી આપવા માંડયો. ધુંધળ એકલો લઢયો નહીં. તેની સાથે તેના

ચુંટી કાઢેલા ખાસ યોદ્ધાઓની ટુકડી હતી. તેજપાળ એકલો હતો પણ એણે બખ્તર પહેરેલું હોવાને લીધે શત્રુઓનાં બાણોની એને ભીતિ ન હતી. તે એકલો અનેકની સામે લઢતો રહ્યો. પણ એ લઢાઇ લાંબો વખત ચાલી નહીં. એના સાત સામંતોએ એને એકલો લઢતો જોઈ, પોતાના લડવૈયાઓ સાથે એની કુમકે ધસારો કર્યો. એક પ્રહર સુધી જબરૂં યુદ્ધ આ ટુકડીઓ વચ્ચે ચાલ્યું. હાર–જીત આજે તો નક્કી કરવી જ છે એવો નિર્ણય તેજપાળે કર્યો હોવાથી તેણે ધુંધળ ઉપર ચોંટ રાખી અને મોક્કો મેળવીને ધુંધળને તેના ઘોડા ઉપરથી પાડી નાંખવામાં આ શૂરો વણિક સફળ નીવડીને ક્ષત્રિના શરીર પર ચઢી બેઠો. એજ વખતે એના સામંતોએ ધુંધળને ઘેરી વળીને ધુંધળના સૈનિકોને તેનાથી દૂર રાખ્યા. તલ્વારોની ઝપાઝપી એ સમયે ત્યાં થઇ રહી અને આખરે ધુંધળ જીવતો ઝલાયો.

લાકડાનું જે પાંજરૂં તેણે તેજપાળને માટે તૈયાર રાખ્યું હતું તેમાંજ ધુંધળને પૂરાવીને તેજપાળે તે પાંજરાની આસપાસ એકસો શૂરા સૈનિકોનો કોટ બનાવી દીધો.

ધુંધળ કેદ થયો એ બિના એના સૈન્યના જાણુવામાં આવતાં તેમાં ગભરાટ ફેલાયો અને તેણે નાસવા માંડયું. ધુંધળની સેનાની પાછળ તેજપાળની સેના પડી. સાત સાત દિવસથી પાછી પડેલી તેજપાળની સેના હવે વિજયથી ઉન્મત્ત બની; અને ધુંધળના સૈનિકોની પૂઠે ઠેઠ ગોધરા શહેરમાં પેસીને શહેરમાં લુંટફાટ કરવા લાગી. લોકામાં હાહાકાર પ્રવર્ત્તી રહ્યો.

તેજપાળને એ વાતની ખબર પડતાં તેણે શહેરીઓની લુંટફાટની મનાઇ કરીને ધુંધળના કોપાગાર પર પોતાના સૈનિકોને હલ્લો કરવા ફરમાવ્યું અને એક સામંતને મોકલીને જે મળે તે ધોળકે લઈ આવવા આજ્ઞા કરી.

સૈનિકોની ઉન્મત્તતાને કોઇક ક્ષણે સેનાપતિને પોષવી પડે છે. ડાહ્યો સેનાપતિ એવે વખતે પ્રજાને રંજાડતો નથી

પણ યુક્તિપૂર્વક પોતાના રાજાનું ઇષ્ટ સધાય અને સૈનિકોનો ગુસ્સો યોગ્ય માર્ગે વળીને શમી જાય, એવા ઉપાયો લે છે. પરાજીત પ્રતિપક્ષી રાજાનો કોષાગાર લૂંટાય તેથી સૈનિકોની ક્ષણિક પાશવી વૃત્તિ સંતોષાય અને નિર્દોષ પ્રજા રંજાડાતી અટકવા સાથે, પોતાના રાજાને ચરણે એ કોષ ધરી શકાય, આવા ઉદ્દેશથી તેજપાળે ધુંધળનો કોષાગાર લૂંટવા સૈનિકોને ફરમાવ્યું હતું.

ધુંધળને જે કાષ્ટપિંજરમાં પૂર્યો હતો તે પોતાની સાથે લઇને તેજપાળ ધોળકે આવ્યો.

વિજયી સૈન્યે વાજીંત્રના નિનાદ સાથે યુદ્ધના કેદીઓ સાથે અને લૂંટેલા રત્ન મણિ માણિક્ય સાથે નગર–પ્રવેશ કર્યો. નગરનાં નર નારે આનંદપૂર્વક એ વિજયીઓનાં વધામણાં કર્યાં.

વીરધવળના દરબારમાં ધુંધળને કાષ્ટ પિંજરમાં પૂરેલો મૂકવામાં આવ્યો ત્યારે ચોગરદમ આનંદ આનંદ ફેલાઈ રહ્યો. પરિહાસ કરનાર પ્રતિપક્ષી પરાઙ્મુખ થતાં કોને હર્ષ ન ઉદ્ભવે ?

તેજપાળ, વસ્તુપાળ અને વીરધવળે માંહોમાંહે થોડીક વાર સુધી મસલત કરી અને એ પછી ધુંધળે જે સાડી વીરધવળ ઉપર મોકલી હતી તેજ સાડી તેને પહેરાવવામાં આવી. તેણે તે નહીં પહેરવા માટે ઘણાં ફાંફાં માર્યાં પણ સૈનિકોના બળ આગળ તેનું કશું ચાલ્યું નહીં. બળાત્કારે તેને સાડી પહેરાવ્યામાં આવ્યા પછી તેની આખમાં એ રીતે કાજળનું અંજન આંજવામાં આવ્યું.

“ આ કાજળની દાબડી ! ” ધુંધળની આખમાં કાજળ આંજી રહ્યા પછી એક સૈનિકે પૂછયું.

“ અહીં એની જરૂરીઆત પડે એવો કોઇ રાજા નથી. માટે જેણે મોકલી હતી અને જે તેને લાયક છે,

તેની કોટે બાંધી દો! ” તેજપાળે ફરમાવ્યું. એ દાબલી ઘુઘળની કોટે બંધાઇ. દરબારમાં ચોગરદમ ખડખડાટ હાસ્યનો ગુંજારવ થઈ રહ્યો. એક ભાટે એ સમયે એક કવિત લલકાર્યું

મિથ્યા બકવાદ કરે, હોય નહીં છત તો યે
હાંસી પાત્ર તે જ ઠરે, દોષ નહીં કોઇનો !
સાગરની સામે બાથ ભરવા ટિટોડી જાય
જંગી ધોધમાં તણાય, દોષ નહીં કોઇનો !
રાવણ રોળાઇ ગયો, બલિ પાતાળ પેઠો,
ચક્રથી ચિરાયું શિશુપાળ શિર, જોઇ લ્યો !
સુજન વિચાર સાર દિલના અહંકાર ધાર
રહ્યો નહીં ગર્વ, મદમાતા મર્દ કોઇનો !

“ બરાબર છે, બરાબર છે. ” એવા પોકારો દરબારમાં પડી રહ્યા.

રાજાઓને સ્ત્રીઓની ઉપમા આપનાર રાજા સ્ત્રી-વેષ પહેરીને વીરધવળના દરબારમાં ઉભો રહ્યો. એટલેથી જ તેની દુર્ગતિ ખલાસ થતી ન હતી પણ હજી તો તેને નવો અનુભવ કરવાનો હતો.

“ પ્રત્યેક રાજવી પાસે લઈ જઇને તેને આખા યે દરબારમાં ફેરવો. ” તેજપાળે હુકમ છોડયો.

સૈનિકોએ સ્ત્રી-વેષના ઘુંઘળને ફેરવવો શરૂ કર્યો. આ સ્થિતિ શું એનાથી સહન થઈ? ના. ઘુંઘળ મનમાંને મનમાં ધુંધવાઈ ગયો—લજ્જાની લાગણીએ તેને એકજ માર્ગ સુઝાડયો.

કિયો માર્ગ ?—આત્મઘાતનો !

રાણા વીરધવળના સિંહાસન પાસે લઇ જઇને જ્યાં તેને નમવાની ફરજ પાડવામાં આવી કે તરતજ તે ધબ્બ દઇને જમીન પર પટકાઇ પડયો !

" શું થયું ? એ શાથી પડી ગયો ? " એમ પૂછતાં પૂછતાં તેજપાળ તેની નજદીક દોડી ગયો. તેને માલુમ પડયું કે-પોતાની જીભ કરડીને ધુંધળે આત્મહત્યા કરી છે!

" મહારાજ વીરધવળનો જય. ગર્વિષ્ઠોનાં ગર્વખંડન કરનારનો જય. " તેજપાળે મોટેથી ઉદ્‌ગાર કાઢયા અને તેના સૈનિકોએ તેનો ગગનભેદી પડઘો પાડી મૂકયો.

ધુંધળના શબને દરબારમાંથી બહાર લઈ જવામાં આવ્યું. તેનો જે કોષાગાર લુંટી લાવવામાં આવ્યો હતો, તે ખુલ્લો કરવામાં આવ્યો. અઢાર કોટિ સુવર્ણ મુદ્રાઓ, એક મુંડક શુદ્ધ મુક્તાફળ, દિવ્ય શસ્ત્રો અને મૂલ્યવાન વસ્ત્રો, તેના કોષાગારમાંથી લાવવામાં આવ્યાં હતાં. તેજપાળે જાહેર કર્યું કે–આ ઉપરાંત ૪૦૦૦ પાણીદાર ઘોડા ધુંધળની ઘોડારમાંથી પણ લાવવામાં આવ્યા છે.

વીરધવળ ગૌરવભરી નજરે તેજપાળને ઉદ્દેશીને બોલ્યો: " ધુંધળનું ગર્વખંડન તમારા બાહુબળને આભારી છે. તમે અને તમારા સૈનિકો આમાંથી ચાહે તેટલું લઇ લ્યો. એમાંથી જો કાંઇ બાકી રહે તો, બ્રાહ્મણો અને ભાટ ચારણોને અને છેવટે કિંચિત પણ વધે તો જ રાજ્ય ભંડારમાં મોકલી આપો. "

" મહેન્દ્ર " વીર તેજપાળે જવાબ દીધો: " મારૂં બાહુબળ કોના વડે દીપે છે? જેમ એક ફુલનો વિકાસ તેના રસમાળીને આભારી છે, તેમ આપ સમા પ્રતાપી મહેન્દ્રવડેજ મારા જેવાઓ શોભે છે. અમો સૈનિકો તો અમારા રાજાનું પ્રિય કરવાનોજ ધર્મ બજાવી જાણીએ; યુદ્ધમાં મરી જાણીએ કિંવા રિપુને વશ કરી જાણીએ; યશનો અધિકાર અમારો નથી. માટે આ યુદ્ધના વિજયનો યશ આપનેજ ચરણે હું ધરૂં છું. "

" ઉમદા ઉદ્‌ગાર ! એમ કહીને ગુરૂદેવ સોમેશ્વર પંડિતે એક શ્લોક રચી સંભળાવ્યો, જેનો ભાવાર્થ નીચે મુજબ

હતો: " માર્ગ દુસ્તર કાદવથી અને ઉંડા પાણીથી ભરેલો છે. તેમાં વળી અસંખ્ય ખાડા ખૈયા છે. એમાં નૌકા ચલાવવાની છે. નૌકામાં વળી ઘણો ભાર ભરેલો છે. તે ચાલતી નથી. નાવિક મુંઝાય છે. એવા સંકટમાં ધવળ વિના ભાર વહન કરવા કોણ સમર્થ છે? અર્થાત અનેક વીરોને ઝળકાવવા અને તેમનાં પરાક્રમ વડે પોતાના રાજ્યને કીર્ત્તિમાન અને વિસ્તૃત રાખવામાં વીરધવળ સિવાય બીજો કોણ કુશળ છે?"

દરબારમાં એ પછી થોડોક વખત આવો જ કાવ્ય વિનોદ ચાલ્યો, જે દરમ્યાન ધુંધળના હસ્તગત કરેલા ભંડારની વહેંચણીનું કામ વીરધવળની આજ્ઞાનુસાર તેજપાળે કર્યું અને તેની સમાપ્તિ થતાં દરબાર આનંદની લાગણી વચ્ચે વિસર્જીત થયો.

બીજે દિન, ધુંધળની સેનામાંથી જેઓને યુદ્ધના કેદીઓ તરીકે પકડવામાં આવ્યા હતા તેઓમાંથી ધુંધળના વંશના એક રજપૂતને વીરધવળ સમક્ષ લઇ જવામાં આવ્યો અને તેની સાથે વાટાઘાટ કરીને તેને વીરધવળના ખંડીઆ રાજા તરીકે રહેવાની શરતે અને પ્રતિ વર્ષ ત્રણ લક્ષ સુવર્ણ મુદ્રાઓ ખંડણી તરીકે તેની પાસેથી લેવાની શરતે ગોધરાનું રાજ તેને સોંપવાનું ઠરાવવામાં આવ્યું અને તેની કબુલાતથી તેને બીજા તમામ યુદ્ધના કેદીઓ સહિત છોડી મૂકવામાં આવ્યો.



## પ્રકરણ ૧૭ મું.

"મહારાજા મરણ પામ્યા છે-ઘણું જીવો મહારાજા."

સંવત ૧૨૯૫ માં એક દિન ધોળકામાં રાજમહેલમાં ભારે દોડાદોડી થઇ રહી. દશ-બાર નોકરો મહેલમાંથી બહાર પડયા અને જુદી જુદી દિશાઓમાં ગયા. કોઇ પ્રધાન મંત્રી વસ્તુપાળને ત્યાં પહોંચ્યો. કોઇ રાજ પુરોહિત પંડિત સોમેશ્વરદેવને ત્યાં ગયો. કોઇ રાજ-વૈદને ત્યાં ગયો. કોઇ અમાત્યને ત્યાં, તો કોઇ સેનાપતિ તેજપાળને ત્યાં. મહેલની અંદર પણ દાસ-દાસીઓ આમ તેમ કંઇ ને કંઈ ચીજ લેવા માટે હાંફળાં ફાંફળાં દોડાદોડી કરી રહ્યાં.

આ બધું શા માટે?

એક ખંડમાં એક સુશોભિત પલંગપર રાણો વીર-ધવળ સુતો સુતો આમ તેમ અછાડા પછાડા નાંખતો હતો. પલંગ ઉપર તેના પગ દાબતો કુમાર વીશળદેવ બેઠો હતો. પલંગ નજદીક તેની માતા રત્નાળી, અને તેની પત્ની મુગ્ધમયી બેઠાં હતાં.

રાણો અચાનક માંદો થઈ ગયો છે અને તેથી નોકર ચાકરોની દોડાદોડી થઇ રહી છે.

બોલાવવા ગયેલા નોકરોમાંથી પહેલા વહેલો મંત્રીશ્વરને બોલાવવા ગયેલો નોકર આવી પહોંચ્યો. મંત્રીશ્વર જમવા બેઠેલા હતા ત્યાંથી અધવચ્ચ જમવાનું પડતું મૂકીને આવી પહોંચ્યા. રાજવૈદ્ય હજી કેમ ન આવ્યા ? એવો પ્રશ્ન કરીને તેમણે બીજા નોકરને દોડાવ્યો એટલામાં તો રાજવૈદનું આગમન થયું અને થોડી વારે રાજ્યના ઘણાક અમલદારો પણ આવી લાગ્યા. શહેરમાં વાત ફેલાઇ ગઇ. મહારાજા માંદા થઇ ગયા છે.

વીરધવળ એટલે કોણ ? પ્રજાપ્રિય, પરાક્રમી અને પરદુઃખભંજન રાજા. એની માંદગીના સમાચાર સાંભળીને પ્રજાને ધીરજ રહે કે ? સંખ્યાબંધ લોકો રાજમહેલ તરફ જઇ રહ્યાં છે. કોઇ કહે "કેમ ભાઈ, રાણાની તબિયત વિષે સાંભળ્યું કે ? ખૂબ માંદા થઇ ગયા છે. જીવે એમ લાગતું જ નથી" કોઈ જવાબ દે "અરે, એવી કાંઇ ગંભીર માંદગી નથી. એ તો રાજા લોક માદા થાય ત્યારે કુદરતી રીતે ગભરાટ ફેલાય." કોઈ કહે: "કાંઇ નક્કી કહી શકાય નહીં. રાજાના ગ્રહ ભારે છે એમ એક જોષીબુવા કહેતા'તા."

આમ ફાવે તેવા અભિપ્રાય પોતપોતાની મેળે આપતા લોકો રાજમહેલ આગળ એકઠા થયા.

મહારાજાની તબિયત રાજ મહેલમાં જે વખતે રાજવૈદ તપાસતા હતા તે વખતે બહારના ભાગમાં મંત્રીશ્વર લોકોની મેદનીને આશ્વાસન આપતા રહ્યા અને નિશ્ચિંત મને વીખરાવા કહેતા રહ્યા. પણ પોતાના રાજા પ્રત્યેના અથાગ પ્રેમથી મેદની ત્યાંને ત્યાંજ જામેલી રહી.

જેમ જેમ દિવસનો પ્રહર ચઢતો રહ્યો તેમ તેમ રાજ મહેલમાં ચિન્તાનું વાતાવરણ વધવા લાગ્યું. વીરધવળની તબિયતમાં સુધારો થતો નથી. રાજવૈદ સખત મહેનત કરી રહ્યો છે.

સાયંકાળ પડી એટલે મંત્રીશ્વર પાસે એક હેરકે આવીને ખબર આપ્યા: "કુમાર વીરમદેવ પુષ્કળ માણુસો સાથે વીરમગામથી ધોળકે આવવા ઉપડયા છે."

"પિતાની તબીયત જોવા આવવા માટે માણુસોની સાથે આવવાની શી જરૂર?" મંત્રીશ્વરે મનમાં પ્રશ્ન કર્યો; અને પલકમાં નિર્ણય કરી લીધો કે–શું કરવું.

તેજપાળ સાથે તેણે મંત્રણા કરી; અમલદારોની તેણે સલાહ લીધી અને થોડીક જ વારમાં હુકમ કરી દીધો કે–લશ્કર તૈયાર રાખો.

રાજ મહેલની આસપાસ સૈનિકોનો પહેરો ગોઠવાયો. રાજ્યના સુવર્ણ કેશ ભંડારપરનો પહેરો વધારે સખત બનાવવામાં આવ્યો. દરબાર ગૃહ, હાથીખાનું, ઘોડાર અને દરેક દરેક જોખમદાર દરબારી મકાન પર લશ્કરના પહેરાની ગોઠવણ થઇ ગઇ. ધોળકાના દરેક દરવાજા આગળ સૈનિકોની ટુકડીઓ તૈયાર ઉભી.

વીરમદેવ જ્યાં ધોળકાના દરવાજામાં પેસવા ગયો કે તેને ખબર આપવામાં આવી: "આપ ફક્ત ચાર કે પાંચ માણુસો સાથે જ અંદર જઇ શકશો. આપના બીજા બધા માણુસોને શહેર બહાર રોકાવું જોઈશે."

"વાહ! મારા પિતાશ્રી માંદા છે અને મને તેમને જોવા જવા માટે પણ આવો અંકુશ?!" વીરમદેવે પૂછ્યું.

"હુકમ તે હુકમ છે."

"કોનો?"

"મંત્રી મંડળનો."

વીરમદેવે પોતાનાં માણુસો સાથે મસલત કરી. ફક્ત પાંચ માણુસ સાથે તેણે શહેરમાં જવાનું ઠર્યું. તે શહેરમાં એવી રીતે પેઠો તો ખરો; પણ તેનાથી ઠેઠ રાજમહેલમાં

તેના પિતા પાસે જવાયું નહીં. આશરે ૧૦ ઘોડેસ્વારોની એક ટુકડી દરવાજાથી તેની સાથે ચાલી અને રાજમહેલ નજદીકના એક રાજવંશી મકાન આગળ વીરમદેવને કહેવામાં આવ્યું કે: " આપનો ઉતારો એ મકાનમાં છે."

" પણ મારે તો પિતાજી તબિઅત જોવા જવું છે." વીરમદેવે કહ્યું.

" હમણાં નહીં જઇ શકાય. રાજવૈદની મનાઈ છે."

" હું જઇશ જ."

" આપને અને આપનાં માણસોને અમારે નામરજીથી શહેર બહાર વિદાય કરવાં પડશે."

વીરમદેવ તેને અપાયલા મકાનમાં ગુપચુપ ગયો. લશ્કરી ટુકડી એના નિવાસસ્થાનની આસપાસ પહેરો ભરતી રહી.

ત્રણ દિવસ વહી ગયા. ચોથે દિવસે પ્રાતઃકાળમાં અચાનક બૂમ પડી: " મહારાજા મરણ પામ્યા છે–ઘણું જીવો મહારાજા."

રાજમહેલ આગળ ત્રણ ત્રણ દિવસથી જામી રહેલી મેદનીમાં હાહાકાર પ્રવર્ત્તી રહ્યો. વીરમદેવને જે મકાનમાં ઉતારો અપાયો હતો તે મકાન આગળ રાજદૂતે રસ્તામાંથી ઘોષણા કરી: " મહારાજા વીરધવળ સ્વર્ગવાસી થયા છે– ઘણું જીવો મહારાજા વીશળદેવ."

" જોયું ? !" વીરમ આંખો ચોળતો ચોળતો ઉઠીને પોતાના સાથીદારોને પૂછવા લાગ્યો: " આખરે મારો શક ખરો પડયો. મારો મેળાપ ખટપટીઆ મંત્રીઓએ મારા પિતાજી સાથે થવા ન જ દીધો !—"

" અને વળી તે ઉપરાંત વીશળદેવને રાજગાદી સોંપી !" સાથીદારે ટાપશી પૂરી.

"બસ. આપણો નિર્ણય પાર પાડો. એકદમ રણશીંગું ફુંકો."

વીરમના એક સાથીદારે રણશીંગું ફુક્યું અને એ સાંભળીને રાજમહેલ પાસે જામેલી ગીરદીમાંથી આશરે ૧૦૦-૧૨૫ માણસો તલવારો સહિત બહાર નીકળ્યા અને રાજમહેલ પર તેઓએ ધસારો કર્યો. બીજી બાજુ, શહેરના મુખ્ય દરવાજા આગળ જે માણસો પડાવ નાંખી રહ્યા હતા તેઓએ લશ્કરીઓ સાથે લડાઈ આરંભી દીધી. વીરમે એક બખ્તર પહેરી લીધું અને તેની સાથેના પાંચે માણસો સહિત મકાન બહાર નીકળીને ઘોડેસ્વારો ઉપર તેણે હુમલો કર્યો.

વીરમદેવ અને તેના સાથીદારોએ ઓચિંતો હલ્લો કરવામાં અને રણશિંગુ ફુંકવામાં ભૂલ કરી હતી; કારણ કે મંત્રીશ્વર વસ્તુપાળે અગાઉથીજ ચેતી જઇને તેને દાબી દેવા માટે પ્રબંધ કરી રાખ્યો હતો. વીરમદેવના મકાન આગળ રાજદૂત દુહાઇ ફેરવીને વદાય થયા પછી જ્યાં રણશીંગુ ફુંકીને વીરમદેવે ઘોડેસ્વારો પર હલ્લો કર્યો ત્યાં તો ૫૦ થી ૬૦ ઘોડેસ્વારોની એક બીજી ટુકડી તે સ્થળે આવી પહોંચી.

વીરમ અને તેનાં માણસોને નાસવું પડ્યું. બીજી બાજુ રાજ મહેલ પરનો ધસારો મારી હઠાવવામાં આવ્યો. ત્યાં લશ્કરીઓનો સાધારણ પહેરો ન હતો. ત્રીજી બાજુ દરવાજા આગળ પણ વીરમનાં માણસો ફાવી શકયાં નહીં.

નાસનારાઓની પાછળ લશ્કરી ઘોડેસ્વારોની ટુકડી પડી. ટપોટપ તેઓ જમીનપર પટકાઇ પડયા. ફક્ત વીરમ બાકી રહ્યો. તેને એક સ્થળે ઘેરી લેવામાં આવ્યો. એક ઘોડેસ્વારે વીરમને ઉદ્દેશીને પૂછ્યું: "જીવ બચાવવો છે કે મરવું છે ?"

" રાજગાદી પર બેસવું છે."

" એ એક સ્વપ્નું ગણી લ્યો. હવે તો બેજ રસ્તા છે. કાં તો જીવ બચાવો અથવા તો મરો."

" તારી દયા પર જીવ બચાવું ? નહીં. તું કોણ છે એ હું જાણું છું."

" ત્યારે આગલ્યું દેવું ચૂકવો."

" કબૂલ છે."

તે ઘોડેસ્વાર ઘોડાપરથી નીચે ઉતર્યો. ચોગરદમ ગોળ કુંડાળામાં ગોઠવાયલા ઘોડેસ્વારોની વચ્ચે વીરમદેવ અને તે ઘોડેસ્વાર વચ્ચે હાથોહાથ તલ્વારબાજી ચાલી.

તે બેની લડાઇ ચાલતી હતી તે દરમ્યાન ઘોડેસ્વારે કહ્યું: " વીરમકુમાર, ત્રણ દિવસ દરમ્યાન તમારાં માણસો જુદા જુદા વેશે ધોળકામાં પેઠાં હતાં એ અમારાથી અજાણ્યું ન હતું. કોઈ ખેડુતોનો વેષ લઇને પેઠા હતા. કોઇ વેપારીઓનો તો કોઈ રબારીઓનો અને કોઇ ફેરી·આઓનો તો કોઇ સ્રીઓનો વેષ લઇને દાખલ થયા હતા. એ તમામ હવે ચાંચડની પેઠે ચોળાઇ જશે અને આપ પોતે પણ મારી તલ્વારથી હવે બચશો નહીં."

" તારી સફાઇ રહેવા દે. દગાખોર, આપણે સાથે ઉછરેલા, સાથે રમેલા, અને સાથે ભણેલા. તેમાં એક ભાઇ તરફ પક્ષપાત અને બીજા ભાઇ પર વેર રાખનાર તું કિયા ઉજળા મ્હોંથી મારી સાથે વાત કરે છે ?" વીરમે ક્રોધથી તેને કહ્યું.

" જે ભાઈ સત્યનો સાથીદાર હતો તેનો હું સાથીત થયો અને જેણે અસત્ય, અન્યાય, ઉત્પાત અને બંડ કર્યાં તેનો પક્ષ મેં ન કર્યો. એમાં લવ લેશ પણ દગાબાજી ન હતી."

" છેક છેવટે તારી દગાબાજીમાં કાંઇ ન્યૂનતા રહી હોય તેમ, મારા ગામમાં તારા જાસુસ મોકલીને તેં મારી આબરૂને હાનિ પહોંચાડવા ધારેલી. લે, એનો બદલો." એમ કહીને વીરમદેવે જોરથી તે ઘોડેસ્વારના ખભા પર તલવાર ઉગામી પણ તેનો પ્રતિસ્પર્ધી વીજળીની માફક સરકી ગયો અને વીરમનો ઘા ખાલી ગયો.

બન્ને વચ્ચે કંઇ વાર સુધી મૂંગું યુદ્ધ ચાલ્યું. એ યુદ્ધમાં કોઇ કોઇને મચક આપતો ન હતો. આ યુદ્ધ ચાલતું હતું તે દરમ્યાન એક મોટી લશ્કરી ફોજ રાજમહેલ તરફથી તે બાજુએ આવી. તેની સાથે ડંકા નિશાન હતાં અને " મહારાજા વીશળદેવની જય " એવા ઉદ્‌ઘોષ તે ફોજ કરતી હતી. એ ગગનભેદી ઉદ્‌ઘોષ કરતી ફોજના ઘોડેસ્વારો ધસમસ્યા આ લશ્કરી ટુકડી તરફ આવ્યા. તેના વડાએ બૂમ મારી: " આગળ કૂચ કરો. માર્ગમાં બિલકુલ નહીં રોકાઓ. "

એ સ્વર દ્વન્દ્વ યુદ્ધ કરતા બે જણાઓએ સાંભળ્યો. તેઓને તે પરિચિત હતો; સર્વ સૈનિકોને તે પરિચિત હતો અને જે સત્તાધારીનો તે સ્વર હતો તેનો હુકમ ધોળકાના કોઇ પણ સૈનિકને અમાન્ય કરવો પાલવી શકે તેમ નહતો. ગોળાકાર ઉભી રહેલી ટુકડી ચચ્ચારની હાર કતારમાં ગોઠવાઈ ગઈ અને ત્યાં તો બે દ્વન્દ્વ-યુદ્ધ કરનારાઓ દેખાઇ ગયા.

નવી આવી પહોંચનાર ફોજનો વડો તેજપાળ હતો. તેની નજર તે બંને ઉપર પડી. તે બોલી ઉઠયો–" કોણ વીરમ ? અને બીજો નાગેશ્વર ?" પોતાનો ઘોડો એકદમ તે બેની વચ્ચે લાવીને તેણે ઉભો રાખ્યો અને પોતાના સૈનિકોને હુકમ આપ્યો. " પકડી લ્યો વીરમકુમારને. "

" એ મરવા માગે છે, નામદાર. " નાગેશ્વરે કહ્યું: "હું એનું આગલ્યું લ્હેણું વસુલ કરતો હતો. "

" આગલ્યું લ્હેણું ? એ શેનું વળી ? "

આ કથાના પ્રકરણ ત્રીજામાં બનેલા બનાવો તરફ વિહંગાવલોકન કરવા વાચકોને અમારી વિનતિ છે. મહાવને આરે વીરમ અને નાગેશ્વર વચ્ચે યુદ્ધ કરવાનું ઠર્યું હતું પણ તે થઇ શક્યું ન હતું અને નાગેશ્વરને વીરમના સાથીદાર સાથે લઢવું પડયું હતું. નાગેશ્વર આ લ્હેણું કહેતો હતો.

તેજપાળને તેણે એ વાત કહેવા માંડી. તે દરમ્યાન લાગ જોઇને વીરમદેવ ત્યાંથી નાસી છૂટયો. એક બે સૈનિકોની તેના તરફ નજર ગઇ પણ આખરે તે રાજાનો ભાઇ હતો એટલે તેઓએ તે તરફ આંખઆડા કાન કર્યા. નાગેશ્વર પોતાના લ્હેણાની વાત કહી રહ્યો એટલે તેજપાળે કહ્યું: " એ લ્હેણું ભવિષ્યમાં કોઇ વાર વસુલ કરજો. અત્યારે તો તેને પકડી જ લઇએ." આમ કહીને તે જ્યાં બાજુમાં જુએ છે ત્યાં તો વીરમદેવ નજરે પડયો નહીં !

" છટકી ગયો શું ? " નિરાશ થઇને નાગેશ્વર બોલી ઉઠયો.

"એમજ લાગે છે. ચાલો આપણે આગળ કૂચ કરો. રોકાવાની જરૂર નથી." તેજપાળે હુકમ આપ્યો અને સૈનિકો આગળ વધ્યા.

વીરધવલની આણ ધોળકાના રાણા તરીકે વર્તાઇ ચૂકી. સ્વર્ગસ્થ રાણા વચ્ચે અને નવા રાણા વચ્ચે ધોળકાની પ્રજાએ તુલના કરવા માંડી. સૌનો એકમતે અભિપ્રાય થયો કે-" જેવા પિતા તેવો જ પુત્ર."

વીરધવળના શબના અગ્નિસંસ્કાર વખતે આખી નગરીના જનવૃન્દે હાજરી આપી. એ પ્રસંગે જ્યારે ચિતા સળગતી હતી ત્યારે એક મહા અનર્થ થયો. વીર-ધવળ પરના પૂર્ણ પ્રેમને લીધે દિવાનો બનેલો તેના

રાજમહેલનો એક નોકર "મારા રાજા ! મારા પ્રભુ !" એમ બોલતો બોલતો ચિતામાં કૂદી પડયો અને એનું અનુકરણ કરી એક બીજો નોકર પણ "આવું છું મારા શિરતાજ, આપની પાસે આવું છું" એમ બોલતો ચિતામાં કૂદવા ગયો.

તરતજ લશ્કરી ફોજે તેને પકડી લીધો અને ચિતામાં પડતો અટકાવ્યો. ચિતા ભડભડ સળગતી હતી. પહેલો નોકર તેમાં પડયો હતો તે લગભગ ભસ્તીભૂત થઇ જવાથી તેને બહાર કાઢવાનું અશક્ય થઇ પડયું.

આ બનાવે પ્રજાના શોકમાં વધારો કરી મૂકયો. જે રાજાના ક્ષુલ્લક નોકરોની પણ તેના પ્રત્યે આવી અત્યંત ચાહના હોય એ રાજાની મહત્તાની પરિસીમા જ કહેવાય. મહાન, ઉદાત્ત અને કલ્પવૃક્ષ સમા એ રાજવીનો કીર્તિ-શાળી જીવ આ અવનિમાં હવે ન હતો તેથી સૌને ભારે ખોટ પડેલી લાગી; પણ એ શોકસાગરમાં ડૂબેલી પ્રજાનું ધ્યાન ચાણુક્ય મંત્રીશ્વરે વીશળદેવ તરફ ખેચ્યું. સ્મશા-ન ભૂમિમાં સૌને ઉદ્દેશી મંત્રીશ્વરે વીશળદેવના ગુણોની પ્રશંસા કરી એને ગુજરાતની નૌકાનો કુશળ સુકાની કહ્યો. પ્રજામાં આથી કાંઇક ધીરજ આવી અને તે તક સાધીને ચાલાક નાગેશ્વરે વિજયનાદ પાડયો: "ગુજરાતની જય ! મહારાજા વીશળદેવની જય" પ્રજાએ એ નિનાદ સપ્રેમ ઝીલી લીધો.



## પ્રકરણ ૧૮ મું.

### યતિની વાંચ્છના.

વીશળદેવ ધોળકાની ગાદી ઉપર મહુંમ રાણા વીરધવળની જગ્યાએ સ્થપાયા પછી થોડાક દિવસ વહી ગયા બાદ એક વૃદ્ધ જૈન ગોરજી સહિત રાજપુરોહિત સોમેશ્વરદેવ તેની મુલાકાતે આવ્યા. વીશળદેવ સર્વ ધર્મના ધાર્મિક ગુરૂઓ તરફ માનની દૃષ્ટિથી જોતો હતો પણ આ વૃદ્ધ ગોરજી તરફ તો તેને ખાસ માનથી જોવાનું છે, એમ પંડિત સોમેશ્વરદેવે કહ્યું ત્યારે તેને અજાયબી થઇ. એની અજાયબીમાં સોમેશ્વરદેવે નીચેના વાક્યથી ઉમેરો કર્યો:

"વત્સ, તારો જન્મ આ વૃદ્ધ યતિ મહારાજને આભારી છે. તારાં માતુશ્રી રત્નાળીદેવી એની સાક્ષી પૂરશે."

"એમ?" વીશળદેવે પૂછ્યું: "કેવી રીતે મારો જન્મ એમને આભારી છે, એ કહેવા કૃપા કરો."

"રાણા વીરધવળને ઘણા કાળ સુધી મુદ્દલ સંતતિ થઇ નહતી." ગોરજીએ કહેવા માડયું: "તેમને એથી ઘણી ચિન્તા થતી હતી. આસપાસના મંત્રીઓએ અને શુભેચ્છકોએ તેમને એક વધુ રાણી પરણવા સૂચના કરી. પરંતુ ત્રણ રાણીઓને તો તેઓ પરણી ચૂકેલા હોવાથી એમનું મન ચોથી રાણી કરવા માન્યું નહીં. પંડિતરાજ સોમેશ્વરદેવ અને બીજા વિદ્વાન્ બ્રાહ્મણોએ જપ અને

યજ્ઞયાગાદિનો માર્ગ સૂચવ્યો. રાણુાએ એક મહાયજ્ઞ કરાવ્યો. એ યજ્ઞ શુદ્ધ અંતઃકરણથી કરવામાં આવેલો હોવાથી સુભાગ્યે મહીષિ રત્નાળી દેવીને ગર્ભ રહ્યો. દિવસો વહી ગયા. યથા સમયે તેને પ્રસવ થયો નહીં અને ચિહ્‌ન તો સઘળાં ગર્ભવતીનાં રહ્યાં. આ મામલો ચિન્તાજનક થઇ પડયો. દશ માસ પૂરા વીતી અગીઆરમો માસ બેઠો; બારમો, તેરમો અને એમ પંદર માસ થઇ ગયા પણ પ્રસવ થયો નહીં. આમ કેમ! આનું કારણ શું! રાજેન્દ્રે જ્યોતિષશાસ્ત્રીઓને એકઠા કર્યા; ગ્રહશાન્તિ કરાવી પણ કોઇ ઉપાયે પ્રસવનાં ચિહ્‌ન જણાયાં નહીં. એમ કરતાં કરતાં વીસ મહિના થવા આવ્યા. રાણી રત્નાળીદેવી હવે તો મુંઝાઈ ગઇ; ગર્ભમુક્ત ન થવાથી તેને અતિકષ્ટ થવા માંડયું. હવે જીવવું શા કામનું? આવો વિચાર પોતાના મનમાં કરીને આપઘાત કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેની આસપાસની દાસીઓમાંથી એકે તેને સકળ ભારત વર્ષનાં તમામ તીર્થ સ્થળોની યાત્રા કરવાનો વિચાર સુઝાડયો. રાણીને લાગ્યું કે એ ઠીક વિચાર છે. કદાચ એકાદ તીર્થસ્થાનમાં આપઘાતનો યોગ મળી શકશે. રાણીએ તેથી રાજેન્દ્રને તીર્થયાત્રા કરવા જવાની પોતાની ઇચ્છા દર્શાવી. એક નાના સરખા રિસાલા સાથે રાણીને તેણે તીર્થયાત્રાની પરવાનગી આપી. પ્રારંભ નર્મદા તટનાં તીર્થસ્થાનોથી કરવામાં આવ્યો. ચાણોદ કન્યાળી તરફ જતાં માર્ગમાં ડભોઇ નજદીક તેગા નામના એક નાના સરખા ગામડા આગળ રાણી રત્નાળી દેવીનો રિસાલો પહોંચ્યો ત્યારે રાણીને અસહ્ય દરદ થવા માંડયું. એ વખતે સાયંકાળ પડી ગઇ હતી. એટલે રિસાલાએ ગામને પાદરે પડાવ નાંખ્યો અને રાત વીત્યા પછી પ્રાતઃકાળે ત્યાંથી આગળ પ્રયાણ કરવું એમ કરાવ્યું.”

“રાજેન્દ્ર” ગોરજીએ વીશળદેવને ઉદ્દેશીને કહ્યું:

" માનવીનો જીવ જ્યારથી ગર્ભમાં હોય છે ત્યારથી જ તેના ગ્રહોનો યોગ શરૂ થાય છે. એ શરૂઆત જન્મ પછીજ થાય છે એમ ન માનવું. તમે વીસ માસથી તમારી માતાના ઉદરમાં તપ સેવ્યું હતું. તમારા અનીષ્ટ ગ્રહોનું બળ તેથી કમી થયું હતું અને શુભ ગ્રહોનું જોર વધવા માંડયું હતું. તેગા ગામને પાદરે જ્યાં તમારાં માતુશ્રીના રિસાલાનો પડાવ હતો તે ગામમાં મારો કામચલાઉ વસવાટ હતો. તે રાત્રિને વખતે અચાનક પાદરમાંથે હું પસાર થતો હતો. મેં તે વેળા કોઇ સ્રીના આર્ત્તનાદ સાંભળ્યા. તપાસ કરતાં તે મહીષિ રત્નાળી દેવીના હતા, એમ જણાયું. મેં પૂછપરછ કરી અને તમામ હકીકત જાણી લીધી. તરતજ મેં મારી વિદ્યાનો પ્રયોગ અજમાવ્યો. ધ્યાન ધરતાં, રાણી મેલી વિદ્યાના પ્રભાવથી કષ્ટાય છે એમ મને માલુમ પડયું. "

" મેલી વિદ્યા ? " વીશળદેવે પૂછ્યું.

" હા. મંત્રતંત્રના સાધકો ઘણીવાર પોતાના મંત્ર-બળથી ગર્ભિણીઓના ગર્ભ થંભાવી શકે છે. મંત્રોનો એ દુરૂપયોગ છે; પણ તે રીતે તેમને સાધનારાઓ પડયા છે, માટે તેને મેલી વિદ્યા કહેવામાં આવે છે. પણ એ મેલી વિદ્યાનો પ્રતિકાર હમેશાં યુક્તિપ્રયુક્તિથી થઇ શકે છે. રાજન્ ! તમારાં માતુશ્રીની પીડા જોઇને મેં તેમને ઉગા-રવાનો અને પીડામુક્ત કરવાનો ઠરાવ કર્યો. "

" ધન્ય ! " વીશળદેવથી બોલી જવાયું.

" નહીં. એવું કાંઇ ન બોલશો. અમારા જેવાઓનો જે ધર્મ છે તે બજાવવાનેજ હું તત્પર થયો. મેં યોગ વિદ્યાના પ્રભાવથી શોધી કાઢયું કે, મેલો પ્રયોગ કેવી રીતે અજમાવવામાં આવેલો છે." ગોરજીએ કહ્યું: " કોઇકે અડદનું પૂતળું બનાવીને તેના પર મંત્રતંત્ર અજમાવીને માટીના એક ઘડામાં ઘાલ્યું હતું અને તે પૂતળા સમેત તે ઘડો જમીનમાં ઉંડાણમાં દટાવ્યો હતો. જ્યાં સુધી તે

ઘડો તે જગ્યાએ દટાયલો રહે ત્યાં સુધી ગર્ભિણીને પ્રસૂતિ થાય નહીં, એવો એનો પ્રભાવ હતો—"

"અરર ! એવું દુષ્કર્મ કોણે કર્યું હશે ?" વીરાળદેવે પૂછ્યું.

"અભિલાષી એક બાતકો, તામે હોત વિરોધ, એવું એક જણે કહ્યું છે." ગોરજીએ જવાબ દીધો: "રાણીને પ્રસૂતિ થાય અને તેનો પુત્ર ભાવી રાજા થાય એ જેઓને ગમતું ન હોય અને પોતાનાં સંતાનના રાજપદની જેમને અભિલાષા હોય તેઓ સિવાય આવું કામ કોણ કરાવે ?"

"હં. હવે સમજાયું."

"જે સમજ્યા હો તે મનમાં રાખજો; કારણકે અદ્યાપિપર્યંત મર્હુમ રાણાએ કોઇને આ માટે સ્વમુખે દોષિત કહ્યાં નથી." સોમેશ્વરદેવે કહ્યું.

"રાણાશ્રીના ઉદાર સ્વભાવનો એ પુરાવો છે" ગોરજીએ કહ્યું: "આ કાર્ય જેઓએ કર્યું હઈ તેઓને પાછાં પાડવા માટે મેં તરતજ યુક્તિ પ્રયોજી. તત્કાળ મેં તે રિસાલાના મુખ્ય માણસને એક દાસી સાથે વિદાય કર્યો અને તેની સાથે વધાઈ દેવરાવી કે—મહીષિ રત્નાળી દેવીને પુત્ર પ્રસઽ્યો છે"

"ખોટી વધાઇ ?" વીરાળદેવે પૂછ્યું.

"હા. તદ્દન ખોટી. આ એક યુક્તિ હતી અને તેમાં મેલી વિદ્યાને ફોકટ બનાવવાનો હેતુ હતો. એ હેતુ તરતજ પાર પડયો. રાણીના રિસાલાનો મુખ્ય માણસ અને દાસી રાણીના મુકામેથી ગયાં તે પછીને બીજે દિવસે પ્રાતઃકાળમાં ૮ વાગે, રાજન્ ! તમારો જન્મ થયો !"

"મેલી વિદ્યા વ્યર્થ જવાથી ?" વીરાળદેવે પૂછ્યું.

"હા." ગુરૂદેવ સોમેશ્વરે કહ્યું: "યતિ મહારાજે એ બાબત મારી સમક્ષ અને મંત્રીશ્વર વસ્તુપાળ સમક્ષ પુરવાર કરી આપી હતી. કેવી રીતે તે હું આપને કહું.

રાણીનાં બે માણસોએ પ્રાતઃકાળમાં છ વાગ્યાના અરસામાં ધોળકે આવી પહોંચીને વધાઇ આપી કે, યૂવરાજનો પ્રસવ થયો છે અને રાણી રત્નાળી દેવીની તબીઅત ઘણી સારી છે. આથી રાણા વીરધવળને અતિશય હર્ષ થયો. પુત્રરત્નના જન્મની ખુશાલીમાં તેમણે ઘેરઘેર સાકર વહેંચાવી, ગરીબોને અન્ન-વસ્ત્ર આપ્યાં, કારાગ્રહમાંનાં કેદીઓને બંધનમુક્ત કર્યા અને શહેરમાં મોટો તહેવાર ઉજવાવ્યો. આ વખતે કોઇને ખેદ નહીં થયો હોય એમ અમારૂ માનવું હતું પણ વસ્તુતઃ તેમ ન હતું. ગોરજી મહારાજે કહ્યું છે તેમ, કોઇક દ્વેષી અભિલાષીઓ જેમણે મંત્રતંત્રને પ્રભાવે દુષ્કર્મ કર્યું હતું તેઓને પોતાનો પાસો અફળ નીવડયાથી ચિન્તા થઇ અને તેઓએ તેને પરિણામે એક એવું પગલું ભર્યું કે જે તેમને પોતાને જ ઘાતક નીવડયું."

"એ શું પગલું હતું?" વીરાળદેવે પૂછયું.

ગોરજીએ જવાબ દીધો: "જે માટીનો ઘડો જમીનમાં દાટવામાં આવ્યો હતો તેને પવનનો સ્પર્શ થાય, તો આ મેલી વિદ્યાનો પ્રયોગ અફળ થાય, એવું હું જાણતો હતો. જમીનમાંના ઘડાને પવનનો સ્પર્શ કેમ કરાવવો? ખાડો ખોદનારાઓનેજ તે ખાડામાં પાડવાના ઈરાદાથી મે પુત્ર-જન્મની ખોટી વધાઇ મોકલ્યાથી જેઓએ ઘડો દટાવ્યો હતો તેઓએ તે ઘડાવાળે સ્થળે જઇને તપાસ કરી જોઇ. તેઓએ કોદાળી વતી તે સ્થળનું ખોદ કામ કર્યું; તેમના કમનસિબે કોદાળી ઘડાને વાગી જેથી તે ફુટી ગયો અને જ્યારે ખાડો ખુલ્લો થયો ત્યારે અડદના પૂતળાને પવનનો સ્પર્શ થયો. તેજ પળે મહીષિ રત્નાળીદેવીને પ્રસવ થયો."

"આ બધું આપે કેવી રીતે જાણ્યું?" વીરાળદેવેપૂછયું.

"મેં તો યોગ વિદ્યાથી તેઓનાં આ કામની વાકેફ-ગારી મેળવી; પણ પછીથી મેં જાતે ધોળકે આવીને ગુરૂ-દેવ તથા મંત્રીશ્વરને બંનેને તે સ્થળે લઈ જઇને ખાડો, ભાંગેલું માટલું, અડદનું પૂતળું વગેરે બતાવ્યાં હતાં."

" એમનું કહેવું બરાબર છે, " સોમેશ્વરદેવે કહ્યું: " એમણે રાજમહીષિની આ સેવા બજાવી એમ છતાં પણ એના બદલામાં એક રાતી બદામ પણ લીધી ન હતી. અદ્યાપિપર્યંત, વત્સ, તારો જન્મ તેમને આભારી હોવા છતાં, તેમણે તે બદલ કશું જ લીધું નથી. અમે તે વખતે એમને જ્યારે ઘણો આગ્રહ કર્યો હતો ત્યારે તેમણે કહ્યું હતું કે—આ કુમાર રાજગાદીએ આવ્યા પછી જો મને ઈચ્છા થશે તો માગીશ. "

"બેશક, તેઓ જે માગશે તે આપવા હું તૈયાર છું." વીશળદેવે કહ્યું.

" રાજમાતાએ ગઈ કાલે મને કહેવરાવ્યું હતું કે—આ ગોરજીને બોલાવો અને તેઓની વાંચ્છના શી છે તે જાણી લ્યો. મેં તેમને બોલાવ્યા છે. "

" કહો, હું આપનું શું પ્રિય કરૂં ? " વીશળદેવે યતિને પૂછ્યું.

" જૈન સાધુઓ, જૈન દેવ મંદિરો અને જૈન પ્રજાનું આપે રક્ષણ કરવું. બસ એજ મારૂં પ્રિય. " ગોરજીએ કહ્યું.

" એમાં તો આપે કશું જ ન માગ્યું. " સોમેશ્વરે કહ્યું: " કારણ કે, આ આજ્ઞા તો મર્હુમ રાણાની હતી જ અને નવા રાણાએ તેમની તમામ આજ્ઞાઓ પાળવાનો ઢંઢેરો પીટાવી દીધેલો છે. માટે આપ બીજું કાંઇ માગો."

ગોરજીએ કહ્યું: " વીશળદેવનો જન્મ ડભોઇ કસ્બામાં થયો છે. તેમનું બાળપણ તે કસ્બામાં વીત્યું છે. માટે ડભોઇની કાંઇ નામના તેઓ કરે, એ સિવાય મારે બીજું કાંઇ માગવાનું નથી. "

વીશળદેવ આ યતિની નિ:સ્વાર્થી વૃત્તિથી બેશક ચકિત થયો. પણ તેની બીજી માગણીએ તેના મનમાં નવા અભિલાષ જગાડયા. તેણે જવાબ દીધો: " આપની એ વાંચ્છના હું પૂરી કરીશ. મારા જન્મસ્થાનની મહત્તા હું વધારીશ. "

## પ્રકરણ ૧૯ મું.

---

## વીરમતીનો પડકાર.

---

" માતુશ્રી, અત્યારે એ સવાલમાં કાંઇ કરવું મને સલાહકારક લાગતું નથી."

" કારણ ?"

" મંત્રીશ્વર કદાચ તેથી નારાજ થાય."

" પુત્ર, રાજાએ પોતાના મંત્રીઓની નારાજીથી બ્હીને ન્યાયને તિલાંજલી દેવી જોઇએ કે ?"

" આમાં ન્યાય તો થઇ ગયો છે."

" એ ન્યાય ન હતો. માત્ર છળબાજી હતી. મંત્રીની મુત્સદ્દીગિરી હતી."

" માતુશ્રી, એ સંબંધમાં મારા મનનું સમાધાન થવું જોઇએ."

" તે સમાધાન હું કરી આપું."

આ વાતચીત ધોળકાના નવા રાણા વીરધવળદેવ અને તેનાં માતુશ્રી રત્નાળીદેવી વચ્ચે થતી હતી. વાતચીતનો મુદ્દો સિંહમામાની દેશપારી રદ કરાવવાનો હતો. મંત્રી વસ્તુપાળે પ્રથમ એ દેશપારી એક વર્ષ માટે જ ઠરાવી હતી પણ પછીથી તે મુદત તેણે રદ કરી હતી. એટલે

સિંહમામો ક્યાં સુધી દેશપાર રહેશે એનો કશો નિયમ ન હતો. આ વસ્તુસ્થિતિ રત્નાળીદેવીને ખૂચી. પોતે રાજમાતા હોય તે દરમ્યાન પોતાનો ભાઇ દેશપાર રહે, એ તેને લાંછન રૂપ લાગ્યું. આથી તેણે આ બાબતમાં તજવીજ કરી. અત્યારે તેણે વીરધવળદેવને પોતાની સમિપ બોલાવ્યો તે અગાઉ નાગેશ્વર મારફત ઘણી તજવીજ કરી હતી. ઘણીજ ગૂંચવાળી તથા ભેદી બાબતોનાં રહસ્ય સમજી ચૂકી હતી. તેને ખાત્રી થઇ હતી કે, સિંહદેવની દેશપારી મંત્રીશ્વરે ફક્ત પોતાને અણગમતી એક વ્યક્તિને દૂર રાખવા માટેજ કરી છે. આથી તેણે દેશપારીનો હુકમ દૂર કરાવવા માટે વીરધવળદેવને પોતાની પાસે બોલાવ્યો હતો.

વીરધવળદેવે અદ્યાપિપર્યન્ત કદીયે મંત્રીશ્વરની વિરૂદ્ધ કોઈ પગલું ભર્યું નહતું. ગુરૂદેવ સોમેશ્વર પંડિતે વીરધવળદેવને એવું શિક્ષણ આપ્યું હતું કે, એક ડાહ્યા રાજાએ પોતાના પ્રધાનની ખફગી વહોરી લેવી નહીં; કારણ કે, રાજ્યની ખાંચખૂંચથી તે પૂરી માહિતગિરી ધરાવતો હોવાથી કોઈવાર એવા પ્રપંચસંચમાં રાજાને પૂરી દે કે જેથી રાજ્ય પર અને રાજા પર ભારે જોખમ આવી પડે. સોમેશ્વર પંડિત હંમેશાં એક મંત્રીને ઉંડાં મૂળવાળા એક વડના ઝાડ સાથે સરખાવતા. એ વડનું ઝાડ જેમ બહાર પુષ્કળ ફેલાયલું હોય છે તેમ તેનાં ઉંડાં મૂળીઆંને લીધે તે જમીનમાં પણ ખૂબ ફેલાયલું હોય છે. તેને ઉખાડવા મથવું એટલે આખીયે વિશાળ વિસ્તારની જમીન ઉખાડવા બરાબર થઇ પડે અને તેવી જમીન ઉખડતાં તેની સીધી સપાટી અસ્તવ્યસ્ત થઈ જાય. રાજ્યને આવી હાલતમાં મૂકી દેવાનું જોખમ બનતા સુધી ડાહ્યા રાજાએ ખેડવું નહીં, એવી સોમેશ્વર પંડિતની સલાહને વીરધવળદેવ યથાશક્ય અમલમાં મૂકવા ચાહતો હોવાથી જ્યારે તેની માતાએ તેને સિંહદેવની દેશપારીનો હુકમ, મંત્રીની

મરજી વિરૂદ્ધ, રદ્દ કરવા સૂચના કરી, ત્યારે આ પ્રકરણને મથાળે આપેલી વાતચીત મુજબ, વીશળદેવે આનાકાની કરી હતી. પણ તેની માતાએ આજ દૃઢ નિશ્ચય કર્યો હતો કે, સિંહદેવ સામેનો હુકમ રદ્દ કરાવવો. તેથી વીશળદેવે જ્યારે પોતાની માતાને કહ્યું કે–મંત્રીની મુત્સદ્દીગિરી સંબંધમાં મારા મનનું સમાધાન કરી આપો, ત્યારે તેની માતાએ તે સમાધાન કરી આપવા હા પાડી.

તેણે પોતાની એક દાસીને બોલાવીને કહ્યું: "મારી નાનકડી કાળી પેટી લાવ."

સીસમના લાકડાની સુન્દર કોતરકામવાળી એક નાનકડી પેટી તે દાસી લાવી.

રત્નાળીદેવીએ પોતાનાં કંઠમાંના એક કાળા દોરા સાથે બાંધેલી સોનાની કુંચીથી તે પેટી ખોલી અને એક પત્ર કાઢીને વીશળદેવના હાથમાં મૂકયો.

એ પત્રનો મજકુર વાંચીને વીશળદેવ આશ્ચર્યચકિત થઈ ગયો. જબલપૂરના રાણાની પુત્રી વીરમતી જેની સાથે વીરમદેવનું લગ્ન થયું હતું પરંતુ જે કદી સાસરે નહીં આવતાં પોતાને પીયર રહેતી હતી તેનો તે પત્ર હતો. તેમાં નીચે મુજબ લખેલું હતું:–

"પરમ પૂજ્ય સાસુજી,

આપનો સંદેશો મળ્યો. આપને સાસુજી તરીકે ગણવા હું કબૂલ છું; પણ જેની સાથે મારો હથેવાળો મેળવાયો છે તેને તેનાં લક્ષણો જોતાં હું પતિ તરીકે માનવા તૈયાર નથી તેથી આપની આજ્ઞા માનવા મારૂં હૃદય ના પાડે છે.

મને શક છે કે, આપના બીજા પુત્રે બાળપણમાં ક્ષત્રાણીનું સ્તનપાન કર્યું નહીં હોય; કારણ કે ક્ષત્રાણીનું દૂધ પીનાર કદી પર સ્રી તરફ નજર સુદ્ધાંત નાંખે નહીં; તો પરસ્રી સાથે ખરાબ વર્તન રાખેજ કયાંથી ?

આપના રાજ્યમાં આપના ભાઇ સિંહદેવજીને લગતો જે મુકર્દમો ચાલ્યો હતો, તેમાં સદ્ભાગ્યે હું અને મારા પિતાશ્રી હાજર હતા. એ મુકર્દમાનો જે ચુકાદો આપના ખટપટી મંત્રીએ આપ્યો તે લુચ્ચાઇથી ભરપૂર હતો. કોટવાલે જે પુરાવો રજુ કર્યો હતો તે તમામ ખરો હતો એમ મારૂં અને મારા પિતાનું અંતઃકરણ માને છે. આથી તે ચુકાદા મુજબ જગતની નજરમાં આપના બીજા પુત્ર ભલે નિષ્કલંક ઠર્યો છે પણ અમારાં અંતઃકરણ છેતરાશે નહીં. અમારાં અંતઃકરણનો ચુકાદો છે કે—વીરમગામનો ધણી પરસ્ત્રીલંપટ છે; અન્યાયી છે; દંભી છે; એટલુંજ નહીં પણ શૂરા ક્ષત્રિઓને છાજતા લડાઇના નિયમોનું લગીરે પરિપાલન કરી શકતો નથી. તેના ગામમાં સિંહદેવજી જેવા શૂરવીર ક્ષત્રીનું જવું થતાં અચિંતો તેમના ઉપર પાંચ સાત માણસોનો હુમલો કરાવવામાં ક્ષાત્રપ્રકૃતિની તમામ હદ ઉલ્લંઘવામાં આવી હતી. એ હુમલો વીરમગામના ધણીએજ કરાવ્યો હતો એમ અમારાં અંતઃકરણ માને છે.

આ હકીકત જોતાં, હું એવા નિર્ણય ઉપર આવી છું કે, મારે વીરમગામ જવું નહી. આપ આજ્ઞા કરો છો કે આપના બીજા પુત્રનું મારે ઘર માંડવું પણ જે ક્ષત્રિય નથી એમ મને ખાત્રી થઇ ચુકી છે અને જેનામાં નામર્દાઇ સિવાય બીજાં કોઇ લક્ષણોની પ્રતીતિ થતી નથી તેવાને 'પતિ' ગણી તેની સાથે ઘર માંડવું એથી જગતમાં નામર્દનો વંશ વધારવાનું પાપ વહોરવા બરોબર છે. એવું પાપ આ જન્મમાં હું નહીં વહોરૂં. આપની આજ્ઞાનો આથી હું સાવનય અનાદર કરૂં છું.

લી. વીરમતી."

વીરાળદેવ આ પત્ર વાંચી રહ્યો એટલે તેની માતાએ તેને પૂછ્યું: "તારા મંત્રીશ્વરના ચુકાદા ઉપર વિશ્વવૃન્દના ન્યાયાલયનો ચુકાદો વાંચ્યો કે ?"

રાજાનું મુખચન્દ્ર ગંભીરતા ધારણ કરી રહ્યું. રાજમાતાએ એ ભાવ નિરખીને કહ્યું: "પુત્ર, જે સંબોધન હું તને કરી શકું તેમ છું તે વીરમને કરતાં મને પણ લજ્જા ઉપજે છે !"

વીશળદેવ ચોંકયોઃ "હેં ? શું એની પત્નીના પત્રમાં જે શંકા ઉઠાવવામાં આવેલી છે તે ખરી છે ?"

મ્લાનમુખે રાજમાતાએ જવાબ દીધો:

"હા. તારા જન્મ પછી એક વર્ષે વીરમનો જન્મ ધોળકામાં થયો હતો. અંતપુરમાં ખટપટો થતી હોવાથી તને લઇને હું ડભોઈમાં રહેવા આવી હતી. તને ડભોઇમાં મેં મારે હાથે ઉછેર્યો હતો અને વીરમને ધોળકામાં એક દાસીના હાથે ઉછેરવા સોંપ્યો હતો—"

વીશળદેવ એકદમ ઉભો થઇ ગયો. કાને હાથ દેતો તે બોલ્યો: "માતા, બસ કરો. બસ કરો. એ ઇતિહાસ હવે મારે સાંભળવો નથી. આપની આજ્ઞા હું શિરોધાર્ય કરૂં છું. સિંહમામાની દેશપારીનો હુકમ રદ્દ કરાવું છું પણ વીરમતીના કડક પત્ર માટે હું તેની સામે પગલાં લેવા માગું છું."

"શાં પગલાં ?"

"વીરમની વહુ તરીકે તે ઘર માંડે એવી ફરજ તેને પાડવાનાં."

"તે ચોખ્ખી ના પાડે છે તેમ છતાં પણ ?"

"હા કારણ કે, વીરમ આપની કૂખે જન્મેલો છે એ નક્કી છે."

"પરંતુ દુર્ભાગ્યે જન્મથી જાત સાબીત થતી નથી પણ માણસનાં કર્મ બોલે છે, એ સત્ય તેના દાખલામાં તરી આવ્યું છે તેનું શું ? વળી તને ખબર છે ?

સિંહણુ ના વશ થાય
જોર જુલ્મ કે ધાકથી;
ગજવે ધરણી ધરાય
નિજ બળ ને નિજ હાકથી.
રણચંડી જે હોય
વિલાસીને વાંચ્છે નહી;
શૌર્ય શીયળ જ્યાં રહોય
પાપી હૃદય ઉભે નહીં !

આથી વીરમ અને વીરમતી એ બેનો મેળ મેળવવાની તજવીજ કડક પગલાંથી નહીં પણ શાંતિથી, યુક્તિ પ્રયુક્તિથી અને ધૈર્યથી કરવાની જરૂર છે. પુત્ર, આવાં કાર્યોમાં સ્ત્રી–જાત વધારે સફલતા મેળવી શકે માટે મારી સલાહ છે કે, તારી પત્ની સૂળમથીને બોલાવીને તેનો અભિપ્રાય પૂછીએ. ”

વીશળદેવ વિચારમાં પડી ગયો. રાજમાતાએ કહેલા શબ્દોથી તેના હૃદયસાગરમાં ખૂબ ખળભળાટ થઇ રહ્યો. એક બાજુ પોતાનો ભાઇ નિર્માલ્યતા બતાવી રહ્યો છે; પોતાની ઉપર એણે અનેક અપકારો કરેલા છે; એમ છતાં આખરે તે પોતાનો ભાઇ છે અને બીજી બાજુ તે ભાઇની સિંહણુસમી સ્ત્રી છે જે તેનો પતિ તરીકે સ્વીકાર કરવા ના પાડે છે. એક સાચા ક્ષત્રિયની સ્ત્રી તેને જો પતિ તરીકે સ્વીકારે નહીં તો તે સાચો ક્ષત્રિય પોતાનું પરાક્રમ બતાવીને તેને તેની ફરજ પાડે પણ દુર્ભાગ્યે અહીં તો માતાના મુખના એકરારથી એમ જણાય છે કે ક્ષત્રાણીની કુખે ઉત્પન્ન થવા છતાં પણ

ગોલી ગોલાઓનાં પાસાંમાં વીરમ ઉછર્યો હતો અને તેણે દાસીના સ્તનનું પાન કર્યું હતું. પરીણામે અન્ન તેવો ઓડકાર એ કહેવત મુજબ તે નમાલો નીવડયો છે. વીરમગામના મુકર્દમામાં વીશળદેવ પણ હાજર હતો. એણે પોતે પણ તમામ સાક્ષીઓ સાંભળ્યા હતા. કોટવાલ તરીકે પોતાના પ્રિયમિત્ર નાગેશ્વરે જે કાંઇ છાપ પાડી હતી તે ઉપરથી તો હર કોઇને એવી સાબિતી ચોખ્ખી મળતી હતી કે વીરમદેવ જરૂર વ્યભિચારી છે અને તેણે સિંહદેવ ઉપર છુપી રીતે હુમલ્લો કરાવ્યો હતો. પણ મંત્રીશ્વરે ચુકાદો જુદીજ તરેહનો આપ્યો અને તેમાં વીરમદેવની એકલાનીજ સાક્ષી ઉપર વજન મૂકયું. શા માટે? બનવા જોગ છે કે રાજકુટુંબની આબરૂ હલકી ન પડે એટલા માટે મંત્રીશ્વરે તેમ કર્યું હોય. મંત્રીશ્વરના ચુકાદાને આથીજ માતાએ અન્યાયી કહ્યો છે. ખરેખર ચુકાદો તો અન્યાયી હતો પરંતુ રાજકુટુંબની ઇજ્જત રક્ષનારો હતો. પણ એ ઇજ્જત વીરમતી જેવી સિંહણ આગળ નથી રહી શકી. એણે "એક મગની બે ફાડ" કરી દીધી છે. એણે બહુ ખુલ્લી રીતે કહી દીધું છે કે એનું હૃદય શું માને છે? આ વસ્તુસ્થિતિમાં એના પર ફરજ પાડવી શું વ્યાજબી છે કે—એણે વીરમનો સ્વીકાર કરવો?

માતાએ કહેલો સોરઠો વીશળદેવના કાનમાં ગુંજી રહ્યો: "સિંહણ ના વશ થાય, જોર જુલ્મ કે ધાકથી." જો એમ છે તો મારે હવે મારા ભાઇનું શ્રેય કઇ રીતે કરવું? મંત્રીશ્વરે અન્યાયથી તેનું શ્રેય કર્યું. એ શ્રેય ટકી શકયું? ના. અન્યાયથી અને અસત્યથી થયેલું શ્રેય કદી પણ ટકી શકતું નથી. પાપ મોભે ચઢીને પોકાર કરે છે. પુન્યશીલ હમેંશા પ્રતિભા પાડી શકે છે. આથી જો મારે ભાઇનું શ્રેય કરવું હોય તો અન્યાયને પંથે નહીં—ન્યાયને પંથેજ કરવું જોઇશે.

વળી તેને માતાનો સોરઠો યાદ આવ્યો: "રણચંડી જે હોય વિલાસીને વાંચ્છે નહીં. શૌર્ય શીયળ જ્યાં રહોય, પાપી–હૃદય ઉભે નહીં." વીરમદેવને એની પત્ની–શીલવતી અને સાચી રજપૂતાણી પત્ની ન સ્વીકારે એમાં શું આશ્ચર્ય? હૃદયથી આપણે જેને ધિઃક્કારીએ, તેનો પડછાયો પણ આપણને ગમતો નથી. જેને કુલ ભૂષણ વ્હાલું છે; જે પાપ માર્ગે કદી જતી નથી; તેને વ્યભિચારી અને નામર્દનો પડછાયો પણ ન ગમે એમાં શી નવાઈ?

વીશળદેવનું હૃદય કહેવા લાગ્યું કે–વીરમતીપર ફરજ પાડવાનાં પગલાં લેવાનો વિચાર માડી વાળવો જોઇએ. પણ વળી એના દિલમાં વીરમ પ્રત્યે 'ભાઇ' તરીકેનો ઉમળકો ધાઇ આવ્યો. તે ગણગણ્યો: "પણ મારો ભાઇ?"

આ શબ્દો તે બોલ્યો એટલે જાણે કોઇક જવાબ આપતું હોય તેમ પાછળથી મંજુલ સ્વરે બોલ્યું: "ન્યાયી અને શૂરો રાજા સગપણને કદી રોતો હશે કે?"

વીશળદેવે પાછળ જોયું તો પોતાની પત્ની મૃણ્મયીને તેણે ઉભેલી દીઠી. માતા જે આસનપર બેઠી હતી તે આસન તરફ તેની નજર જતાં તેણે તે ખાલી દીઠું. પત્નીને મોકલીને માતા વિદાય થઇ છે.

વીશળદેવે મૃણ્મયીના પ્રશ્નનો જવાબ દેતાં કહ્યું: "રાજાઓથી કેવળ ભાવનાઓ વડે રાજ્ય ન ચલાવી શકાય."

"દેવ!" મૃણ્મયી બોલી: "દાસીની ધૃષ્ટતા માટે ક્ષમા કરશો. પણ ભારતવર્ષના જે મહાન્ રાજવીઓએ ભાવનાઓને પોતાના રાજ્યોમાં પ્રતીત કરી છે તેમનાં નામ અમર રહી ગયાં છે. ભગવાન રામચંદ્રજીનું 'રામ રાજ્ય' વર્ષો પૂર્વે ગઇ ગયું. આજ તેનાં ગુણગાન ગવાય છે. માતા સીતાજીનો શીયળનો મહાન ગુણ ઝળકાવવા

માટે, ફક્ત એક ધોબીના બોલ ઉપરથી શ્રી રામચંદ્રજીએ તેમનો ત્યાગ કર્યો. સોનું કસોટીથી આખરે સોનું જ નીવડ્યું. સમસ્ત ત્રિભુવનને માતા સીતાજીએ અગ્નિદેવની સાક્ષીથી સાબીત કરી આપ્યું કે-ધોબી જુઠો હતો. ભાવનાની સિદ્ધિ એનું નામ. પ્રભુ રામચંદ્રજીએ જો સીતાદેવીનો ત્યાગ કર્યો ન હોત તો જગત શીલવતીનો પ્રતાપ જાણી શક્ત કે ? અગ્નિમાં પડવા છતાં પણ શીલવતીને ઉની આંચ આવતી નથી એ સત્યભાવના એ ત્યાગ–પ્રકરણમાંથી પૂરવાર થઇ છે. મહારાજા હરિશ્ચંદ્ર, પરદુઃખભંજન પ્રતાપી વિક્રમાદિત્ય—એ રાજવીઓએ પોતાનાં રાજ્યમાં ભાવનાઓનેજ ઉતારી હતી. ગુર્જરેશ્વર ! આપને તે મહાત્માઓનું અનુકરણ કરવાનું છે. ”

વીશળદેવનું અંતઃકરણ મૃણમયીના શબ્દો સાચા હોવાનું કહેવા લાગ્યું પણ તેમ છતાંયે તેના એક ખુણામાં હજી એક તીણો પોકાર ઉઠતો રહ્યો કે-“ શા માટે ભાઈનું શ્રેય કોઇ પણ ઉપાયે ન કરવું ? ” તે અવાક રહ્યો એટલે મૃણમયીએ કહ્યું: “ આપના અંતર્‌માં હજીયે ‘ભાઇ’ રહ્યો છે. આપની એના પ્રત્યેની મમતા માટે જોકે આપને હું મુબારકબાદી આપુ છું પણ એ ‘ભાઇ’ ના પાપનું આભ ફાટ્યું છે ત્યાં થીંગડું શી રીતે દેશો? પ્રકૃતિ પ્રાણાન્તે પણ જતી નથી એમ કહેવાય છે, તેની પ્રતીતિની વાર્તા આપ શાન્તિપૂર્વક સાંભળી શકશો, કે જેમાંથી આપના એ ‘ભાઇ’ સંબંધી વીરમતીને હડહડતો ક્રોધ વ્યાપ્યો છે તેની સાબિતી મળશે ? ”

“ શું ” વીશળદેવે પૂછ્યું: “ એ બેનો મેળાપ થઇને તેનું કાંઇ દુષ્કર પરિણામ આવ્યું છે ? ”

“ કંઇક એવું બન્યું છે. ”

“ તું ક્યાંથી જાણે ? ”

"આપને હું તે સમજાવું છું" એમ કહીને મૃણ્મયીએ પોતાની એક દાસીને હાંક મારી. દાસી આવતાં તેણે તેને હુકમ આપ્યો. "પેલા શ્વેત આચ્છાદનવાળા જાસુસને મોકલ."

થોડીક વારે તમામ સફેદ કપડાં પહેરેલી એક વ્યક્તિ ત્યાં આવી પહોંચી. તેનું મ્હોં એક સફેદ કપડાથી ઢંકાયલું હતું. પણ તેની આંખો તે કપડાનાં બે બાકોરાંમાંથી ચમકતી હતી. વીશળદેવને વંદન કરીને તે વ્યક્તિ ઉભી રહી.

"રાજમાતાએ આજથી એક પખવાડીઆ ઉપર તેમને જબલપૂર મોકલ્યા હતા કે ?" મૃણ્મયીએ તે વ્યક્તિને પૂછ્યું.

"હા."

"શા માટે ?"

"શ્રીમતી વીરમતી ઉપર હું એક સંદેશો લઇ ગયો હતો."

વીશળદેવે આ વખતે અધવચ્ચ બોલ્યો: "સબૂર આ......તો......"

"દેવ ! આપ સાંભળ્યા કરો." મૃણ્મયીએ તેને બોલવા ન દેતાં તે વ્યકિત સાથેની વાત આગળ ચલાવી: "એ સંદેશો કેવા પ્રકારનો હતો ?"

"રાજમાતાએ તેમને કહેવરાવ્યું હતું કે ઘણા વખતથી તેઓ પાચર રહે છે તો હવે તેમણે સાસરે પધારવું. એક મુહૂર્ત તેઓ પોતે નક્કી કરે તે દિવસે વીરમદેવજી તેમને તેડવા આવશે. રાજમાતાએ મારી સાથે મૂલ્યવાન વસ્રો, આભૂષણો ઇત્યાદિ મોકલેલાં તે મેં શ્રીમતી વીરમતીને ચરણે ધર્યાં હતાં."

"તમે સંદેશો કહ્યા પછી શું બન્યું ?"

"એ ક્ષત્રાણીએ મારો સંદેશો શાંતિપૂર્વક સાંભળ્યો. વસ્ર આભૂષણો વગેરે જોયાં, પોતાની એક દાસીને તેણે

બોલાવી અને એ વસ્તુઓમાંથી એક ચણીઓ, એક ચોળી અને એક જોડ ચુડીઓ ઉઠાવીને દાસીને બતાવતાં રમુજ કરી: 'કેવી સરસ ચીજો છે? એક રૂમાલમાં બાંધી રાખ.' દાસીએ તે પ્રમાણે કર્યું. એ પછી મારા તરફ વળીને તે ક્ષત્રાણીએ કહ્યું: 'સંદેશ વાહક! જોષી પાસે મેં મુહૂર્ત પૂછાવી મૂકેલું છે. આજે જ એ શુભ દિવસ છે. જે મને તેડવા આવનાર છે તે ક્યાં છે?' મેં જવાબ દીધો: "વીરમગામમાં." તેણે કહ્યું: એને અહીં બોલાવો. મને આ સાંભળીને આનંદ થયો. કેવું જલ્દીથી આ કામ પાર પડયું? અહા! કેવી વિનયવતી, કેવી કહ્યાગરી અને કેવી ડાહી! આમ વિચાર કરીને મેં તરતજ વીરમગામથી શ્રીમાન્ વીરમદેવજીને બોલાવવાનો બંદોબસ્ત કર્યો. તે સાંજે તેઓ જબલપૂર આવી લાગ્યા—"

"સબૂર!" મૃણ્મયી બોલી: "કેવી રીતે તેં વીરમદેવજીને બોલાવ્યા?"

"પારેવા મારફત. મારી સાથે હું એક સફેદ અને તાલીમવાળું પારેવું લઇ ગયો હતો. એ પારેવાને પગે મેં એક ચિઠ્ઠી બાંધી તેમાં લખ્યું કે: "રાજમાતાએ ઘોળકેથી જબલપૂર સંદેશો મોકલ્યો છે. તે મુજબ શ્રીમતી વીરમતી વીરમગામ આવવા તૈયાર છે માટે આપ અત્યારે જ જબલપૂર આવવા નીકળી પડો." એ પારેવું વીરમગામ ગયું અને ત્યાંથી વીરમદેવજી ઉતાવળી ગતિની એક સાંઢણી પર આવી પહોંચ્યા. મને એ દરમ્યાન શહેરમાં સુન્દર ઉતારો અપાયો અને મારી સારી આગતા સ્વાગતા કરવામાં આવી. સાયંકાલે શ્રીમાન્ વીરમદેવજી પધાર્યા. ત્યાર પછી તેમને કહેવરાવ્યામાં આવ્યું કે, 'આજની રાત રંગમહેલમાં વીતાવજો. પ્રભાતના પહોરમાં અહીંથી જવારો.'

"એ સંદેશો સાંભળીને વીરમદેવને આનંદ થયો કે?"

"તેઓ તો બહુ ખુશ થઇ ગયા. તેમણે વસ્ત્રો—આભૂષણોનો ખૂબ ઠઠેરો કર્યો અને ક્યારે રંગમહેલમાં

જવાય તેની આતુરતાથી રાહ જોઈ રહ્યા. રાત્રિ પડી અને પોતે રંગમહેલે જવા નીકળ્યા. મને આનંદ થયો કે–આખરે મારો ફેરો સફળ થયો અને આ બે ધણી–ધણીઆણીનું જોડું એકઠું મળ્યું. જ્યાં મને ઉતારો અપાયલો ત્યાં હુ સુવાની તૈયારી કરતો હતો એવામાં રાજમહેલમાંથી તેજ દાસી આવી કે, જે વીરમદેવજીને પધારવાનો સંદેશો કહી ગઈ હતી. તેણે આવીને મને પૂછ્યું: "દૂત! તું મર્દનો સાથી છે કે નામર્દનો?" આ સવાલેજ મને ગુસ્સો ઉપજાવ્યો. એનું નાક ઝાલીને મેં પૂછ્યું: "નકટી, એવો સવાલ કરતાં શરમાતી નથી? મારી તલવારનું પાણી જોવું હોય તો તારા રાજાના સો શૂરાને મોકલ મારી સામે." તેણે પૂછ્યું: "તમને ત્રણ ચચ્ચા ગમે કે?" મેં જવાબ દીધો: "ત્રણ ચચ્ચા પહેરાવ કોઈ રમણીને. હું તો ત્રણ કક્કા પસંદ કરવાવાળો છું." તેણે પૂછ્યું: "કક્કા શું અને ચચ્ચા શું?" મેં જવાબ દીધો: "કલમ, કટાર અને કચ્છ, એ ત્રણ કક્કા; અને ચણીઓ, ચોળી અને ચુડીઓ એ ત્રણ ચચ્ચા." તે હસી અને બોલી: "હમણાં ને હમણાંજ તમને એક સંદેશો આપીને ધોળકે મોકલવા માટે વીરમતી બાએ બોલાવ્યા છે; માટે ઝટ ચાલો." હું તેની સાથે ગયો. તે મને રાજમહેલમાં લઈ ગઈ. "ચાલો, તમને મારાં બા પાસે લઇ જઉ." એમ કહીને તે મને વીરમતીના શયનખંડ નજદીક લઇ ગઇ. એ શયનખંડના દ્વાર ખુલ્લાં હતાં. ત્યાં જઇ અંદર જરાક ડોકીયું કરી તેણે મને એક બાજુ ઉભો રાખ્યો અને ધીમેથી કહ્યું: "અરે, તેઓ તો કાંઇક ગરમાગરમ વાતચીતમાં રોકાયાં લાગે છે. આપણે જરાક વાર અહીંજ થોભી જઇએ. શાન્ત પડશે એટલે જઇશું." હું ત્યાં થોભી ગયો. અંદર વીરમતી અને વીરમદેવજી વચ્ચે ઉગ્ર સ્વરથી થતી વાતો મને સંભળાઇ. એ સાંભળતાંજ મારા કાનના પડદા ચીરાઈ ગયા–"

"હેં ? !" વીશળદેવે પૂછ્યું: "એમ કેમ ?'

સફેદ કપડાંવાળા જાસુસે કહ્યું: "વીરમદેવજીનાં પૂર્વ ચરિત્ર માટે વીરમતી ઘણાજ ક્રોધથી તેમને મ્હેણાં મારતી હતી; અને એ મ્હેણાંનો એકકે એક શબ્દ કોઇ સાચો વીર ન સાંખી શકે એવો હતો.'

વીશળદેવના મ્હોં પર ખેદનું વાતાવરણ ફેલાઈ ગયું; સહજ ઉગ્રતા વ્યાપી ગઇ. તે બોલ્યો: "ત્યારે શું તેનું અપમાન કરવા માટે તેને ત્યાં બોલાવ્યો હતો ?"

સફેદ કપડાંવાળાએ કહ્યું: "એજ પ્રશ્ન વીરમદેવજીએ વીરમતીને કર્યો ત્યારે વીરમતીએ તેને જવાબ દીધો હતો: કે—ઇશ્વરનો પાડ માનો કે, હું તો ફક્ત તમારાં ચરિત્રનો હિસાબ માગું છું; બાકી, મારા રાજ્યનાં ગામડાંની કોઈ ગરાશીઆણુ આવા દાખલામાં શું કરે એ જાણો છો ? એક દાખલો બે દિવસ પૂર્વેજ એવો બન્યો છે. એક ગરાશીઆણુને એનો ધણી લાંબા વખતથી તેડતો ન હતો. આથી ગુસ્સે થઇને તે તેને ત્યાં અચાનક એક રાત્રે આવી. તેનો ધણી તે વેળા કોઇ પરસ્ત્રી સાથે વિલાસ ભોગવતો હતો. ધણીઆણીને હાડોહાડ ક્રોધ વ્યાપ્યો. તેના ધણીનું દાતરડું ત્યાં પડયું હતું. એ લઇને તેણે તે બંનેનાં ગળાં વાઢી નાંખ્યાં. વિલાસી પતિ પ્રત્યે પતિવ્રતા રજપૂતાણીઓ આમ પૂણ્યપ્રકોપ બતાવે છે; ત્યારે પ્રજામત તેમને ગુન્હેગાર ગણુતો નથી. એજ ગામનું પંચ મળ્યું અને આ બેનાં ખૂન કોણે કર્યાં એવી ચર્ચા ચાલી ત્યારે ખૂની ધણીઆણીએ હિમ્મતભેર પંચ રૂબરૂ હાજર થઇ એકરાર કર્યો કે, 'મેં એમને વાઢી નાંખ્યાં છે.' પંચ તાજુબ થયું. ગરાશીઆણે કારણ રજુ કર્યું અને પછી હૃદય અને મસ્તકે શ્રી ઇશ્વરને રાખીને પોતાનો ન્યાય કરવા કહ્યું. પંચે સર્વાનુમતે ચુકાદો આપ્યો કે—"પાપીઓને વાઢી નાંખવામાં એ પ્રબળા વ્યાજબી હતી જેથી તેનો છૂટકારો કરવામાં આવે છે."

સફેદ કપડાંવાળાએ વીશળદેવને કહ્યું: “ મહેન્દ્ર ! વીરમતીએ વીરમદેવને આ વૃત્તાંત કહીને ‘ ચોળી, ચણીઓ અને ચુડીઓ ’ની પોટકી ભેટ આપી અને સુણાવ્યું કે: “ એ પ્હેરીને જીવન ગાળો. બાકી, આ ભવમાં વીરમતી દેહથી કે આત્માથી કદી પણ તમને સ્વીકારશે નહીં. ” આ સાંભળીને વીરમદેવજી વીરમતીને મારવા ધસ્યા— ”

“ મૂર્ખાઇ ! ” વીશળદેવે પૂછયું: “ પછી શું થયું ? ”

સફેદ વસ્ત્રધારી બોલ્યો: “ચપળાએ તરતજ એક ખીંટી પર લટકતી તલવાર પોતાના કરકમળમાં લઇ લીધી અને તે ચમકાવતાં ચમકાવતાં વીરમદેવ સામે તે ધરી રહી. વીરમદેવનો પણ મિજાજ ગયો. તેમણે પોતાની તલ્વાર ચમકાવી. બહાર હું ઉભો હતો. મને ચિન્તા થઇ કે, કાંઇ ન બનવાનું બની જશે. હું અંદર જવા તૈયાર થયો એટલે દાસીએ મારૂં કાંડું ઝાલીને મને કહ્યું: “ અંદર જશો તો તમને તમારા ઇશ્વરની આણ છે. ” હું લાચાર બની ગયો. પતિ અને પત્ની વચ્ચે તલવારનું યુદ્ધ ચાલ્યું. હું તો એ જોઇને છક્ક થઇ ગયો કે—ક્ષત્રાણી બહુજ બાહોશીથી યુદ્ધ કરતી હતી. સાક્ષાત ચંડીકા સમી એ ઝુઝતી હતી; વચ્ચે વચ્ચે વચનબાણ મારતી હતી; આંખોમાંથી અંગાર વરસાવતી હતી અને વીરમદેવનો એક પણ ઘા ફાવવા દેતી ન હતી. થોડીવારમાં તો એણે એવી ચપળતા બતાવી કે—હું દિંગ થઈ ગયો. વીરમદેવના ગાલમાં તેણે પોતાની તલવારથી એક વાંકો ઘા પાડયો અને પછી થોડી વારે તેજ ઘાની ઉપર બીજો વાંકો ઘા પાડી ચોકડીનું આબાદ નિશાન બનાવ્યું ! પછી તલ્વાર ફેંકી દઇને તેણે કહ્યું: “ બસ, આ નિશાનથી મારો હેતુ સર્યો છે. દર્પણમાં તમારૂં મ્હોં જુઓ; જગત પણ જોશે અને જાણશે કે એ શેનું પરિણામ છે. ” આમ કહીને વીરમતી બહાર નીકળી આવી. મારૂં

ધારવું એમ હતું કે–વીરમદેવજી તેની પાછળ ધસમસ્યા બહાર આવશે; પણ ના. તેઓ ન આવ્યા. મને બહાર ઉભેલો જોઇને વીરમતીએ કહ્યું: "દૂત, હું તને ઓળખું છું."

"શું તે પણ તને ઓળખી ગઈ હતી ? !" વીશળદેવે પ્રશ્ન કર્યો.

"મહારાજ" મૃણ્મયી તેને બોલતો અટકાવીને કહેવા લાગી: "આપ પૂરો વૃત્તાંત સાંભળી લ્યો."

સફેદ વસ્ત્રધારીએ કહ્યું: "વીરમતીએ મને વધારામાં જણાવ્યું કે–અમારી વાતચીત સાંભળવા મેં તને બોલાવ્યો હતો પણ દુર્ભાગ્યે એની સાથે મારે યુદ્ધ ખેલવું પડયું એ પણ તું જોઇ ગયો. એના ગાલ પરનું નિશાન ! ન છૂટકે મારે તે કરવું પડયું છે અને એ પછી મને શરમ આવે છે. ઓ ઊંચા દરજ્જાવાળા દૂત, પરાક્રમી અને મર્દ દૂત ! મારૂં જીવન આ શરમિંદગી ઉપજાવે એવા ચરિત્રવાળા સાથે કયાંથી સંકળાયું ?" અને એ પછી એને ડૂમો ભરાઇ આવ્યો. વિધિને ફીટકારતી તે વીરહૃદયી લલનાની આંખો-માંથી બે અશ્રુબિન્દુ ખરી પડયાં. મહેન્દ્ર ! એ અશ્રુ-બિન્દુમાં કોમળ આર્ય હૃદયની મને પ્રતીતિ થઇ. પતિને તે ધિઃક્કારતી હતી; પતિનાં કલંકી ચરિત્ર માટે તેને તે શિક્ષા કરી ચૂકી હતી; પોતાના વીરત્વનો સાક્ષાત્કાર કરા-વીને તેણે તેને કાયર તરીકે સાબીત કરી આપ્યો હતો; છતાં વિધિએ તેને તેની પત્ની તરીકે સર્જી હતી તે બદલ લજ્જીત થવાથી તેને દુઃખ ઉપજતું હતું. ચાહે તેવો છતાં યે પોતાનો જે પતિ છે તેની સામે પોતાનો હાથ ઉગામવાની ફરજ પડી એના પશ્ચાત્તાપની લાગણીથી તેની આંખ આંસુભીની થઇ ગઇ હતી. સાચુ આર્ય હૃદય આ છે."

"બેશક;" મૃણ્મયી બોલી: "પણ પછી શું બન્યું ?"

જાસુસ બોલ્યો: "ગર્વભર્યા મુખે તે પોતાની દાસી સાથે એક બીજા ખંડમાં ગઇ અને હું મારે ઉતારે ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળે મારે ઉતારે આવીને દાસીએ રાજમાતાને આપવાનો પત્ર આપ્યો. વીરમદેવજી વિષે મેં સમાચાર પૂછ્યા. દાસીએ ખબર આપી કે—' રાતોરાત એ પાછો ચાલ્યો ગયો છે. અને મારાં બાઇએ પોતાનાં સાસુજીને આ જવાબમાં ચોખ્ખું લખી દીધું છે કે—એનો પતિ તરીકે સ્વીકાર કરવા પોતે ઇન્કાર કરે છે. તમે અહીં જે જોયું-જાણ્યું છે તે તમને યોગ્ય લાગે તો ભલે તમારાં રાજમાતાને કહેશો. ' આ પછી હું તત્કાળ ત્યાંથી નીકળીને અહીં આવ્યો અને રાજમાતાની ત્હેનાતમાં એ જવાબ મેં રજુ કરી દીધો."

"હવે તને જવાની રજા છે." મૃણમયીએ તે શ્વેત વસ્ત્રધારીને કહ્યું. તે વીશળદેવને વંદન કરીને જવા લાગ્યો એટલે વીશળદેવે તેને સંબોધીને કહ્યું: "નાગેશ્વર ! પાછો આવ. તેં કાંઇ હીણું કામ કર્યું નથી કે, સંતાડેલા મ્હોંથી પાછો જાય છે ? "

એ જાસુસે પોતાનું મ્હોં ખુલ્લું કર્યું. તે ખરેજ નાગેશ્વર હતો. મૃણમયીનું મ્હોં સ્મિતથી પુલકવા લાગ્યું. જાસુસના મુખ ઉપર પણ સ્મિત હતું. વીશળદેવે કહ્યું: "તારા પહેલાજ શબ્દોચ્ચારથી મેં તેને ઓળખ્યો હતો. હું બોલવા જતો હતો ત્યારે રાણીએ મને અટકાવ્યો એટલે હું થંભી ગયો હતો. બેશક, માતુશ્રીએ તને સંદેશવાહક તરીકે પસંદ કરવામાં યોગ્ય ડહાપણ વાપર્યું હતું. કહે, આખા યે પ્રસંગ ઉપરથી તારો શો અભિપ્રાય છે ? "

"વિધિની ગતિની રોકવાનો પ્રયત્ન કરવો નહીં. " નાગેશ્વરે જવાબ દીધો.

"મારો પણ હવે એ અભિપ્રાય છે. 'ભાઇ !' 'ભાઈ !' એમ કહીને મેં નિરર્થક એનો પક્ષપાત કરવા પ્રયત્ન કર્યો છે. એણે આ દાખલામાં વીરમતી પર એકાન્તમાં હલ્લો કરવામાં ખુલ્લી નામર્દાઇ બતાવી હતી, એમ મારે

કહેવું જોઇએ." વીશળદેવે અભિપ્રાય આપ્યો.

"મહારાજ" નાગેશ્વર બોલ્યો: "પ્રારંભથી જ એમણે આવાં કામો ક્યાં નથી કર્યાં? આપને યાદ હશે કે—એક બિચારા વણિકનો પ્રાણ લેવા એક ધાર્મિક તહેવારને દિવસે તેઓશ્રી ધસ્યા હતા; વળી મહારાણી મૃણ્મયીદેવીનું અપમાન એક વાર તેમણે ધોળકાના સિમાડામાં કર્યું હતું. વીરમતી જેવી શીલવતી અને પતિવ્રતા પત્ની હોવા છતાં કર્ણાટકમાં તેઓશ્રી સ્વયંવરમાં આવ્યા હતા અને ત્યાં પણ પ્રપંચો રચવામાં તેમણે પાછી પાની કરી ન હતી. પછી રાજગાદી મેળવવા માટે તેમણે પ્રપંચો આદર્યા હતા અને પછી તેમનું આ નવું કર્તુક આપણે જાણ્યું. આ તમામ પ્રસંગોમાં વીરોચિત વર્ત્તન વીરમદેવજીએ બતાવ્યું નથી. તેઓશ્રી ભવિષ્યમાં કદાપિ સુધરી શકે એમ માની શકાતું નથી, માટે આપશ્રીના 'ભાઈ' તરીકે ગણાવા તેઓ મુદ્દલે અધિકારી ઠરતા નથી."

"હું આગળ વધીને સૂચવું છું કે," મૃણ્મયી બોલી: "જેવી રીતે તેની પત્નીએ 'પતિ' તરીકે તેનો ખુલ્લો અસ્વીકાર કર્યો છે તેવી રીતે આપશ્રીએ પણ 'ભાઇ' તરીકે તેનો ખુલ્લો અસ્વીકાર કરવો; એટલુંજ નહીં પણ એના ગાલમાં જે નિશાન વીરકન્યા વીરમતીએ કર્યું છે તે શા માટે કર્યું છે એની જાણ જાહેર પ્રજાને કરવી."

"ના. ના." રાજમાતાએ આ વખતે તે ખંડમાં પ્રવેશ કરતાં કહ્યું: "ક્ષમા વીરનું ભૂષણ છે. વીશળદેવ હવે આ પ્રસંગ પર પડદો પાડી દે, એજ ઈચ્છવા જોગ છે."

"कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।

એ ખરૂં છે." નાગેશ્વર બોલ્યો: "માતા, ક્ષમાનો બોધ આપવામાં આપ આર્ય માતૃપદને શોભાવો છો. મહારાજને મેં આડકત્રી રીતે એજ કહ્યું છે કે, વિધિની ગતિને રોકવાનો

પ્રયાસ ન કરવો. એ જાણે ને એવું કર્મ જાણે. એજ આપણા પક્ષની વલણ હવે હોવી ઘટે. ”

“ ત્યારે અબળાનું કોઇ બેલી નહીં કે ? ” મૃણ્મયીએ પૂછયું.

“ મહેશ્વરી ” નાગેશ્વર મૃણ્મયી તરફ જોઇને બોલ્યો: “સાચી આર્યલલના પોતાની જાતિનો પક્ષપાત કરે જ. તેમ શ્રીમતી વીરમતીનો આપ પક્ષપાત કરો છો એમાં નવાઇ નથી. પરંતુ વિચારવાનું છે કે, જે મર્દને પણ લજ્જીત કરે એવાં કાર્યો કરી શકે છે, તે અબળા નથી પણ પ્રબળા છે. જે શીલવતી છે; અને જે આર્ય રાજપુત ધર્મનું સુંદર રીતે પરિપાલન કરી શકે છે, તે પ્રબળાએ પોતાના માટે તો ઇશ્વરના ધામમાં અમર સ્થાન નિર્મિત કરી દીધેલું છે. એનું કોઇ બેલી નથી એમ કહેવામાં આપણે ઇશ્વરની મહત્તાને ગેર ઈન્સાફ કરીએ છીએ. આપ અબળાનું બેલી કોઈ નથી એમ પૂછો છો, એનાં કરતાં આપે એમ પૂછવું ઘટારત હતું કે–પતિતનું હવે કોણ બેલી છે ? જુઓ, આ દાખલામાં પતિત તરફ દષ્ટિપાત કરો. વીરમદેવજીની હાલત સુકા અરણ્યમાંના એક ઠુંઠા જેવી થઈ પડી છે. એને આધાર જ કોનો રહ્યો છે? ચોતરફથી હાડમાર થઇ ગયેલી એવી વ્યક્તિના ગાલમાં શરમના શેરડા પડે પણ આ દાખલામાં ચોખ્ખું એક નિશાન પણ છે! જગત આખું યે તે નિહાળી શકે છે અને એના માટે કલ્પના કરી શકે છે. જગતથી હાંસીપાત્ર થયેલી, પતિત, નિરાધાર એવી એ નિશ્ચારિત્રવાન વ્યક્તિને હવે શેની જાહેરાત બાકી છે ? કશાની નહીં. એનું વાંકું નસિબ જ એની પુંઠ લઇ રહ્યું છે અને એ સાંઢણી પર કયાંક જશે તો એનું નસિબ વાયૂ વેગે એનાથી આગળ જઇને એના સ્થાન પર બેસી ચૂકયું હશે! આવા ‘પડેલાને પાટુ ’ મારવાનું કાર્ય આપ મહેશ્વરીએ કે વીરાળદેવ સમા મહેન્દ્રે હવે કરવુંજ ન રહ્યું.”

મૂકમથી અને રાજમાતા પવિત્ર વાત્સલ્ય ભાવથી નાગેશ્વર તરફ જોઇ રહ્યાં. વીરળદેવ સ્નેહપૂર્વક એના તરફ નિહાળી રહ્યો. અને પછી ઉઠતાં ઉઠતાં બોલ્યો: " બસ. આ સંબંધમાં હું કાંઇજ પગલાં નહીં લઉં—જો કે એથી મારૂં હૃદય ખિન્ન થયેલું રહેશે. "

તે નાગેશ્વરનો હાથ ઝાલીને તે ખંડમાંથી વિદાય થયો.

## પ્રકરણ ૨૦ મું.

### રાજેન્દ્રના પ્રાણનો બચાવ.

રાજમહાલયમાંના રાજમાતાના આવાસમાંથી વીરળદેવ નાગેશ્વર સહિત બહાર નીકળ્યો ત્યારે એના મન ઉપર ખિન્નતાનું આવરણ છાઇ રહ્યું હતું. પોતાના પરમ મિત્ર અને વળી પૂજ્ય રાજાની આ સ્થિતિ નાગેશ્વર જોઇ શક્યો નહીં. એના હૃદયમાં પરિતાપ થવા લાગ્યો કે, આ પ્રકરણનું ઉદ્ઘાટન વીરળદેવ આગળ શા માટે થયું? જો એને એ વિષેની જાણ કરવામાં ન આવી હોત તો શું બગડી જવાનું હતું? રાજમાતાએ નિરર્થક આજે રાજાને ઉદ્વેગ કરાવ્યો. નાગેશ્વર રાજાનું મનરંજન કરવાનો કોઇ પ્રકાર શોધી રહ્યો. એને પૂર્વકાલના રાજાઓના મનરંજનના પ્રકારો યાદ આવ્યા. કોઇ રાજાઓ ખેદ પામે ત્યારે નર્તકીઓનાં નૃત્ય કરાવતા; કોઈ મદિરા પીને પરસ્ત્રીઓમાં મસ્ત બનતા; કોઇ મૃગયા ખેલવા જતા; કોઇ જનાવરોની લડાઇ નિહાળતા. પણ વીરળદેવને તો આમાંનું કશું જ પસંદ નથી. નર્તકીઓનાં નૃત્ય તે કદી જોતો નથી. મદિરાને તે ધિઃક્કારે છે; પરનારીને માતા પ્રમાન ગણે છે એટલું જ

નહીં પણ ફક્ત એક પત્નીવ્રતમાં દૃઢ આગ્રહી છે. વસ્તુપાળ જેવા જૈન મંત્રીના પ્રભાવથી મૃગયાને હિંસા ગણીને તે કદી શિકારે જતો નથી. જાનવરોની લડાઈઓનો તેને કંટાળો છે.

તેની આ પ્રકૃતિ જોતાં અને મનરંજનનો કોઇ યોગ્ય પ્રકાર નહીં શોધી શકતાં નાગેશ્વર પોતે પણ ખિન્ન થઈ ગયો. બન્ને જણ શૂન્યમને રાજમહાલય પાસે આવેલા રાજબાગમાં જઇને બેઠા. થોડીક ક્ષણો બન્ને જણે એક પણ અક્ષર બોલ્યા વિના પોતપોતાના વિચારોમાં ગાળી. તેવામાં વીશળદેવ અચાનક બોલી ઉઠયો:

ધારે મુકુટ જે મસ્તકે ઘડી ભર ન સુખીઓ જાણવો,
ધારે બહુમૂલ વસ્ત્ર પણ પળભર સુખી નવ જાણવો;
સુખ–વાંચ્છના હોયે હૃદે મસ્તક વિષેથી મુકુટ તજે,
ચિન્તા નહીં લવલેશ રહેશે; શાન્તિ અનુપમ ભેટશે.

આ સાંભળીને નાગેશ્વરથી તેનો જવાબ વાળ્યા સિવાય રહેવાયું નહીં તેણે કહ્યું: " મહારાજ, આપની ખોટી ભ્રમણા છે—"

કંટાળો દાખવતાં વીશળદેવે પોતાનો હાથ તેના તરફ તરછોડયો.

નાગેશ્વરે કહ્યું: " મુકુટ તજવાની જરૂર તો તેઓને હોય છે કે જેઓનાં હૃદય પાપપંકમાં ડૂબેલાં હોય છે. બાકી,

જે પિતૃ–પ્રભુ આરાધતો પ્રીતે પ્રજાને પાળતો,
ન્યાયમાં રત જે રહી, ન અસત્ય પંથે ચાલતો;
ચારિત્ર જેનાપર કદી રજભર કલંક ઉભું નથી,
તે રાય સુખીઓ વિશ્વમાં–છાજે મુકુટ તેને અતિ.

મહેન્દ્ર ! જેમ અન્ય સ્થળોએ પ્રજા આર્ત્તનાદો પાડીને પોતાના ભૂપ પ્રત્યે તિરસ્કારથી જુએ છે તેમ

આપને ત્યાં નથી, એ કાંઇ આપે ઓછા સંતોષ ધરવા જેવું છે ? બાકી, ઘણાં રાજ્યોમાં તો,

રૂએ છે નારીઓ શીલભ્રષ્ટતાના ભય થકી જ્યાંહે,
ન શિક્ષણ બાળને મળતાં, ન વૃદ્ધો સ્મરી શકે પ્રભુને;
જુવાનોને બળાત્કારે કરાવે વેઠ રાક્ષસ થઇ,
સદાયે મસ્ત સ્વાર્થે ભૂપ-પરવા ના પ્રજાની રહી !
કરો નાંખે અકારા, લૂટતા હાકેમ જ્યાં દીસે,
વડાઓ ત્રાસ આપે ત્યાં ન નીચ શાને જ સંતાપે ?
શ્રવણ પડતા સદાયે આર્ત્તનાદો પીડિતોના જ્યાં;
ભલું હો નરક-ભયો હો યમ-નહીં એ રાય-રાક્ષસ ત્યાં !"

નાગેશ્વર ખરાબ રાજ્યનું કાવ્ય-ચિત્ર દોરીને વીશળદેવના મુખચન્દ્ર તરફ જોઇ રહ્યો પણ વિષાદની ઘેરી ઘટા તે પરથી દૂર થયેલી તેને ભાસી નહીં. હવે તો ગુરૂદેવ સોમેશ્વર પંડિતને બોલાવ્યા સિવાય છૂટકો નથી એમ ધારીને નાગેશ્વર "હું હમણાં આવું છું" એમ કહીને ત્યાંથી ગુરૂદેવના ઘર તરફ જવા દોડયો.

વીશળદેવ બગીચામાં એકલો પડયો. તેના મનનો સંતાપ એકાન્તથી વધારે વધ્યો. મુકુટ તજી દઇને અહીંથી ચાલ્યા જવું જોઇએ એવા વિચારોનો વેગ તેના મનમાં પ્રબળ થયો. એ ત્યાગ કેવી રીતે કરવો એ વિષે ચિન્તન કરતાં કરતાં તે એક લતામંડપના વિરામાસન ઉપર પોતાનું મસ્તક ઉંધું નાંખીને પડયો રહ્યો. થોડીક ક્ષણો વીતી એવામાં અચાનક "હાય...મુ...ઓ !" એવો ચીત્કાર તેના સાંભળવામાં આવતાં તે ચોંકી ઉઠયો !

"આ કોની બૂમ ?" એવો પ્રશ્ન કરતો તે આમ તેમ જોવા લગ્યો. લતામંડપથી ત્રીસેક કદમ દૂર ભગવાં વસ્ત્રધારી સુકુમાર દેહની કોઇ બે વ્યક્તિઓ ઉભી હતી;

જેમાંની એકના હાથમાં ધનુષ્ય હતું. વીશળદેવ તે બે વ્યક્તિઓ તરફ દોડયો. તેમની સમિપ જઇને વીશળદેવ જુએ છે તો જમીન પર કોઇ માણસ લોહી ભરેલા ખાબોચીયામાં આળોટતો ઉંહકારા કરતો પડેલો તેના જોવામાં આવ્યો. તેના હાથમા એક તીર ભોંકાયલું હતું અને તેની નજદીક એક કામઠું અને એક તીર પડેલાં હતા.

વીશળદેવ ઘડીભર તે જમીન પર પડેલા માણસ તરફ તો ઘડીભર ભગવાં વસ્ત્રધારી વ્યક્તિઓ તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો. તે પૂછવા જતો હતો કે—આ શો પ્રકાર છે? તેવામાં જમીન પર પડેલો માણસ બોલ્યો: " મહારાજ! અને માફ કરો. મેં શીખવણીથી આ કામ કર્યું છે "

" શું કર્યું છે?" વીશળદેવે પ્રશ્ન કર્યો.

" આપનો પ્રાણ લેવાની તજવીજ! ઓહ્...હાય..."

" કોની શીખવણીથી?"

" વીર...મ...દેવની પણ આ સાધુઓએ હા...ય... મારા પાપની સજા કરી!" બસ એટલું કહીને તે માણસે પોતાનો પ્રાણ તજી દીધો.

વીશળદેવ આ ઘટનાથી વાકેફ થઈ અચંબાથી ભગવાં વસ્ત્રધારી વ્યક્તિઓને કહેવા લાગ્યો: " ત્યારે હું તમારો ઋણી થયો છું. તમે કોણ છો? અહીં ક્યાંથી? આ માણસને તમે કેવી રીતે જોયો?"

બેમાંથી એક વધુ સુકોમળ વ્યક્તિએ વીશળદેવને ઉદ્દેશીને કહ્યું: " રાજેન્દ્ર! આપ ઋણી છો આપના ભાગ્યના, ઋણી છો આપના પુન્યના, અને ઋણી છો સર્વેશ્વર પરમાત્માના કે જે પાપીઓનાં પાપનો અમલ પ્રસારવા દેતો નથી. અમે કોણ છીએ અને કોણ નહીં એ જાણવું આપને માટે નકામું છે. અમે અહીં ક્યાંથી અને આ માણસને કેમ જોયો એ સાંભળવાની આપની

ઈચ્છા હોય તો તે કહેવામાં મને વાંધો નથી. અમુક પાપીથી પૂઠે અમે પડયા હતા. તેને આ માણુસની સાથે અમે હમણાં જ બગીચા બહાર મસલત કરતાં જોયો. એ મસલતનો પ્રકાર અમારા સમજવામાં આવ્યો. આ માણુસ ધનુષ્યબાણુ સાથે બગીચામાં પેઠો અને તે ચાલ્યો ગયો. અમો એકંદર પાંચ જણુ હોવાથી અમારામાંથી ત્રણુને તે ચાલ્યા ગયેલાની પાછળ અમે મોકલ્યો અને બેએ આની પુંઠ પકડી. મરનાર આપનઃ તરફ તીર તાકવામાં પ્રવૃત્ત થયો કે તરતજ મારા તીરથી મેં તેના હાથને વીંધી નાખ્યો. અમારામાંથી જે ત્રણે જેની પૂઠ પકડી છે તેઓ જરૂર તેને પકડી લાવશે. અહીં હાજર રહેવું અમને યોગ્ય લાગતું ન હોવાથી અમે વિદાયગીરી લઇએ છીએ."

વીશળદેવ બોલ્યો: "ના. એમ આપનાથી અચાનક વિદાયગિરી લેવાય નહીં. આપે મને જીવતદાન આપ્યું છે. આપ મારા અતિથિ છો. મારા પ્રાણુ બચાવનારાઓને મારે યોગ્ય બદલો આપવો જોઇએ."

"બદલો? આ કાર્ય અમે કોઇ બદલા માટે નથી કર્યું. રાજેન્દ્ર! જગતની વાસનાઓનો અમે પરિત્યાગ કર્યો છે. અત્યાર સુધી અમારી એકજ વાંચ્છના હતી કે, એક પાપીને અમારે પકડીને તેનાં પાપ ખુલ્લાં પાડવાં. એ વાંચ્છનાનો એક ભાગ અમે અમારી નજરે પૂરો થયેલો જોયો. હમણાંજ કદાચ બીજો ભાગ પૂરો થયેલો જોઇશું અને એ પછી અમારે કોઈજ વસ્તુપર આસક્તિ રહેશે નહીં. કોઈ પણુ સ્થળે એક રાત્રિ ગાળવી નહીં એવો અમારો નિયમ છે. કોઇ પાસે કાંઇ યાચના કરવી નહીં એ અમારૂં વ્રત છે અને અમારાં કર્ત્તવ્ય એ છે કેઃ—

જ્યાં આહ્‌વાન કરે સમીર અમ આ
ભમતા ભલા ચર્ણને,

ત્યાં વિસ્તૃત વનઉપવનો સદન કે
    કે રાજમાર્ગો વિષે;
રાખી વીણા હસ્તમાં સખી અને
    ગાતા જવું સર્વદા,
બન્યુ છે અમ સર્વ પાંથજન ને
    ગૃહ છે બધું વિશ્વ આ.
જે શહેરો તણી કીર્ત્તિનાં સુઝરણાં
    વહેતાં રહ્યાં અદ્યપિ,
જે સૌ નારી સુકાર્ય સ્નેહથી કરી
    ચાલી ગઇ વિશ્વથી;
જે વીરો નિજ શૌર્ય દાખવી યુદ્ધે
    કેં કેં મહાનૃપતિ જે
પામ્યા છે યશ, ગાન તે સહુ તણાં,
    પ્રીતે અમે ગાઇએ.
શી આશા અમને ભવિષ્ય મહિં શાં
    સ્વપ્નો કહો આવશે ?
લેશે બોધ જ ગાનથી જન કુવપિ
    સાફલ્ય જીંવ્યું થશે.
લોભાવે નહીં પ્રેમ ક્યાંય અમને;
    ના હર્ષ પણ રોકશે.
જ્યાં જ્યાં વાયુવિનોદ દોરી વહશે
    અમ ભાવી ત્યાં નિર્મ્યું છે !*

વીશળદેવ આ સાંભળીને ગણગણવા લાગ્યો "આશ્ચર્ય ! આશ્ચર્ય ! આવાં નિર્મોહી સંતજનો મારે આંગણે આવે; મને બચાવે અને એમના આતિથ્યનું ભાગ્ય પણ મને નહીં !"

---

* શ્રીમતી સરોજીની નાયડુના એક કાવ્ય ઉપરથી.

આ વખતે નાગેશ્વર અને ગુરૂદેવ સોમેશ્વર ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇને વીશળદેવ બોલ્યો: "જુઓ, જુઓ, કોઇ દુષ્ટે મારો પ્રાણ લેવા યત્ન કર્યો હતો. તેમાંથી આ બે સુકુમાર યોગીઓએ મને બચાવ્યો છે અને ગુરૂદેવ! આશ્ચર્યની વાત તો એ છે કે હું તેમને મારૂં આતિથ્ય સ્વીકારવા વિનતિ કરૂં છું તેની ના પાડીને તેઓ વિહાયગિરી માગે છે! આપ એમને સમજાવો. અને નાગેશ્વર! આ પ્રપંચ ઘટનામાં એજ વ્યક્તિનો હાથ જણાય છે કે જેણે મારા મનને વિષાદથી ઘેરી લીધું હતું."

"કોણ? વીરમદેવજી!"

"નાગુ! હવે એ નામનું ઉચ્ચારણ પણ મારી પાસે કરતો નહીં. રાજકુલમાં એ જન્મ ધરનાર જેણે રાજકુલને લજ્જીત કર્યું છે તેના કરતાં આવા નિર્મોહી સુકુમાર યોગીઓસમું જીવન બહેતર છે. આ યોગીઓ કેટલા બધા ઉન્નત ભાવનાઓવાળા છે એ જાણીને હું તો અવાક્ બની ગયો છું. મારૂં રાજપાટ છોડી દઇને હું એમના જેવું જીવન ગાળું એવી મને ઇચ્છા થાય છે કારણકે પોતાના તત્વજ્ઞાનથી ભરપૂર કાવ્યદ્વારા તેમણે મને રાજમુકુટ કરતાં ભવાટવીમાં ભલાઇને ખાતર ભ્રમણ એજ સુન્દર માર્ગ છે એવો બોધ સુઝાડયો છે."

"શો છે એ બોધ?" ગુરૂદેવે પૂછ્યું: "કૃપા કરીને તે ફરીથી સંભળાવશો?" યોગીઓએ ફરીથી એ કાવ્ય લલકાર્યું. નાગેશ્વર આ દરમ્યાન એ બે યોગી જનો જેમનાં વીશળદેવે આટલાં બધાં વખાણ કર્યાં હતાં તેમના તરફ જોઈ રહ્યો. જ્યાં ગાન પૂરૂં થયું કે તરતજ બેમાંના એકના ચરણમાં પડીને તે બોલ્યો: "ભગવતી! આપ મારાથી છુપ્યાં રહ્યાં નથી. આપ જબલપૂર–નરેશની દુહિતા વીરમતી છો!"

વીશળદેવ અને ગુરૂદેવ આ સાંભળીને આશ્ચર્યચકિત થયા. એજ વખતે ત્રણ બીજા ભગવાંધારીઓ એક વ્યક્તિને પકડીને વીશળદેવ વગેરે ઉભાં હતાં ત્યાં લઇ આવ્યા. તેમાંના એકે કહ્યું: " મહેન્દ્ર વીશળદેવનો પ્રાણ લેવાની પ્રેરણા પોતાના સાથીદારને કરનાર આ રહ્યો દુષ્ટ !"

જે વ્યક્તિને વીશળદેવ સમિપ રજુ કરવામાં આવી તેનું મ્હોં જોઇને ત્યાં ઉભેલાં સૌ ચોંકયાં. સુકુમાર યોગી જેને નાગેશ્વરે 'વીરમતી' તરીકે સંબોધન કર્યું હતું તેણે પોતાનું આશ્ચર્ય સૌથી પહેલાં જણાવ્યું:

" અરે ! આ તો તે ન્હોય ! "

" શું તમે મહારાજા વીશળદેવના પ્રાણ લેવરાવવાની પ્રેરણા કરનાર ? " નાગેશ્વર બોલ્યો.

" કયાંક પણ જબરી ભૂલ થઇ છે ! " સોમેશ્વરદેવે કહ્યું.

" સિંહમામા ! તમે અહીં કયાંથી ? " વીશળદેવે પ્રશ્ન કર્યો.

વસ્તુતઃ જે વ્યક્તિને લાવવામાં આવેલી તે સિંહદેવજ હતો. તેણે જવાબ દીધો: " મને પ્રથમ કહો કે, તમે બધા મને જોઇને આશ્ચર્યચકિત કેમ થઇ ગયા છો ? "

" તમે અહીં કયાંથી એનો ખુલાસો પ્રથમ કરો. " વીશળદેવે કહ્યું.

"રાજેન્દ્ર !" સિંહદેવ બોલ્યો: "મને ગઇ કાલે મારાં બ્હેને ખબર કહેવરાવી હતી કે-મને દેશપાર કર્યાનો હુકમ જરૂર રદ્દ કરાવવામાં આવશે માટે મારે આ શહેરમાં ઓચિંતા આવવું. હું તો અહીંથી લગભગ ૫૦ કોશ દૂર આવેલા એક ગામડામાં વસતો હતો. જેવા મને અહીં આવવાના સમાચાર મળ્યા કે-તરત હું એક ગાડામાં

બેસીને મારી પત્ની સાથે આવ્યો. અહીં આવ્યા પછી હમણાં થોડીકવાર ઉપર હું રાજમાતાના મહેલ તરફ જવા નીકળ્યો. રસ્તામાં અચાનક કોઇક જુવાન દોડતો દોડતો આવતો હતો તે મને અથડાઇ પડયો. હું તેને એ માટે ઠપકો આપવા જતો હતો ત્યાં એના મ્હોં તરફ મારી નજર ગઇ. તેની નજર પણ મારા તરફ ગઇ. અમે બે પરસ્પર એક બીજાને ઓળખી ગયા. તે વીરમદેવ હતો. હું આશ્ચર્યચક્તિ થતો હતો કે—એ અહીં ક્યાંથી? એટલામાં એણે પોતાની તલવાર કાઢીને મને કહ્યું: "મામા! તું પણ ઠીક લાગમાં આવ્યો છે. લે, લેતો જા." તેણે પોતાની તલવારનો વાર મારાપર કરવા ધાર્યો પણ મેં તરતજ તેનું કાંડું જોરથી પકડી લીધું અને તેનો હાથ મચકોડીને તલવાર નીચે નાંખી દેવાની ફરજ પાડી. એમ થતાં પોતાના શરીર ઉપરનો કાળો ઝબ્ભો મારા શરીર ઉપર નાંખીને તે એક ગલીમાં નાસી ગયો. હું તેની પાછળ પડયો પણ તે હાથ આવ્યો નહીં. હું નિરાશ થઇને રાજમાતાના મહેલ તરફ જતો હતો તેવામા પાછળથી આ ત્રણ જણે મને પકડી લીધો અને કહ્યું: "ચાલો, તમને રાજબાગમાં મહારાજા બોલાવે છે." હું તેમની સાથે આવ્યો. અહીં નાગેશ્વરના બોલવાથી રાજેન્દ્ર! તમારા પ્રાણ લેવાની પ્રેરણાનો મારાપર આરોપ આવેલો સાંભળું છું. અને તમો બધાંને અજબ થયેલાં જોઉં છું. ગુરૂદેવ કાંઈક ભૂલ થયેલી કહે છે તેમજ નક્કી ભૂલ થઇ છે, એવી હું તમને ખાત્રી આપું છું."

સિંહમામાનો ખુલાસો સાંભળીને નાગેશ્વરે કહ્યું:

"ભૂલ તો ખરીજ પણ તેનું એક કારણ તમે જ આપેલું જણાય છે. તમારા શરીર પર વીરમદેવ કાળો ઝભ્ભો નાંખીને ગયો તે તમે પહેરી રાખ્યો એ તમારી ભૂલ. તમે તે ઝભ્ભો હાથમાં રાખ્યો હોત તો આ ત્રણ જણે તમને પકડયા નહોત."

"હા. આપનું એ ધારવું ખરૂં છે." ત્રણ જણમાંથી એકે જવાબ દીધો.

"ત્યારે તમારૂં અહીં આવવાનું કારણ નિર્દોષ છે" વીશળદેવે કહ્યુંઃ "એટલે તમારા પર હું કોઇ આરોપ મૂકતો નથી. પરંતુ જેની આપણે શોધ કરીએ છીએ તે ક્યાં નાઠો ?"

"એ તો હવે જરૂર છટકયો જ" વીરમતીએ કહ્યું: "આવી વ્યક્તિઓ કદાપિ હાથ આવે નહીં."

"ચોરની ચાર આંખો હોય છે એવી આપણામાં કહેવત છે" ગુરૂદેવે કહ્યું: "તે મુજબ, વીરમદેવે ભાનૂ હત્યાનો અને વળી, પોતાના મામાની હત્યાનો પણ યત્ન કરીને ચોંકેલી રીતે પલાયન કર્યું લાગે છે. વત્સ વીશળદેવ ! હવે જો તું ડાહ્યો હોય તો એને તારા મનથી વિસારી દે."

"આ હૃદયનો ઘા છે." વીશળદેવે કહ્યું: "એ કેમ વિસરે ? હું તો હજી કળી શકતો નથી કે, એને આ વિચારજ કેમ સુઝયો ?"

"એની મને કેટલીક માહિતી છે." વીરમતીએ કહ્યું: "આપની આજ્ઞા હોય તો હું તે જણાવું."

"બેશક, તે કહો. પણ આપણે લતામંડપમાં બેસીએ."

"હું એકજ શરતે તે કહીશ. મારી હકીકત સાંભળ્યા પછી આપે મને અહીં રોકાવા આગ્રહ કરવો નહીં."

"અસ્તુ" વીશળદેવે કહ્યું.

તેઓ સૌ લતામંડપમાં ગયાં. આ વખતે નાગેશ્વરે સિંહદેવના કાનમાં કાંઇક કહ્યું એટલે તે ત્યાંથી ચાલ્યો ગયો. લતામંડપમાં જુદાં જુદાં આસનોએ સૌ બેઠા પછી વીરમતીએ કહેવા માંડયું: "રાજેન્દ્ર ! તમારા રાજ્યનું

અમાત્યપદ ભોગવતા આ નાગેશ્વરનું મારે ત્યાં આવવું થયું હતું અને ત્યાં શો પ્રકાર બન્યો હતો, તેની વિગતોથી આપ માહિત હશોજ—"

વીરળદેવે હા પાડી.

વીરમતીએ કહ્યું: "આ બાહોશ દૂત અમારૂં યુદ્ધ જોઇને જે રાત્રે પોતાને ઉતારે ગયો તેજ રાત્રે જ્યારે પ્રાતઃકાળ થવાની તૈયારી હતી ત્યારે મારા કહેવાતા 'પતિ' મારા મહેલમાંથી બહાર નીકળ્યા. તે પહેલાં મેં નિશ્ચય કરી લીધો હતો કે-મારે તેની પૂંઠ પકડવી અને તેની તમામ હીલચાલ તપાસવી. મેં અગાઉથીજ રાજમાતા માટે પત્ર તૈયાર કરી રાખ્યો હતો. તે એક દાસીને હવાલે કરીને નાગેશ્વરને પ્રભાતે પહોંચાડવા જણાવ્યું હતું અને મારી ખાસ પાંચ દાસીઓને મારી સાથે આવવા મેં તૈયાર કરી હતી. જેવા મારા કહેવાતા પતિદેવ મારા મહેલમાંથી બહાર પડ્યા કે તરતજ અમે છ જણ આ યોગી વેષમાં તેની પાછળ પડ્યા. પોતે જે સાંઢણી મારફત વીરમગામથી મારા શહેરમાં આવેલા તે ઉપર બેસીને ગયા એટલે અમે પણ ત્રણ સાંઢણીઓ મારફત તેમની પાછળ ગયાં. અમે ગામ બહાર ઉતારો રાખ્યો પણ મારી ચાલાક દાસીઓ મારફત તેની હીલચાલ વાતચીત ઇત્યાદિની માહિતગારી મેળવવી ચાલુ રાખી. મારી દાસીઓ વિવિધ વેષાન્તર કરીને તેનો જીવનક્રમ તપાસતી રહી. એ જીવનક્રમ વિષે કાંઇ ન કહેવુંજ ઠીક છે, પણ તેના અભિલાષ વિષે ચોક્કસ કહેવું જોઇએ. તે આપનો ખાસ શત્રુ બની ગયો હતો. પોતાની બરબાદ હાલત કરી મૂકવામાં મૂળરૂપ તેણે બીજી બે વ્યક્તિઓ ગણી મૂકી હતી. મામા સિંહદેવ અને અમાત્ય નાગેશ્વર. આ ત્રણના પ્રાણ કોઇ પણ ઉપાયે લેવા જોઇએ, એવી મસલત રાત-

દિન તે પોતાના મિત્રો સાથે કરતો. મારી દાસીઓમાંથી એક વધુ ચાલાક દાસી તેના મિત્રોની વિશ્વાસુ બની ગઇ અને તેથી તે ગુપ્ત મસલતોથી વાકેફગાર થતી રહી. સિંહદેવ ક્યાં વસે છે એ આ મસલતખોરોના જાણવામા નહતું જેથી તેની તપાસ તેઓએ કરાવી. માણસો તેની શોધમાં ગયા. એક માણસને એકવાર એક પત્ર આપીને પાટણ રવાને કરવામાં આવ્યો. એ પત્ર કોના ઉપર હતો અને તેમાં શું લખેલું તે મારી દાસી જાણી શકી હતી. તે પત્ર રાજચિન્તાકારી લવણપ્રસાદ ઉપર હતો, જેઓ આપના 'દાદા' થાય છે અને પાટણના મહેન્દ્રના વિશ્વાસુ મંત્રી છે એ આપણે જાણીએ છીએ. પત્રમાં બધો દોષ, રાજેન્દ્ર ! આપનો અને આપના અમલદારોનો કાઢવામાં આવ્યો હતો અને પોતાને કેવળ નિર્દોષ તરીકે ચીતરીને પોતાના ભાગ્યનો દોષ જણાવ્યો હતો. છેવટે તેમાં વિનતિ કરવામાં આવી હતી કે પાટણમાં જો પોતાને આવવા દેવામાં આવે તો ભવિષ્યમાં પાટણની ગાદી માટે પોતે લાયક છે, એમ પુરવાર કરી આપશે. આ પત્રના જવાબમાં લવણપ્રસાદે લખ્યું કે–' પાટણમાં અત્યારે કોઇની જરૂર નથી અને પાટણની ગાદી તો ભીમદેવના વંશજ હોય ત્યાં સુધી બીજા કોઇને આપવા વિષે વિચાર જ થઇ શકે નહીં. ' આવો નિરાશાજનક જવાબ મળ્યો તેથી નારાજ થઇને આખરે રાજેન્દ્ર ! તેણે આપના જ ઉપર પોતાની ચોટ રાખી. ત્રણ દિવસ ઉપર બધું નક્કી કરવામાં આવ્યું. એ મુજબ તેઓ માણસો સાથે વીરમગામથી ગઇ કાલે આ શહેરમાં આવ્યા. તેમનો મુકામ એક ધર્મશાળામાં હતો. તેઓમાંના બે જ્યારે ત્યાંથી બહાર નીકળી પડયા ત્યારે મેં મારી દાસીઓ સહિત તેઓનો બરાબર પીછો પકડયો. આપ ક્યારે એકાંતમાં હો, એ તેઓ ધ્યાનમાં રાખતા રહ્યા. આખરે તેઓને થોડાક વખત ઉપર મોકો મળ્યો; અને એ પછીની વિગત આપ જાણો છો. મારી અભિલાષા

હતી કે-તે પકડાય અને આપ તેનો ન્યાય કરો. પણ હત વિધિએ તે અભિલાષા પૂરી પાડી નથી—"

તે આમ બોલતી હતી તેવામાં તેની નજર સામેથી કોઇક આવનારાંઓ ઉપર પડી તેથી તે થોભી ગઇ અને પછી બોલી: "હવે હું જઇશ."

"આપ રાજમાતાને અને મૃણમયી દેવીને મળ્યા વિના જાઓ એ ઠીક નહીં." નાગેશ્વરે કહ્યું: "રાજેન્દ્ર તો આપને રોકવાનો આગ્રહ નહીં કરવાનું વચન આપી ચૂકેલા છે એટલે તેઓ આપને એ વિષે કાંઈ કહે નહીં એ કુદરતી છે."

વીરમતીએ આવનારાંઓ તરફ જોયું, નાગેશ્વર તરફ જોયું અને વીશળદેવ તરફ જોયું. નાગેશ્વરના મુખ ઉપર સ્મિત જણાતું હતું. તેનાં છેલ્લાં વાક્યોનું રહસ્ય તે કળી ગઇ. તેણે તેને કહ્યું: "અમાત્ય! તમે ચાલાકી કરેલી જણાય છે. રાજમાતાને તમે જ બોલાવ્યાં લાગે છે."

"હું તો કયારનો આપની સમિપેજ છું" નાગેશ્વર બોલ્યો.

"પણ જુઓ, સિંહમામા તેમની સાથે છે!" વીરમતીએ કહ્યું: "નક્કી, તમે તેમને બોલાવવા મોકલ્યા હશે."

નાગેશ્વરે જવાબ દીધો નહીં અને સ્મિત કર્યા કર્યું. રાજમાતા, મૃણમયી અને સિંહદેવ લતામંડપમાં આવી પહોંચતાં સૌ રાજમાતાના માનમાં ઉઠીને ઉભાં થયાં.



## પ્રકરણ ૨૧ મું.

### નામર્દનો નાશ.

વીરમતી અને તેની દાસીઓ તથા વીશળદેવ, નાગેશ્વર અને સોમેશ્વર પંડિત જે લતામંડપમાં હતાં તેમાં રાજમાતા, મૃણ્મયી સહિત, આવતાં તેમના માનમાં સૌ ઉભાં થયાં. હજી તો રાજમાતા વીરમતીને ઉદ્દેશીને કાંઈ બોલે એટલામાં વીરમતીની જોડમાં ઉભેલી એક દાસી "ઓય...મા !" એમ બોલીને જમીન પર પટકાઇ પડી. સૌને ગભરાટ ઉત્પન્ન થયો. સૌએ જોયું કે, એક તીર તે દાસીની કમ્મરમાં ભોંકાયું છે અને તેથી તેનો પ્રાણ ચાલ્યો ગયો છે !

વીરમતીએ પલકમાં ખ્યાલ કરી લીધો કે, આ કૃત્ય કોનું હશે ? તેણે બાગની વાડ તરફ નજર કરી. એક આકૃતિ ત્યાંથી નાસતી જણાઈ.

"એ તેજ દુષ્ટ નાસે છે ! દાસીઓ, ચાલો, આપણે હવે એનો પ્રાણ લઇશું." એમ બોલીને વીરમતી એક સિંહણની માફક ફાળ ભરતી બગીચાની વાડ તરફ દોડી; અને તેની દાસીઓ તેની પાછળ દોડી.

રાજમાતાએ પૂછ્યું: "આ કૃત્ય કોણે કર્યું હશે ? વીરમતી કોની પાછળ દોડી ?"

"માતા, એ અન્ય કોઇ જ નહીં પણ જેણે ક્ષત્રિયોના ધર્મને તિલાંજલી આપી છે તેજ !" વીશળદેવ બોલ્યો.

"બેશક તે વીરમદેવ હશે. વીરમતીનો પ્રાણ લેવાની તેણે ધારણા રાખી હશે" નાગેશ્વર અધવચ બોલ્યો: "પણ વીરમતીએ અને તેની દાસીઓએ એકસરખી ભગવી કન્થાઓ પહેરેલી હોવાથી તે છક્કડ ખાઇ ગયો હોય એમ જણાય છે. હવે નક્કી આ સિંહણ તેનો પ્રાણ લેશે."

"નહીં." વીશળદેવ બોલ્યો: "જા, નાગેશ્વર. એકદમ તેઓની પાછળ જઇને એને બચાવ. ખૂનનો બદલો ખૂન ન હોય."

"જેવી આજ્ઞા" એમ કહીને નાગેશ્વર વીરમતી અને તેની દાસીઓની પાછળ ગયો. સિંહમામાએ કહ્યું: "મને પણ જવાની આજ્ઞા આપો. એક કરતાં બે ભલા."

"ભલે તમે પણ જાઓ" વીશળદેવે કહ્યું: "અને વીરમતીને સમજાવજો કે, ભગવી કન્થા ધારણ કર્યા પછી કોઇના પ્રત્યે તેણે વેર રાખવું ન ઘટે."

સિંહદેવ પણ ગયો. વીશળદેવના હૃદયમાં ફરીથી ખિન્નતા છવાઈ ગઈ. તે બોલ્યો: "આજનો દિવસ કેવો ઉગ્યો છે એ નથી સમજાતું. ઉદ્વેગ ઉદ્વેગ અને ઉદ્વેગ !"

"એક રાજાએ એમ ન નિરાશ થવું જોઇએ નહીં." સોમેશ્વર પંડિતે કહ્યું: "છતાં, વત્સ ! તારી ખિન્નતા દૂર કરવાનો મેં એક ઉપાય રચ્યો છે. તારા રાજ્યનાં ગામોમાં તું પ્રવાસે નીકળી પડ. પ્રજા તારી પાસેથી શી શી આશાઓ રાખે છે અને તેની નજરમાં તું કેવો મહાન્ છે એનો ખ્યાલ તને એ પ્રવાસ દરમ્યાન મળશે. તારો ઉદ્વેગ તેથી દૂર થશે અને તારામાં નવચેતન આવશે."

"આ એક સુન્દર ઉપાય છે. એમાં હવે વિલમ્બ કરવો જોઇએ નહીં" રાજમાતાએ કહ્યું.

"હું એ વિષે વિચાર કરી જોઇશ" વીશળદેવે જવાબ દીધો.

"ના. એમાં વિચારની હવે કરી જરૂર નથી. હું મંત્રીશ્વરને તારા પ્રવાસ માટે સર્વ તૈયારીઓ કરવા જણાવું છું અને તારી મુલાકાત લેવા પણ તેમને સૂચવું છું." એમ કહીને સોમેશ્વર પંડિત ત્યાંથી રવાના થયા.

રાજમાતા વીશળદેવને પ્રવાસે જવા સમજાવતાં સમજાવતાં મહેલમાં લઇ ગયાં.

સિંહદેવ, વીરમતી અને નાગેશ્વરને શોધતો બગીચાની બહાર નીકળીને જેવો થોડેક દૂર ગયો કે તેના પ્રયાણમાં ઓચિંતો અટકાવ થયો. ઘટના એમ બની કે, કોટવાલ જગતસિંહ ત્યાંથી કેટલાક સિપાઇઓ સાથે પસાર થતો હતો. તેણે સિંહદેવને દીઠો એટલે તે અહીં કોની પરવાનગીથી આવ્યો? એવો સહજ પ્રશ્ન તેના મનમાં ઉપસ્થિત થયો જેથી તેણે તેની પાસે આવીને પૂછ્યું: "સિંહમામા, તમે રસ્તો ભૂલ્યા જણાવ છો!"

"શેનો ભૂલું? હું ચોક્કસ રસ્તેજ આવ્યો છું."

"એમ? ત્યારે જેની પરવાનગીથી તમે અહીં આવ્યા હો તેનો લેખી આજ્ઞાપત્ર બતાવો જોઉ?"

"મને અહીં બોલાવ્યાથી હું આવ્યો છું એ નક્કી છે."

"એ ન ચાલે. તમે જાણો છો કે તમને દેશપાર કરવામાં આવેલા છે. તે હુકમનો ભંગ કરીને તમે આ શહેરમાં આવ્યા માટે મારે તમને પકડવા જોઇશે."

"મને પકડીશ? જગતસિંહ, વિશળકુમાર તરફથી તને ઠપકો મળશે."

"મને લિખિત આજ્ઞાપત્ર બતાવો ?"

"તે તો નથી."

"એ સ્થિતિમાં મને કોઇ ઠપકો આપી શકશે નહીં. હું તમને મહારાજા વીશળદેવના નામથી પકડું છું."

જગતસિંહે પોતાની સાથેનાઓ મારફત સિંહમામાને પકડાવ્યો અને તેને દેવડીએ મોકલી દઇ પોતે આગળ ચાલ્યો.

જે સ્થળે સિંહમામો પકડાયો તે સ્થળથી થોડેક દૂર એક અણધારી ઘટના એ વેળા ઘડાતી હતી. વીરમદેવ અને વીરમતીને લગતી એ ઘટના હતી.

બગીચાની વાડ કુદાવીને વીરમતી બહાર પડી એટલે જરાક જ દૂર જતાં તેના જોવામાં એક નહીં પણ છ સાત શસ્ત્રધારીઓ આવ્યા, જેમાં વચ્ચોવચ્ચ વીરમદેવ ઉભો હતો. તેમને જોતાં જ વીરમતીએ પોતાની દાસીઓને ફરીથી હાંક મારી; એટલે તેઓ સર્વ નાસવા લાગ્યા. તેઓને નાસતા જોઇને વીરમતીએ બૂમ મારીને પૂછ્યું: "બાયલા છો કે શું ? કેમ નાસો છો ?"

પણ જવાબ ન દેતાં તેઓએ નાસવું ચાલુ રાખ્યું. નાસતાં નાસતાં એક સાંકડી ગલી જેવી જગ્યા આવતાં તેઓ તેમાં પેસી ગયા. વીરમતી અને તેની દાસીઓ તેઓની પાછળ તે ગલીમાં પેઠી.

વીરમદેવ અને તેના માણુસો કેમ નાસતા હતા એની સમજ હવે વીરમતીને પડી; કારણ કે જેવી તે ગલીમાં પેઠી કે તરતજ વીરમ અને તેનાં માણસોએ તેની દાસીઓ ઉપર હુમલો કર્યો. આવી રીતે દગા ફટકાથી આક્રમણ કરનારાઓ ઉપર વીરમતીને ચીઢ ચઢી. તે બોલી: "તમારો ન્યાય મેં બીજાઓ પાસે કરાવવા ધાર્યો હતો; પણ હવે તો તમારી નામર્દાઇ અને લુચ્ચાઈના ઉપરા ઉપરી પ્રસંગો નિહાળ્યા પછી મારે જ તે ન્યાય કરવો જોઇશે."

તેણે પોતાનાં ભગવાં વસ્ત્ર શરીર પરથી ઉતારી નાંખ્યાં. એ વસ્ત્ર નીચે તેણે કેસરીઆ રંગની એક સાડી

પહેરેલી હતી તે તેનાં અંગ ઉપર દીપવા લાગી. તેની કમ્મરમાં એક તલવાર લટકતી હતી. એ તલવાર મ્યાન-માંથી બહાર કાઢીને તે વીરમદેવની સામે થઈ.

વીરમદેવ હસીને બોલ્યો: "મારો ન્યાય એક સ્ત્રી કરશે ? અરે, તે પહેલાં તો તેણે સ્વધામ પહોંચવું જોઇશે."

તેણે પોતાની તલવાર ચમકાવી અને વીરમતીનો સામનો કર્યો.

એ શૂરી સિંહણુ અને તેના પતિ વચ્ચે ખાંડાનો ખેલ જામ્યો. એક બાજુ તે બે હાથોહાથ લઢી રહ્યાં હતાં, બીજી બાજુ વીરમનાં માણસો અને વીરમતીની દાસીઓ લઢી રહી હતી ત્યારે ત્રીજી બાજુ નાગેશ્વર તેજ ગલીમાં વીરમતીને શોધતો શોધતો આવી લાગ્યો. વીરમતીએ ભગવાં વસ્ત્ર કાઢી નાંખ્યાં હતાં અને તે વીરમદેવ સાથે લઢતી હતી એ જોઇને નાગેશ્વર છક થઈ ગયો.

"અરે, આ બે તો પ્રતિપળે એક બીજાની સામે લઢવા મંડી જાય છે ! મારે તેઓને અટકાવવાં જોઇએ." એમ પોતાના મનમાંજ ગણગણીને તેણે તેઓની નજદીક જતાં જતાં મોટેથી બૂમ મારી: "સબૂર ! મહારાજા વીશળદેવના રાજ્યમાં દ્વન્દ્વ-યુદ્ધની મનાઇ છે !"

પણ એનું બોલવું ઘણુંજ મોડું હતું કારણકે તેનું વાક્ય પૂરૂં થતા થતામાં તો શૂરી સિંહણે વીરમદેવની ગર્દન તલવારના જોરાબંધ ઝાટકાથી ઉડાવી દીધી ! એનું માથું ધડથી વેગળું થઈ ગયું અને હવામાં ઉછળીને થોડીવારે જમીનપર પાછું પટકાઇ પડ્યું !

વીરમતી એટલું કરીને થોભી નહીં. પણ તરતજ જમીનપર બેસી જઇને બે હાથ જોડીને આકાશ પ્રત્યે જોતાં જોતાં બોલી: "હે સર્વજ્ઞ સર્વેશ્વર ! તું પિતા જાણે છે કે, મેં એક નામર્દનો નાશ ધર્મ્ય કર્તવ્ય તરીકે કર્યો છે; પણ એ આ જગતમાં મારો 'પતિ' કહેવાતો હતો તેથી એનો વધ કર્યા પછી હવે હું જીવવા માગતી નથી. પ્રભુ ! મને માફ કરજે. દાસીઓ, છેલ્લા પ્રણામ !"

વીરમતીએ તલવારવાળો હાથ પોતાની ગર્દનપર ઘા કરવા માટે ઉચો કર્યો. નાગેશ્વરે તેજ પળે તેની સમીપ જઇ પહોંચીને તે હાથ ઝાલી લીધો.

સિંહણે ક્રોધભરી દૃષ્ટિથી નાગેશ્વરે તરફ પળભર જોયું અને પછી સ્ફુર્તિથી ઉભી થતાં ખૂબ બળપૂર્વક તેણે પોતાનો હાથ છટકાવી નાંખ્યો. એનો નિર્ણય ડગે એમ ન હતો. એકદમ તેણે પોતાની ગર્દનની આરપાર પોતાની તલવાર ફેરવી દીધી! તેનો દેહ જમીનપર ઢળી પડયો!

નાગેશ્વર આ દૃશ્ય જોઇ અવાક્ બની ગયો. વીરમતીની દાસીઓ અને વીરમનાં માણસો જેઓ પરસ્પર લઢતાં હતાં તેઓ થંભી ગયાં. દાસીઓ વીરમતીના શબની આસપાસ ભેગી થઇ ગઈ. માણસો નાસી ગયા.

"કેવો કરૂણાજનક પ્રસંગ!" નાગેશ્વર બોલ્યો: "એક પાપી અને નામર્દ પતિને ખાતર એક પુન્યાત્મા અને શૂરી પત્નીની નિરર્થક આહૂતિ!"

"મહાશય!" વીરમતીની એક દાસીએ નાગેશ્વરને કહ્યું: "આ નિરર્થક આહૂતિ નથી. સંસાર ભરમાં જે નામર્દ પતિઓ ભૂમિપર ભાર રૂપે જીવન ધારી રહ્યા છે તેઓએ હવે આ પ્રસંગ પરથી કંપવું જોઇશે-ચેતવણી લેવી જોઇશે કે-સાક્ષાત્ મહામાયાઓ તેમની નામર્દાઇનો આ રીતે અંત લાવવામાં લગીરે આંચકો ખાતી નથી; અને પતિપત્નીના સગપણનું બંધન પળભર પણ સ્વીકારતી નથી. જો નામર્દો આ ઉપરથી ચેતીને મર્દ બનશે નહીં તો શક્તિના અવતાર સમી રમણીઓ જરૂર તેમનો અંત આણશે. મારા બાઇને તેમના નામર્દ પતિનું કલંક અસહ્ય લાગતું હતું. તેથી તેમણે આખરે તેનો વધ કરીને એ કલંકનો ભાર પોતાના શિર પરથી ઉતાર્યો છે, તે માટે હું તેમને વંદન કરૂં છું." પોતાની સાથીદારણો તરફ વળીને તે બોલી: "બહેનો, તમે પણ તેમને વંદન કરો" સર્વ દાસીઓએ વીરમતીના મૃતદેહને વંદન કર્યું નાગેશ્વરથી પણ વંદન કર્યા સિવાય રહેવાયું નહીં.

---

## પ્રકરણ ૨૨ મું.

### ભેદી બુઢ્ઢો !

જગતસિંહ ચાલતો ચાલતો મંત્રીશ્વરના ઘર તરફ જવા લાગ્યો. સિંહમામો હુકમભંગ કરીને-અચિંતો અહીં આવી લાગ્યો છે એ ખબર મંત્રીશ્વરને આપવાનો તેનો ઇરાદો હતો. તે હજી તો રસ્તામાં હતો તેવામાં અચાનક એક વૃદ્ધ પુરુષ તેની સમક્ષ ઉપસ્થિત થયો અને સત્તાધારી સ્વરે પૂછવા લાગ્યો: "જગતસિંહ ! ક્યાં જાય છે ?"

એ સ્વર સાંભળતાં જગતસિંહ ચોંક્યો. એને પ્રશ્ન પૂછનાર તરફ ટગર ટગર જોવા લાગ્યો. એ વ્યક્તિ માટે તેને કાંઇક જબરો સંદેહ ઉત્પન્ન થયો. તેણે પ્રશ્ન કર્યો: "આપ મં—" તેનું મ્હોં વૃદ્ધ પુરૂષે દાબી દીધું અને કહ્યું: "હવે કાંઇજ આગળ બોલતો નહીં." આસપાસ આમ તેમ જોઇને જગતસિંહને એક મકાન આગળ એકાન્તમાં લઇ જઇને તે વૃધ્ધે કહ્યું:

"આ નગરમાં અત્યારે ચાલી રહેલી તમામ ઘટનાઓની ખબર પળે પળે મને ગુપ્ત દુતો મારફત મળી છે. તેં સિંહમામાને પકડયો છે. તેને દેવડી પર મોકલાવ્યો છે. હવે ઝપાટાબંધ હું કહું તેમ કર. બે ત્રણ ચપળ સાંઢણીઓ હવે તૈયાર કર. સિંહદેવને એક સાંઢણી પર બેસાડીને તે જ્યાંથી આવ્યો છે ત્યાં પાછો

મોકલાવી દે. એને કહી દે કે તારા પરનો મનાઇ હુકમ હજી રદ થયો નથી. તે રદ થતાં તને આપોઆપ અહીં બોલાવીશું. જો તેની પત્નીને તે પોતાની પાસે બોલાવવા માગે તો તેની પાસેથી એક પત્ર લખાવીને તેની પત્નીને પહોંચાડજે અને તેને પણ તેના પતિ પાસે મોકલી દેજે. બસ. આ કાર્યની જાણ કોઇને પણ થવી જોઇએ નહી. લક્ષમાં રાખજે—મારા સિવાય કોઇને પણ નહીં. ”

જગતસિંહ નમન કરીને વિદાય થયો. વૃદ્ધ પુરૂષ તેના જવા પછી હોઠ કરડીને સ્વગત બોલ્યો: “ મારી સામે અંગત દ્વેષ કરનારાઓ હું બેઠાં કદાપિ પોતાની સત્તા જમાવી શકશે નહીં” આમ કહીને તે આગળ ચાલ્યો.

તે ચાલતો ચાલતો તે ગલી આગળ આવી પહોંચ્યા કે જ્યાં વીરમતી અને વીરમદેવનાં શબ પડયાં હતાં. તેણે જોયું કે, ત્યાં લોકોની ગીરદી જામી ગઈ છે અને વીરમતીના શબ આગળ તેની દાસીઓ ઉભેલી છે. નાગેશ્વર ત્યાં નહતો. વૃદ્ધ પુરૂષ લોકોની ગીરદીમાંથી ધીમે ધીમે માર્ગ કરીને આગળ ગયો અને વીરમતીની દાસીઓ પાસે જઈ પહોંચ્યો. તે વીરમતીના શબ આગળ ઘુંટણીએ બેઠો અને પોતાની પાઘડી ઉતારીને શબને વંદન કરતો કરતો બોલવા લાગ્યો: “વંદન ! ઓ નામર્દોનો નાશ કરનારી સાક્ષાત રણચંડીકા ના પવિત્ર આત્મા ! તને મારાં લાખ્ખો વંદન છે. મારી આટલી ઉમ્મરમાં મેં એકજ મહામાયાને જોઇ કે જેણે પોતાનું પિતૃકુળ ઉજાળ્યું; જેણે સ્ત્રી અવતાર સાર્થક કર્યો, પણ “ આપ મુએ પિછે ડૂબ ગઈ દુનિયા ” એવો વારો ઘાટ થયો છે, એ મહાદુઃખની વાત છે. ”

એના શબ્દે શબ્દ વીરમતીની દાસીઓ સાંભળતી હતી. એના વાક્યથી એક દાસી ચોંકી અને એની પાસે

આવીને પૂછવા લાગી: "સુજ્ઞ વૃદ્ધ પુરુષ! તમે છેલ્લું વાક્ય શા હેતુથી બોલ્યા? જાણતા ન હો તો જાણજો કે, અમે યે પ્રતિજ્ઞા લીધી છે કે, નામર્દોનો નાશ કરીશું—"

ભારે કંટાળા ભરેલી દૃષ્ટિથી તે વૃદ્ધે દાસી તરફ વક્ર દૃષ્ટિ કરી અને આર્ત્ત સ્વરે પૂછ્યું: "બહેન, મારી મતલબ કોઇ નહીં સમજી શકે. તારી કે તારી સાથેની બ્હેનોની પ્રતિજ્ઞા ચાહે તેવી હશે પણ આ મહાદેવીના શબની તત્કાળમાં જે વ્યવસ્થા થશે તે તો એક કારી ઘા જેવીજ હશે અને હું ખાત્રીપૂર્વક કહું છું કે—એનો આત્મા એથી દૂભાશે."

તે દાસી વૃદ્ધ પુરુષની પાસે બેસી ગઇ. બીજી દાસીઓ પણ તેની સમીપ આવીને બેઠી. પ્રથમ દાસીએ પૂછ્યું: "તમે જરૂર કોઇ મર્મજ્ઞ લાગો છો. કહો, કહો, અમારાં બાઇના આત્માની દૂભવણી થાય એવું શું બનનાર છે?"

"માઠું ન લગાડશો પણ મારા થોડાક સવાલના જવાબ આપો. આ મહામાયાના મૃતદેહનો અગ્નિ સંસ્કાર કઇ ભૂમિમાં થનાર છે? કોની ચેહ સાથે થનાર છે?" વૃદ્ધે આ પ્રશ્ન પૂછતાં જ અર્થસૂચક દૃષ્ટિથી વીરમદેવના શબ તરફ જોયું. પ્રથમ દાસી આ ઉપરથી બન્ને પ્રશ્નોનું રહસ્ય પામી ગઇ. તે બોલી: "બરાબર. ધન્ય છે વૃદ્ધ મહાશય તમને કે, તમે અમને નવીન પ્રેરણા આપીને અમારાથી થતી ભૂલ સુધારી. આ તે ભૂમિ છે કે જ્યાં અમારાં બાઇથી ધિક્કારાયલાનો જન્મ થયો હતો. એમના શબનો અગ્નિ સંસ્કાર અહીં થાય તો એ માણસની ચેહ સાથે થશે કે જેને જીવતાં તો અમારાં બાઇએ ધગધગતા અંગારા જેવો ગણ્યો હતો. નામર્દની સાથે શૂરી સતીનો દેહ બળે એ કલંક જ છે અને એથી શૂરી સતીનો આત્મા દૂભાય એ કુદરતી છે. માટે બસ. અમારાં બાઇના મૃતદેહનો અગ્નિ સંસ્કાર અહીં નહીં જ થાય."

"બરાબર છે. આપણે એમના શબને એમની પિતૃ ભૂમિમાં જ લઈ જઇશું." બીજી એક દાસી બોલીઃ

"એમાં હવે જરાકે ઢીલ કરવી ન ઘટે—નહીંતર પેલો અમાત્ય રાજકુટુંબ સાથે અહીં ઝટપટ આવી પહોંચશે." ત્રીજી દાસીએ સૂચના કરી.

વૃદ્ધ ઉભો થઇ ગયો. તેણે પોતાનું ફાળીઉં માથે વીંટવાં વીંટતાં ચાલવા માંડયું. પહેલી દાસીએ તેનું કાંડું પકડયું અને કહ્યું: "હવે તમારાથી એમને એમ નહીં જવાય. આદર્યું છે તે પૂરૂં કરો—"

"બ્હેનો, મને શું છે ?" તે વૃદ્ધ ગાભરો ગાભરો પૂછવા લાગ્યો.

"એમાં ગભરાવાની કશી જરૂર નથી. એક માનવી તરીકે બીજાં માનવીઓને તમારે જીવદયાની દૃષ્ટિથી અને ફરજની દૃષ્ટિથી મદદ કરવાની છે. અમે માત્ર તમારી એટલીજ મદદ માગીએ છીએ કે—અમને ત્રણ—ચાર ઉતાવળી ઝડપવાળી સાંઢણીઓ મેળવી આપો." પહેલી દાસીએ કહ્યું.

"પણ એ તમે તમારી મેળે મેળવી લ્યો" વૃદ્ધ બોલ્યો: "મને શું કરવા સંતાપો છો ?"

"અમે અહીં અજાણ્યાં છીએ." બીજી દાસી બોલી. "વળી અમને ઉતાવળે જવાની જરૂર છે. માટે તમારે મદદ કરવીજ જોઇએ—"

"જો અમને ત્રણ સાંઢણીઓ નહીં લાવી આપો તો તમને ગૌહત્યાનું પાપ છે. સ્ત્રી-હત્યાનું પાપ—"

"હં હં" વૃદ્ધ કાને હાથ દેતો બોલ્યો: "હવે ન બોલીશ. ન બોલીશ. સાંઢણીઓ લાવી આપું છું."

તે વૃદ્ધ લોકના ટોળામાંથી જવા લાગ્યો. એક દાસી તેની પાછળ ગઇ. રસ્તામાં થોડેક દૂર કેટલીક સાંઢણીઓ ઉભી હતી. તે જોઇને દાસી બોલી: "કેવા શુભ ચોઘડીઆ માં આ વિચાર ઉદ્‌ભવ્યો જણાય છે કે—સાંઢણીઓ પણ

સપાટામાં મળી ગઈ ! એનો માલેક જો ના પાડશે તો એનેયે સોગંદ દઇને હું ફરજ પાડીશ."

"બહેન, તું આકળી જણાય છે." વૃદ્ધ કહ્યું: "તું અહીં થોભી જા. હું પલકમાં એ સાંઢણીઓ તને લાવી આપું છું." તે સાંઢણીઓ નજદીક ગયો અને તેને દોરનારા માણસો સાથે સહજવારમાં પાછો ફરીને બોલ્યો: "બહેન, લઇ જા આ સાંઢણીઓ અને તારૂં ફરજથી પ્રેરાયલું કાર્ય પૂરૂં કર. એ સાંઢણીઓના ભાડાનાં નાણાં અહીંથી અપાઇ ચૂકયાં છે."

દાસી ત્રણ સાંઢણીઓ સાથે ત્યાંથી ગઇ. વૃદ્ધ પુરુષ ત્યાં ઉભેલી બાકીની સાંઢણીવાળાઓ સાથે વાત કરતો હતો તેવામાં એક માણસ ત્યાં આવ્યો અને પૂછવા લાગ્યો: "આ સાંઢણીઓ ભાડે જોઇએ છે. લઇ ચાલશો ?"

વૃદ્ધ પુરુષે મોટો ઘાંટો પાડીને પૂછ્યું: "કોણ છે તું વળી ? કયા લઈ જવી છે ? શા માટે લઇ જવી છે ?"

એ માણસે ધીમે સ્વરે કહ્યું: "આ રાજ્યના રાજાના ભાઈનું શબ અહીંથી બહાર ગામ લઇ જવાનું છે."

"ઓહો ! એવું શા માટે કરવું પડે છે ? રાજાને ખબર આપો એટલે એને જે કરવું હશે તે કરશે."

"અરે ભાઇ, રાજાને એની કશીયે ખબર નથી અને અહીંના ખટપટી મંત્રીઓએ તો રાજાને કયારનો પ્રવાસે મોકલી દીધો—"

"હેં ? અહીં એમના ભાઇનું મોત થયું અને રાજા પ્રવાસે ઉપડી ગયા ? તું જુઠું બોલે છે."

"તો જોઇ આવો રાજમહેલે જઈને. હું હમણાંજ ત્યાંથી આવું છું. આ રાજયનો અમાત્ય રાજા પાસે ગયો હતો પણ તેઓ તો હસી હસીને ઉત્સાહથી વાતો કરતા હતા. રાજા રાણી રથમાં બેસી વિદાય થયાં. સાત–આઠ ઘોડેસ્વારો પણ સાથે હતા અને અમાત્ય

ખબર આપ્યા વિના પાછો ફર્યો; એટલુંજ નહીં પણ રાણી માતાને મહેલે ગયો."

"વારૂ; તોયે શું ? રાજાને જરૂરી કામ હશે તેથી ગયા હશે; પણ તેના મંત્રીઓ, રાજમાતા વગેરે તો જરૂર રાજાના ભાઇના દેહને ઘટતા માન સાથે ઠેકાણે પાડવાના."

"નહીં મને એવી આશા પડતી નથી. અમાત્ય રાણીમાતાને ગમે તેવું ભરવશે અને મંત્રીશ્વર તો અહીં છેજ નહીં—"

"હેં ? ક્યાં ગયા છે ?"

"મેં કહ્યું ને કે અહીંના મંત્રીઓ ખટપટી છે ! એનો એ પુરાવો. રાજાના પુરોહિત હમણાંજ મંત્રીશ્વરને મકાને ગયા હતા ત્યારે તેમને પાછા કાઢીને ખબર અપાઇ કે મંત્રીશ્વર તો બહારગામ ગયા છે. વીરમદેવને અને મંત્રીશ્વરને વેર હતું. વીરમદેવને અને અમાત્યને વેર હતું. વીરમદેવને અને ધોળકા નગરીને વેર હતું. આવી ભૂમિમાં એનો દેહ પડયો એ કોઇને રૂચ્યું લાગતું નથી. આથી કાંઈ ને કાંઇ ખટપટો ઉભી થઇ છે. આવા સંજોગમાં અમે મરનારના શબનો અહીં અગ્નિસંસ્કાર નહીં કરાવીએ."

"તમે કોણ છો ?"

"મરનારનો નોકર છું. મારી સાથે બીજા છ–સાત જણ અહીં આવેલા છે. અમે ઠરાવ કર્યો છે કે–કોઈ તીર્થ ક્ષેત્રમાં મરનારનું શબ લઇ જઇને બાળવું. એની પત્ની એની જન્મભૂમીમાં બળશે તો એ તીર્થક્ષેત્રમાં બળશે."

"વિચાર તો ઠીક છે; પણ ભાઇ, તમે આ સાંઢણી-ઓનું ભાડું આપી શકશો ?"

"હા. માગશો તેટલું આપીશું."

"એકકેક પ્રહરની પંદર–પંદર સોના મહોરો દરેક સાંઢણી દીઠ લઇશું."

કેટલીક રકઝક અને આનાકાની પછી આખરે ત્રણ સાંઢણીઓની દરેક દીઠ દરેક પ્રહરની દશ રૂપામહોરો આપવાનું ઠરાવીને એ માણસ વિદાય થયો.

એ ગલી કે જ્યાં થોડાક વખત પહેલાં ગીરદી જામી હતી તે હવે સુન્સાન બની ગઈ. ત્યાં વીરમતીનું શબ ન હતું. ત્યાં વીરમદેવનું શબ ન હતું. ત્યાં લોક સમૂહ નહોતો. કેવલ એ વૃદ્ધ પુરુષ એકલો ફરતો હતો. એ સ્વગત બોલતો સંભળાતો હતો: "ભૂંસાઈ ગયો! આ આખોયે બનાવ અહીં બન્યોજ ન હોય એમ ભૂંસાઇ ગયો! પણ...સબૂર! જાણકાર આવે છે!"

વૃદ્ધ એક ઓટલા પર બેસી ગયો. થોડી વારે ત્યાં અમાત્ય નાગેશ્વર અને રાજપુરોહિત સોમેશ્વર પંડિત આવ્યા. ચોગરદમ શૂન્યકાર જોઇ, બન્ને શબમાંના કોઇને ન જોઇ, નાગેશ્વર બોલ્યો: "ગુરૂદેવ! ચમત્કારજ ને?" તે આંખો ચોળીને વધારે મોટી કરીને જોવા લાગ્યો અને બોલ્યો "બે શબ ક્યાં? સ્થાન નિર્જન કેમ?—"

રાજપુરોહિતે ગંભીર સ્વરે કહ્યું: "વિધિના લેખ એવાજ હશે! નાગેશ્વર, તું કહે છે કે, હું રાજેન્દ્ર પાસે ગયો ત્યારે તેઓ ઉત્સાહભેર પ્રવાસે જતા હતા તેથી તેમના આનંદને શોકમાં ફેરવી દેવાની તારી હિમ્મત ચાલી નહીં; તને રાજમાતાએ બોલાવ્યો ત્યાં પણ ઉત્સાહ ભરી વાતો તેમણે કર્યાથી તું શોકની ખબર આપી શક્યો નહીં, એ વિધિની ઇચ્છાનુસાર બન્યું હોવું જોઇએ. જો, છે અહીં એ શોકનું કાંઈ ચિન્હ? જાણે એ બનાવ આ ગામમાં બન્યોજ નથી એમ જગતને કહેવરાવવાની વિધિની ઇચ્છા લાગે છે!"

"પણ એ બનાવ બનેલો મેં મારી આંખે નિહાળ્યો હતો!—"

"અને તેનું કાંઇજ નિશાન અહીં નથી તે પણ તું

નિહાળે છે! કોઈકનો પણ ગેબી હાથ આ બનાવમાં સ્ફુર્તિથી કામ કરી રહ્યો હોવો જોઇએ! ગમે તેનો હોય. આપણે વિધિનો ગણીશું. તું એને તારા મનમાંથી ભુંસી નાખ અને રાજમાતાએ દર્શાવેલા માર્ગે વિચર, એજ તારૂં કર્ત્તવ્ય." સોમેશ્વર પંડિતે એમ કહીને ત્યાંથી ચાલવા માંડયું.

નાગેશ્વરની નજર આમ તેમ જોતાં જોતાં વૃદ્ધ તરફ ગઇ: તે તેની પાસે ગયો. તે પૂછવા લાગ્યો: "કાકા, અહીં થોડા વખત પર કાંઈ બનાવ બનેલો?"

"શેનો બનાવ? અહીં તો કશું જ બન્યું નથી!"

"તમને ખાત્રી છે કે—કાંઇ બન્યું નથી?"

"હું ક્યારનો અહીં બેઠેલો છું પણ મેં તો કશું યે બનેલું જોયું નથી અને મને તારા જેવું પૂછનારો પણ કોઈ મળ્યો નથી." વૃદ્ધ પુરૂષે કહ્યું: "જુવાન, તને કોઇ બનાવનું ભયાનક સ્વપ્ન આવ્યું હોવું જોઇએ. તને કપોલકલ્પિત ભ્રમ થયો હોવો જોઇએ. બાકી સાચી વાત તો એટલી જ છે કે–રાજા રાણી અહીંથી પ્રવાસે ગયાં છે."

નાગેશ્વર આ બોલનાર તરફ ઘડીભર જોઇ રહ્યો. એના શબ્દેશબ્દમાં મર્મ હતો, એમ તેને લાગ્યું. તેના અવાજમાં તેને પરિચિતતા લાગી. કાંઇજ ન બોલતાં તે ત્યાંથી વિદાય થયો. તે ગલી બહાર આવ્યો ત્યારે સોમેશ્વર પંડિત ચાલ્યા ગયેલા જણાયા. નાગેશ્વર જરાક દૂર જઇને એક મકાનને ઓથે છૂપાઇ રહ્યો. થોડી વારે વૃદ્ધ પુરૂષ તે ગલીમાંથી બહાર નીકળ્યો અને આમ તેમ જોતો આગળ ચાલ્યો. નાગેશ્વર તેની નજરે પડાય નહીં તેમ તેની પાછળ ચાલ્યો. મંત્રીશ્વરનું મકાન આવ્યું. વૃદ્ધ પુરૂષ તેમાં પહેરેગીરોની લગીરે અટકાયત વિના દાખલ થઇ શકયો!

"બસ" નાગેશ્વરે એ વૃદ્ધને મંત્રીશ્વરના મકાનમાં આ રીતે જતો જોઇને સ્વગત કહ્યું: "વિધિના ગેબી હાથનું મૂર્ત્ત સ્વરૂપ તે આજ મહાશય!"

ઝડપથી મંત્રીશ્વરના મકાનની પાછલી બાજુએ જઈ, તેમના ખંડની બારી પર ચઢી, નાગેશ્વરે અંદરના ભાગમાં કૂદકો માર્યો.

જે વૃદ્ધને તેણે મકાનમાં પેસતાં જોયો હતો તે પોતાનાં વસ્ત્રો ઉતારતો તેની નજરે પડયો! તે વૃદ્ધની નજર પણ તેના તરફ ગઈ. બન્નેની નજર એક થતાં નાગેશ્વર બોલ્યો: "મારો વિસ્મય દૂર થયો. મને સંતોષ થયો કે-મંત્રીશ્વરની જાણે બહાર બે શબ ઉપડી ગયાં નથી. હવે હું રજા લઈશ."

"આવ, નાગેશ્વર!" વૃદ્ધ પુરુષે પોતાના મ્હોં ઉપરથી ખોટી મૂછો, દાઢી અને સફેદ વાળ દૂર કરીને મંત્રીશ્વર તરીકે ખુલ્લાં પડતાં કહ્યું: "તારી એકલાનીજ બ્હીકથી મેં આ વેષ સજ્યો હતો. હું જોઉં છું કે-જેની આપણે બ્હીક રાખતા હોઈએ તેજ આપણી પછવાડે આવી આપણને ઝડપે છે એવું અનુભવીઓનું સૂત્ર સાચું છે."

"મારી-એક નાદાનની બ્હીક મહાન્ મંત્રીશ્વરને?"

"નાગેશ્વર! વંચના કરે તેને સાચથી બ્હીવું પડે-પછી ભલે એ વંચના શુભ ઉદ્દેશથી થઈ હોય તો પણ!"

"કૃપાળુ, જો હરકત ન હોય તો કાંઈક વિશેષ ખુલાસો ઇચ્છું છું."

"અત્યારે એનો કશો ખુલાસો થઈ શકે તેમ નથી." મંત્રીશ્વરે જવાબ દીધો: "સમય આવ્યે તે થશે ત્યારે તારા ઘણા ભ્રમ ભાંગશે."



# પ્રકરણ ૨૩ મું.

## માલવપતિની ગુજરાત પર ચઢાઇ.

મંત્રીશ્વરને ખુલાસો કરવાનો આગ્રહ કરવા નાગેશ્વર ઇચ્છતો હતો; એટલામાં અચાનક સેનાપતિ તેજપાળ અગત્યના કામે મળવા માંગે છે એવા સમાચાર એક પહેરેગીર લાવ્યો. પરિણામે વાતચીત અટકી ગઇ અને મંત્રીશ્વરે તેજપાળને પોતાની સમક્ષ બોલાવ્યો.

આવતાં વેંત તેણે ખબર આપી કે: "માળવાનો રાજા ગુજરાત ઉપર ચઢાઈ લાવે છે !"

મંત્રીશ્વર અને નાગેશ્વર બન્ને એક સાથે બોલી ઉઠયા: "હેં ? !"

વસ્તુપાળે કહ્યું: "માલવપતિનું લશ્કર માળવાની હદમાંથી બહાર નીકળી ચૂકયું છે અને તે ગુજરાતની સરહદ તરફ કુચ કરે છે, એવા સમાચાર આપણા એક ગુપ્ત દુત મારફત મળ્યા છે."

"શત્રુ-સૈન્યની કુચ ગુજરાતના કિયા શહેર તરફ થાય છે?"

"એ હજી જાણવાનું બાકી છે; પરંતુ શત્રુ દળની સંખ્યાનું માપ આંકવામાં આવ્યું છે."

"કેટલી સંખ્યામાં એ દળ છે?"

" દશ હજાર શૂરા માળવીઓ. જુવાન જોદ્ધાઓ. સંપૂર્ણું સાધનસંપન્ન અને ગુજરાત સર કરવાની પ્રતિજ્ઞાથી બદ્ધ થયેલા."

" હું પ્રતિજ્ઞા કરું છું કે મહારાજ વીરધવળદેવની સાથે જઇને એ માલવ સૈન્યને હું પરાસ્ત કરીશ." નાગેશ્વર ગર્જના કરતો અને પોતાની સમશેર ચમકાવી હુંકો મારતો બોલી ઉઠયો.

વસ્તુપાળ-તેજપાળ એ બન્ને ભાઇઓની દૃષ્ટિ પરસ્પર મળી. વસ્તુપાળે પોતાની એક આંખ સહેજ મીંચીને તેજપાળને ઇશારો કરીને નાગેશ્વરને સંબોધીને કહ્યું: " યુવક ! સેનાપતિ આ કાર્ય માટે તત્પર છે, છતાં તું શા માટે યુદ્ધમાં ઝંપલાવવાની પતિજ્ઞા લઈ બેઠો ?"

" કારણ્ કે, આ ભૂમિ અત્યારે મને ખાવા ધાય છે. નાગેશ્વરે કહ્યું: " જે અણુચિંત્યા પ્રસંગો બની ચુકયા છે. તેથી મારૂં મન ખૂબ નિરાશાથી ઘેરાઇ ગયું છે. એ નિરાશા રણભૂમિ જોવાથી જરૂર દુર ન્હાસી જશે."

" પણ રાજેન્દ્રને તારી સાથે તું શા માટે લેવા માગે છે ?"

" રાજેન્દ્રને એજ ઉદ્દેશથી અહીંથી પ્રવાસે મોકલવામાં આવ્યા છે કે તેઓ યુદ્ધો જગાડે."

" કોણે એ ઉદ્દેશથી તેમને પ્રવાસે મોકલ્યા છે ?"

" રાજમાતાએ." નાગેશ્વરે જવાબ દીધો: " જ્યારે તેઓશ્રીનું મન ખિન્નતાથી ઘેરાઇ ગયું ત્યારે પ્રવાસ કરવા જવાની સૂચના ગુરૂદેવે તેમને કરી હતી; પણ રાજમાતાએ એક નવીન પ્રેરણા અર્પી. જેવા રાજેન્દ્ર મહેલમાં ગયા કે રાજમાતાએ તેમને સૂચવ્યું: 'પુત્ર ! તારા સદ્‌ગત પિતાને સંભાર. તેમનો આત્મા અત્યારે તને શો આદેશ

આપે છે, એનું ચિંતન સાત્વિક ભાવે કર.' રાજેન્દ્રે આંખો મીંચીને મર્હુમ મહારાણા વીરધવળને યાદ કર્યા અને ખરે થોડીકજ પળોમાં પોતે નવું ચેતન આવ્યું હોય હોય તેમ ઉભા થઇને કહેવા લાગ્યા: 'માતા, મને માર્ગ જડયો છે, મારા પિતા જ્યારે જ્યારે ખિન્ન થતા ત્યારે મંત્રી વસ્તુપાળ તેમને યુદ્ધ-ભૂમિમાં પ્રેરતા; કોઇને કોઇ દેશપર આક્રમણનો પ્રસંગ ઉભો કરતા. બસ. એજ માર્ગ હું અત્યારેને અત્યારે લઇશ.' આમ કહીને તેમણે રથ જોડાવ્યો. તેઓ તે પર ચઢવા જતા હતા ત્યારે મૃણ્મયી-દેવીએ વિજયતિલક કર્યું અને સાથે સાથે સૂચવ્યું કે, 'મને પણ રણભૂમિનો લ્હાવ આપો.' રાજેન્દ્રે હા પાડી. તે બન્ને તૈયાર થઇને જતાં હતાં તેવામાં હું ત્યાં જઇ પહોંચ્યો."

"ત્યારે તારી ગેરહાજરીમાં થયેલી આ બધી વાત-ચીતની ખબર તને કેવી રીતે મળી?" મંત્રીશ્વરે પૂછ્યું.

"પાછળથી એ વાતચીતની વિગત રાજમાતાએ મને પોતાની પાસે બોલાવીને કહી અને તેઓ પોતે તે વાત કહેતાં કહતાં એટલાં બધાં આશાવાદી અને આનંદી બની ગયાં હતાં કે, મારે જે શોકકારક ઘટના તેમને કહેવાની હતી તે કહેવી મોકુફ રાખવી પડી."

"પણ રાજેન્દ્રને તો તે વાત તેં કરી હતીને?"

"ના. જો કે તેમની આગળ તો હું મહાશોકના સમાચાર કહેવા ગયો હતો પણ પોતે એટલા બધા ઉત્સાહથી ભરપૂર હતા કે-તેમની આગળ શોકનો ચકાર શબ્દ કાઢવો એ મને દાવાનળમાં ઝંપલાવવા જેવું લાગ્યું. જો હું તેમને અહીંના અનર્થની વાત કરત તો તેમનું પ્રયાણ અટકી પડત; તેમનો ઉત્સાહ-ભંગ થાત અને ફરીથી તેઓ ખિન્ન બની જાત. આથી એક અવાચક પ્રાણીની પેઠે હું ઉભો રહ્યો અને મૃણ્મયીદેવીએ મહાગુજરાત રચવાનાં સ્વપ્નો પાર પાડવાનો સમય

આવી લાગ્યાનું કહ્યું અને રાજેન્દ્રનું પ્રસન્ન મુખ બતાવીને જણાવ્યું કે–હવે અહીંથી યુદ્ધ ભૂમિમાં પ્રસ્થાન થશે અને પહેલું જ યુદ્ધ અમે રાજદંપતી જીતીશું. ગુજરાતને વિસ્તૃત બનાવવાનું બીડું અમે ઝડપ્યું છે અને એમાં નાગેશ્વર! તારે પણ હિસ્સો આપવાનો છે" મૃણમયી દેવીએ આમ કહ્યું એટલે રાજેન્દ્ર પણ મને કહેવા લાગ્યા કે–' બેશક, તારોયે તેમાં હિસ્સો છે. એમ સમજ કે–અમે આ વિજયપ્રયાણ કરીએ છીએ. અમારો પ્રથમ મુકામ કર્ણાવતી હશે. આવતી કાલે પ્રભાતમાં તું ત્યાં જરૂર આવી પહોંચજે. આપણે માળવા પર ચઢાઈ કરવાનો કાર્યક્રમ ઘડીશું—"

"શું માળવા પર?"

"હા. માળવા પર જ તેઓશ્રી ચઢાઇ કરવાનો ઈરાદો રાખે છે અને માલવપતિ સામા ચઢી આવે છે એ સુન્દર મોકો જોઇને જ મેં પ્રતિજ્ઞા કરી છે."

"એમ? ત્યારે તો બેશક આ સુન્દર તક મળી છે. ભલે તેઓ પોતાનું પાણી યુદ્ધ–ભૂમિમાં બતાવે અને ભલે તું પણ તારી પ્રતિજ્ઞા પૂર્ણ કર", મંત્રીશ્વરે કહ્યું: "તને માળવાની ચઢાઇના લશ્કરના કામચલાઉ સેનાપતિ તરીકેનો ઓધ્ધો હું અત્યારે જ સુપરદ કરૂં છું. મારા ભાઇ તેજપાળ તારી સાથે રહેશે પણ કેવળ તારા સલાહકાર તરીકે. વસ્તુતઃ તુંજ આ યુદ્ધમાં સેનાપતિ રહીશ."

"પણ મારા અધિનાયક તો રાજેન્દ્ર જ રહેશે" નાગેશ્વરે કહ્યું.

"એ સંબંધમાં જેમ મહારાજ વીશળદેવની ઇચ્છા હોય તેમ કરજે. પણ લક્ષમાં રાખજે કે, આ યુદ્ધ–પ્રસંગમાં જો રાજેન્દ્રના દેહને લેશ પણ આંચ આવશે તો તારૂં મસ્તક સલામત નહીં રહે."

" કબૂલ છે." નાગેશ્વર મોટે સાદે બોલ્યો: " આપ પણ એક વાત સ્મરણમાં રાખજો કે, જીત કિંવા રણુ ભૂમિપર દેહવિસર્જન એજ આખરી નિર્ણય સાથે હું જાઉં છું–નિર્માલ્યની માફક પરાજય લઇને પાછો આવવા માટે હું નથી જતો."

" નાગેશ્વર" તેજપાળે તેના ગૌરવ ભર્યા શબ્દો સાંભળીને ગંભીર વાણીથી કહ્યું: " તારા વીરત્વનો મને અને મારા મુરબ્બી ભાઇને પૂર્ણ પરિચય છે. અમે માત્ર તારી તલ્વાર માટે જ નહીં બલ્કે તારા ગુણોને માટે મગરૂર છીએ. આ યુદ્ધમાં મારા ભાઇએ મને તારો સલાહ-કાર નીમ્યો છે; પણ મને કહેવા દે કે, હું તને તારી બુદ્ધિશક્તિથી કામ લેતો જોવા ઇચ્છું છું તેથી હું તારો કામચલાઉ મદદનિશ બનીશ–તારા હાથ નીચે કામ કરીશ."

નાગેશ્વર આ સાંભળીને મંત્રીશ્વર તરફ જોઈ રહ્યો, મંત્રીશ્વરે તેના મુખ ઉપરના ભાવ નિરખીને કહ્યું: " લગીરે શંકા લાવવાની જરૂર નથી. તેજપાળ તને દગો દેશે એવી જો શંકા હોય તો, તું કહે તેવા આકરા સોગંદ તારી અને મારી સમક્ષ હું તેને લેવરાવું."

"નહીં." નાગેશ્વર બોલ્યો: "હું એમના વિષે શંકા નથી કરતો પણ મારા જેવા અજાણ્યાને સલાહ આપવાનું કામ તેઓ છોડી દે, તો ક્યાંક સવળાને બદલે અવળું પગલું જ ભરી બેસાયને–એ શંકા મારા મનમાં ઉદ્ભવી છે."

"મદદનિશ સલાહ આપી શકે છે." મંત્રીશ્વરે કહ્યું: " એ સલાહ માનવી કે ન માનવી, એ કામચલાઉ સેના-પતિપર નિર્ભર છે."

"બસ. ત્યારે હવે મારે ગુંચવાવાની જરૂર નથી."

"તું તારે ઘેર જઈ યુદ્ધ–પ્રયાણની સર્વ તૈયારીઓ કર; અને જ્યારે રણશિંગું સાંભળે ત્યારે શહેરના મુખ્ય દરવાજે આવી પહોંચજે." તેજપાળે નાગેશ્વરને સૂચવ્યું.

એ સૂચના લક્ષમાં રાખીને નાગેશ્વર પોતાને ઘેર જવા ઉપડયો. બન્ને ભાઇઓએ એ પછી ગુજરાતની કેટલી સેના મોકલવી, કેવે પ્રકારે અને કયાં માલવપતિને રોકવો વગેરે બાબતોમાં મંત્રણા કરી. આ દરમ્યાન એક-બે ગુપ્ત દૂતો તેજપાળ પાસે આવી ગયા અને શત્રુદળ કયાં છે તેની માહિતી આપી ગયા.

બરાબર મધ્યરાત્રિનો સમય થયો ત્યારે ધવલગૃહ નગરીની સીમમાં ગુજરાતી સૈનિકો આવીને એકઠા થવા લાગ્યા. જોતજોતામાં એ સીમાડાનો પ્રદેશ જાણે એકાદ વિશાળ તીડનું ધાડું કોઈ ખેતરપર પડયું હોય તેમ સૈનિકોથી ભરચક થઇ ગયો અને હજી તો એ સૈનિક-દળ વિસ્તરતું જતું હતું ત્યાં રણશિંગુ ફૂંકાયું. એનો રણનાદ સાંભળીને ધવલગૃહના એક મકાનમાંથી માથાથી તે પગ સુધી બખ્તર વડે ઢંકાયલો એક જુવાન સ્ફૂર્ત્તિથી બહાર નીકળી પડયો. તે પોતાના ઘરના ઉંબરા ઉપર ઉભો રહ્યો એટલામાં તે મકાનના અંદરના ભાગમાંથી એક લલના હસતી હસતી બહાર આવી. તેના હાથમાં કુમકુમપાત્ર હતું; પુષ્પહાર હતો. જુવાને પોતાના મ્હો ઉપરનું ઢાંકણુ ખુલ્લું કર્યું; લલનાએ કુમકુમ-પાત્રમાંથી તેના કપાળમાં કુમકુમ-તિલક કરીને તેને પુષ્પહાર પહેરાવતાં રૂપેરી ઘંટડીના રણકાર સમા સ્વરે કહ્યું: “વિજય વરી વહેલા વળજો.”

“અને જો પરાજય થશે તો હું ફરી મારૂં મ્હોં નહીં જુએ,” એટલું કહી મ્હોં પરનું ઢાંકણુ ફરીથી પહેરી લઇ, ઘોડેસ્વાર થઈ, તેણે નગરની સીમ તરફ ઘોડાને મારી મૂકયો.

# પ્રકરણ ૨૪ મું.

## કર્ણાવતીની સીમમાં ચકમક.

મધ્યરાત્રિના સમયે જ્યારે ધવલગૃહની સીમમાં ગુજરાતનું સૈન્ય એકઠું થતું હતું ત્યારે નગરમાંથી જે બખ્તરધારી યુવક ઘોડેસ્વાર થઇને સીમ તરફ જતો તેણે શહેરમાંથી પસાર થતાં પ્રજા જનોને સુખે નિદ્રામાં પોઢેલાં નિહાળ્યાં; રસ્તાઓ લગભગ જનશૂન્ય જોયા; અને કોઇક સ્થળે નગરરક્ષકોને ચોકી કરતા દીઠા. અનેક રસ્તાઓ વટાવ્યા પછી એક સ્થળે એક મકાન આવતાં અચાનક તેને કાંઇ યાદ આવ્યાથી તેણે ઘોડો થોભાવ્યો. તે ગણગણ્યોઃ "અરે...આને તો હું વિસરી ગયો! એને કાંઇ આ વખતે નિરાંતે પોઢવા દેવાય?"

તેણે મકાન આગળ આવી બારણું ખખડાવતાં ખખડાવતાં બુમો મારીઃ "મામા, ઓ સિંહમામા! મામા! બારણા ખોલો."

જવાબ મળ્યો નહીં. તેણે બારણાં ખૂબ ખખડાવ્યાં. થોડીવારે નજદીકના એક મકાનના મેડાની બારીમાંથી કોઇએ જવાબ દીધોઃ "કોણ છો તમે? સિંહમામા અહીં નથી. જુઓને, એમના મકાને તો મોટું ખંભાતીક લાગેલું છે!"

"સજ્જન નીચે આવશો ? હું અમાત્ય નાગેશ્વર છું." યુવકે જવાબ દીધો.

"આવું, મહારાજ" તે માણસે કહ્યું અને થોડી પળોમાં તેણે નીચે આવી પોતાનું મકાન ખોલ્યું.

"તેઓ ક્યાં ગયા છે એ તમે જાણો છો ?" નાગેશ્વરે પૂછ્યું.

"મહારાજ, એમની વાત તો હું જાણતો નથી પણ એટલું જાણું છું કે–રાત પડી કે તરત એક સાંઢણી અહીં આવી હતી. સાથે એક સ્વાર હતો. સ્વારે એમનાં વહુને એક કાગળ આપ્યો હતો. તે વાંચ્યા પછી 'ચાલો, હું આવું છું" એમ કહી તે સાંઢણીપર બેઠાં હતાં. જતાં જતાં અમને પાડોશીઓને મકાનની ખબર રાખવા કહેતાં ગયાં છે. આ સિવાય અમને બીજી કશી ખબર નથી."

"ઠીક" એમ કહી નાગેશ્વર ફરીથી ઘોડેસ્વાર થયો અને સીમ તરફ ફરીથી જવા લાગ્યો.

સાંઢણી સાથે સ્વાર કેમ ? તે જાતે પોતાની પત્નીને લેવા કેમ નહીં આવ્યો હોય ? કાંઇક આફત ? કાંઈક રાજકીય ખટપટ ? કાંઇક તરકટ ? વગેરે વગેરે શંકાઓ નાગેશ્વરને થઈ રહી. તે બોલ્યો: "બધું બનવા જોગ છે. પણ એની પંચાત પછી. અત્યારે તો યુદ્ધ–પ્રયાણ એજ કર્ત્તવ્ય."

સીમમાં જઇ પહોંચતાં અસંખ્ય મશાલોના પ્રકાશમાં જાણે કીડીઆરૂં ઉભરાયું હોય તેમ સૈનિકો એકઠા થયેલા અને તેની જ રાહ જોતા જણાયા. જેવો તે તેમની વચ્ચે જઇ પહોંચ્યો કે તરતજ "ગુજરાતની જય" "મહારાજ વીશળદેવની જય !"સેનાપતિ નાગેશ્વર મહારાજની જય" એવા ગગનભેદી સ્વરો વાતાવરણમાં ગાજી રહ્યા. એ જય ગર્જનાઓએ આ શૂરા જુવાનના સ્વદેશવત્સલ હૃદયમાં

ઝણકાર જગાડયો. પોતાની તેજસ્વી તલવાર ચમકાવતો તે પોતાના ઘોડા ઉપર ઉભો થઇ ગયો અને ખુલ્લા સ્વરે સૈનિકોને સંબોધીને કહેવા લાગ્યો: "મારા ગુજરાતી સુભટો ! તમે પ્રયાણ કરો તે પહેલાં એક વાત કહી દઉં છું. તમારે મરણના મુખમાં જવાનું છે, જ્યાં તમારી કાયાને કોમળ શૈયામાં સુવાનું નથી પણ રાત દિન તીવ્ર શસ્ત્રાસ્ત્રોની વચમાં રગદોળવાની છે. કાં તો શત્રુનો વિનાશ, કાં તો રણભૂમિમાં આત્મ વિસર્જન ! એ સિવાય બીજું કાંઇ જ તમારે કરવાનું નથી; માટે જેઓને પોતાનાં દેહ ગેહની મમતા હોય તેઓએ અહીંથી પાછા ફરવું. પાંચ ક્ષણોનો સમય આપું છું. નિર્ણય કરી લ્યો."

એક ક્ષણ પણ તેઓએ નિર્ણયમાં ગાળી નહી. એક વૃદ્ધ જેવો જણાતો સુભટ કહેવા લાગ્યો: "સેનાપતિ મહારાજ, અહીં આવેલાઓમાંથી એક પણ ગુજરાતી પાછો ફરવા માગતો નથી. આપના વડપણ નીચે "કુકુટ ધ્વજ" ને ખાતર મરવાનો અથવા શત્રુને મારવાનોજ નિર્ણય કરીને સૌ અહીં આવેલા છે. ગુજરાતીઓ બાયલા નથી–પોચા નથી–કોમળ નથી અને દેહગેહની મમતા રણમેદાને પડતી વખતે રાખતા નથી એ આપને અમે પુરવાર કરી આપીશું."

"ધન્ય ! પણ જેવું બોલ્યા છો તેવું કરી બતાવો ત્યારેજ મને ખાત્રી થશે." એમ કહી નાગેશ્વરે પ્રયાણ પૂર્વે ધ્વજવંદન ક્રિયાની આજ્ઞા આપી. રણશિંગાં ફૂકાયા અને ગુજરાતનો ધ્વજ સૈન્યની વચ્ચોવચ્ચ લાવીને ખડો કરવામાં આવ્યો. એની આસપાસ વિશાળ ખુલ્લી જગ્યા છોડીને સૈન્યની જુદી જુદી ટુકડીઓ વર્તુલાકારે–એક પછી બીજી–એમ અનેક વર્તુલોમાં ગોઠવાઇ ગઈ. જ્યારે તે તમામ ટુકડીઓ બરાબર વ્યવસ્થિત વર્તુલોમાં ઉભી રહી ત્યારે નાગેશ્વરે ખુલ્લી જગ્યામાંથી ધ્વજ તરફ પોતાનો ઘોડો ચલાવ્યો. એની પાછળ ટકોરખાનાવાળી સાંઢણીઓ ચાલી. નાગેશ્વરે પોતાની શમશેર હવામાં

ચમકાવતાંજ ઢોલનગારખાનું ગડગડવા લાગ્યું, શરણાઈઓ વાગી રહી અને એ દરમ્યાન પોતાની શમશેર નમાવી "માતૃભૂમિ ગુજરાતના કુકુટ ધ્વજની જય" એમ બોલીને નાગેશ્વરે ત્રણ વખત ધ્વજની પ્રદક્ષિણા કરી અને એ બાદ પોતાના ઘોડાના આગલ્યા બે પગ ચાલાકીથી નમાવીને તેણે પોતે પોતાનું મસ્તક ધ્વજ તરફ ઝુકાવ્યું.

સેનાપતિની આ ભવ્ય વંદન ક્રિયાનું અનુકરણ તમામ સૈનિકોએ કર્યું. તેઓ સર્વ તેની માફક પોતાના ઘોડાઓને નમાવી શકતા નહીં હોવાથી ફક્ત તેમણે પોતાની તલવારો નીચી નમાવી; પોતાનાં મસ્તક પણ નમાવ્યાં અને "ગુજરાતની જય" "કુકુટ ધ્વજની જય" વગેરે નિનાદ પાડી મૂક્યા.

આંખના પલકારામાં સેનાપતિએ પોતાનો ઘોડો દોડાવી "કર્ણાવતી તરફ કૂચ કરો" એવી આજ્ઞા આપી. વર્તુળાકારે ગોઠવાયલી ટુકડીઓ છુટી થઈ અને સેનાપતિ તેમાંથી બહાર પડયો. મોખરે તે, તેની પાછળ તેજપાળ અને તેની પાછળ સૈનિકોની હારબંધ ટુકડીઓએ કૂચ કરી. ધ્વજ ઝાલવાનું કામ જે એક જુવાન સૈનિકને અપાયું હતું તેણે સૈન્ય ઉપડયા પછી ધ્વજ ઉઠાવ્યો અને ટુકડીઓના ઘોડેસ્વારોની ગતિ કરતાં વધારે ગતિથી પોતાનો ઘોડો દોડાવીને સૈન્યને મોખરે નાગેશ્વરની પણ આગળ તે જઇ પહોંચ્યો.

"જુવાન, તું બહાદૂર જણાય છે. શું નામ તારૂં?" નાગેશ્વરે તેની સ્ફુર્ત્તિથી પ્રસન્ન થતાં કહ્યું.

"મહાબાહુ."

"સુન્દર નામ! પણ યાદ રાખજે. ખરા મોકા પર જો સ્ફુર્ત્તિ નહીં બતાવે તો—"

"મારી ગર્દન સેનાપતિ મહારાજની તલવાર નીચે ઝુકશે; અગર તો હું પોતે જીભ કરડીને મરી જઇશ." મહાબાહુએ કહ્યું: "પણ મારી માતૃભૂમિનો આ ધ્વજ મારા જીવતાં નહીં હાથથી હેઠો પડે કિંવા નહીં માતૃ-ભૂમિને લજવે."

"ઠી...ક" નાગેશ્વરે કહ્યું: "વખત આવ્યે તને મારે એક અગત્યનું કામ સોંપવાનું છે એ ધ્યાનમાં રાખજે."

સૈનિક નમન કરીને આગળ ને આગળ પોતાના ઘોડાની ગતિ રાખતો રહ્યો.

ગુજરાતની ફોજે કર્ણાવતીની સીમમાં જ્યારે છાવણી નાંખી ત્યારે રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવાની તૈયારી હતી. વીશળદેવ અને તેની રાણી મૂળમથી નાગેશ્વરના સેનાધિપતિપદ નીચે આ ફોજ આવી છે, એ જાણીને ઘણાં ખુશી થયાં. અહીંથી હવે કયાં જવું અને કેવે ક્રમે જવું તે માટે મંત્રણા કરવા વીશળદેવે નાગેશ્વર અને તેજપાળને પોતાની પાસે બોલાવ્યા. રાણી પણ તે મંત્રણા પ્રસંગે હાજર હતી.

"મહારાજ" નાગેશ્વરે કહ્યું: "માળવાનરેશે ગુજરાત ઉપર આક્રમણ કર્યું છે."

"શા માટે? શું આપણે તેના મુલક ઉપર ચઢાઇ કરવાના છીએ તે વાત તેના જાણવામાં આવી છે?"

"ના. એ વાત તેઓ જાણતા નથી પણ હું ધારૂં છું કે–પોતાનું રાજ્ય વિસ્તારવું એજ તેમનો ઉદ્દેશ હશે."

"તેનું સૈન્ય જ્યાં હોય ત્યાં આપણે તેના પર હલ્લો કરવો જોઇએ." રાણીએ સૂચના કરી.

"તે કયાં છે વારૂ?" વીશળદેવે પૂછ્યું.

નાગેશ્વર એ વાત જાણતો નહતો. તેણે તેજપાળ

તરફ જોયું. તેજપાળ પોતાની તલવારથી જમીન પર કાંઇક આકૃતિઓ કાઢવામાં રોકાયલો હતો. નાગેશ્વરે તેના ખભા પર હાથ મૂકીને પૂછયું: "વીરવર, માળવાનું સૈન્ય ક્યાં સુધી આવ્યું છે ?"

"મને પૂછ્યું ?" તેજપાળ આશ્ચર્યથી બોલ્યો: "હું... ગુપ્ત દૂતોના સમાચાર મુજબ, તે સૈન્યનું અંતિમ નિશાન પાટણ છે. આવતી કાલે પ્રભાતમાં ત્યાં જઇ પહોંચવાનો તેનો નિર્ધાર છે."

"આવતી કાલે પ્રભાતમાં ?!" વીરધવલદેવ બોલ્યો: "ત્યારે તો આપણે ઘણા દૂર છીએ. અત્યાર અગાઉ આપણે ત્યાં જઇ પહોંચવું જોઇતું હતું. તમે એ તરફ કેમ ન ગયા ? અહીં શા માટે આવ્યા ?"

"મહારાજ, સેનાપતિજીના નિર્ણયને અમારે માન્ય કરવાનો હતો." તેજપાળે કહ્યું.

"નાગેશ્વર, અહીં આવવામાં તેં ભૂલ કરી" વીરધવળદેવે નાગેશ્વરને ઠપકો આપ્યો.

"આપને આ યુદ્ધમાં સાથે લેવાના ઇરાદાથીજ હું અહીં પહેલો આવ્યો."

"હું ધારૂં છું કે—નાગેશ્વરની આ ભૂલ નથી. આપેજ તેને અહીં આવવા જણાવેલું. બેશક, તે સેનાપતિ તરીકે આવશે, એ આપણે જાણતાં નહતાં. પણ હવે અહીંથી તાબડતોબ ઉપડીએ એજ જરૂરનું છે." રાણીએ સૂચવ્યું.

"પણ તે છતાંયે માલવસૈન્ય કરતાં આપણે પાટણ વહેલા પહોંચી શકીશું નહીં." વીરધવળદેવે કહ્યું: "નકામો વખત ગુમાવવામાં આવ્યો ! નાગેશ્વરની આ જબરી ભૂલ થઇ."

પોતાની ભૂલ નીકળે એ મદથી કદાપિ સહન થઇ

શકે નહીં. નાગેશ્વર માલવાના સૈન્યની હીલચાલથી અણુવાકેફ હતો. તેજપાળને તેની બરાબર ખબર હતી. તેજપાળે સૈન્યની કૂચ વખતેજ પાટણ તરફ પ્રયાણ કરવા કહ્યું હોત તો નાગેશ્વર જરૂર તેમ કરત પણ તેજપાળે કહ્યું નહી અને ઉલ્ટું અહીં એમ જણાવ્યું કે–સેનાપતિના નિર્ણયને પોતાને અનુસરવાનું હતું! આશ્ચર્યની વાત છે કે–પોતાની બિનવાકેફગારી માટે પોતાને તકસીરવાર ઠરાવવામાં આવે છે! શું તેજપાળના અંતઃકરણમાં દગો છે? આ વિચારો નાગેશ્વરના મનમાં થઇ રહ્યા.

તેજપાળ પોતાની તલવારથી હજી ભૂમિ પર આકૃતિઓ પાડવામાંજ રોકાયલો હતો. એના અંતઃકરણમાં શું છે તે નાગેશ્વરને જાણવું હતું. તેણે તેને પૂછ્યું: "વીરવર, તમે મને કૂચ પહેલાં શત્રુ–સૈન્યના સ્થાનની ખબર કેમ ન આપી?"

"તમે મને પૂછ્યું હતું?" તેજપાળે સામો પ્રશ્ન કર્યો: "સેનાપતિ તમે છો. મારાથી તમારી બાબતમાં શી રીતે ડહાપણ ડહોળાય? જેમ તમે ફરમાવો તેમ વર્ત્તવું એજ અમારો સૈનિકનો ધર્મ છે."

"મેં પૂછ્યું હોત તો તમે મને એ બાબતમાં ખબર આપત?"

"બેશક. મારે ને તમારે મૂળથી જ એવો કરાર છે. સલાહ માગશો તે જરૂર આપીશ."

"તમે ચર્ચામાં નકામો વખત ગુમાવો છો." રાણીએ કહ્યું: "બુદ્ધિમાન સેનાપતિજી, હવે શું કરવું એનો જલ્દી નિર્ણય કરી લ્યો."

"પાટણ તરફ આપણે કુચ કરીશું" નાગેશ્વરે કહ્યું:

"બસ હું પણ એજ ઉપાય યોગ્ય ધારૂં છું." રાણીએ તેને ટેકો આપ્યો.

તેઓ આમ વાતમાં રોકાયાં હતાં તે દરમ્યાન હજી પણ તેજપાળ ભૂમિ પર આકૃતિઓ પાડતો રહ્યો હતો. પણ કાંઇ માર્ગ સૂચવતો ન હતો. નાગેશ્વરે જોયું કે રાણી તેને પૂછતી નથી. રાજેન્દ્ર પણ તેને પૂછતા નથી, પોતે પણ શા માટે તેને પૂછે? વારંવાર તેને પૂછવું અને તે કહે તેમ કરવું તો પછી પોતાનું સેનાધિપતિપદ શા કામનું? તેણે નિર્ણય કરી લીધો કે 'તેજપાળની સલાહ લેવાની હીનતા નહી દાખવું' તેણે વીશળદેવને સંબોધીને કહ્યું: " મહારાજ, કોઇ જાતની ચિન્તા ન કરશો, તર્કવિતર્ક પણ ન કરશો. શત્રુ–સૈન્ય ક્યાં છે તેની તપાસ હું કરાવું છું. દરમ્યાન પાટણ તરફજ આપણે કૂચ કરીશું."

"રાજેન્દ્ર, સેનાપતિનો નિર્ણય એજ આપણો નિર્ણય. ચાલો, આપણે તૈયાર થઇએ " રાણીએ કહ્યું.

નાગેશ્વરનો વિચાર પ્રથમ એવો હતો કે–વીશળદેવને સેનાપતિ તરીકે સ્થાન લેવા વિનતિ કરવી. તેણે વસ્તુપાળને પણ એમ કહ્યું હતું. પ્રથમ ગ્રાસે મક્ષિકા ની પેઠે પોતાના એક પગલામાં દોષનો ટોપલો તેજપાળના કથનથી પોતાના ઉપર પડયો, એ જોઇને વીશળદેવને સેનાપતિ થવા તે કહી શકયો નહીં. જો તે એમ કહે તો તરતજ વીશળદેવની નજરમાં તે વધારે હલકો ઠરે. આથી તે ચૂપ રહ્યો.

રાણીએ તૈયાર થવા કહ્યું એટલે તેજપાળ ઉભો થયો નાગેશ્વરને તેજપાળનું ભારેખમપણું, તેની ચૂપકીદી તેમજ વણમાગી સલાહ નહીં આપવાની વલણ જોઇને તેના પર કંટાળો ઉપજ્યો. પણ તેને જોખમદારીમાંથી તે છટકાવવા માગતો ન હતો તેથી કહ્યું: " વીરવર, તમે રાજીખુશીથી મારા મદદનિશ રહેવા કબુલ્યું છે; ખરૂં ને?

" હા. " તેજપાળે જવાબ દીધો.

" તો મારા મદદનીશ તરીકે, તમારે માથે હું એક ફરજ નાંખું છું. પાટણની કુચ તમારી દેખરેખ નીચે થશે. અને આપણા સૈન્યે પ્રાતઃકાળ પહેલાં પાટણ પહોંચી જવું પડશે."

" વખત ટૂંકો છે. માર્ગ લાંબો છે. કદાચ વચમાં શત્રુ સૈન્ય સાથે યુદ્ધ પણ કરવું પડે. એ સ્થિતિમાં—"

" બહાદુર પુરુષ, શું તમે આ કાર્ય અશક્ય ગણો છો ?"

" હું તમનેજ એ કાર્યનું માન લેવા કહેતો હતો."

" અર્થાત તમે વણમાગી સલાહ આપતા હતા !" નાગેશ્વરે હસીને તેને ટાંણો માર્યો.

એક પળ ચૂપ રહીને તેજપાળે જવાબ દીધો: " વારૂ; તમારા કહેવા મુજબ થશે. પરંતુ ત્યાં ક્યારે પહોંચાય એનો આધાર સંયોગ પર છે, એ પહેલેથી કહી દઉ છું."

" એ તો બધું માર્ગમાં નિર્ણિત થઇ શકે તેવું છે" રાણીએ કહ્યું.

નાગેશ્વર ત્યાંથી વિદાય થયો અને સૈન્યની છાવણીમાં જઈને દશ ટુકડીઓના અધિનાયકોને તેણે પોતાની પાસે બોલાવ્યા. તેઓ દરેક ૧૦૦ સૈનિકોની ટુકડીના અધિનાયકો હતા. તેણે તેઓને આજ્ઞા કરી કે: " તમારે ટૂંકામાં ટૂંકો રસ્તો લઇને પ્રાતઃકાળ થતા પહેલાં પાટણ પહોંચી જવું. તમારૂં લક્ષ્ય, શત્રુ–સૈન્ય કરતાં વધારે વહેલા ત્યાં પહોંચવાનું હોવું જોઇએ."

" પણ શત્રુ-સૈન્ય ક્યાં છે, મહારાજ ?" એક અધિનાયકે પૂછ્યું.

" તમારા માર્ગમાં કદાચ તેની જાણ તમને થશે."

" કેવી રીતે ? "

નાગેશ્વરે પોતાના હાથ ઉપરની વીંટી તે અધિનાયકને બતાવી, અને કહ્યું: " આ મુદ્રા દેખાડનાર તમને જે બાતમી આપે તે ખરી સમજજો. માત્ર તમે એકજ નહી. તમારી સાથેના દરેક અધિનાયકે આ મુદ્રા નિહાળી લેવી, એવી મારી આજ્ઞા છે. "

દશે અધિનાયકોએ તે વીંટી બરાબર લક્ષમાં લીધી. બાદ નાગેશ્વરે કહ્યું: " તમારે તમારી કુચ દરમ્યાન બીજે ક્યાંયે થોભવાનું નથી. તમારે શત્રુ-સૈન્ય સાથે સામનો પણ કરવાનો નથી. ચૂપચાપ તેના માર્ગથી દૂર રહીને કેમ પાટણ જલ્દીથી પહોંચાય તે માટે મારતે ઘોડે તમો સૌએ જવાનું છે. બોલો, આ કાર્ય તમારાથી થશે ? "

" અવશ્ય થશે. "

" અસ્તુ. હવે તમે ઉપડી જાઓ. માર્ગમાં વીંટી વાળો મળશે એ ન ભૂલશો. "

થોડીક ક્ષણોમાં એ દશે ટુકડીઓ તૈયાર થઇને પ્રયાણ કરી ગઈ. તેમના પ્રયાણ સુધી નાગેશ્વર ત્યાંજ ઉભો રહ્યો. એ બાદ તેણે " કુકુટધ્વજ " તરફ નજર કરી. છાવણીની એક બાજુએ ધ્વજ ફરકતો હતો. તે થોડીક પળ વિચારમાં ગાળીને ધ્વજ તરફ રવાના થયો.

સૈન્યનો વાવટો ઝાલનાર યુવક પાસે તે જઇ પહોંચ્યો. તેને જોતાંજ યુવકે વંદન કર્યું. નાગેશ્વરે તેને પૂછ્યું: " મહાબાહુ, તારા પર હું વિશ્વાસ મૂકી શકુ ? "

" મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી, મહારાજ "

" તને મારામાં વિશ્વાસ છે ? "

" મારા પ્રાણના સંચાલક સ્વયંભૂ જેવો. ".

" તારૂં નામ, તારાં લેણ અને તારાં કામ સાર્થક કરવાનો મોકા આવી લાગ્યો છે. "

" ફરમાવો મહારાજ, તૈયાર છું."

નાગેશ્વરે તેને પોતાની વીંટી આપી અને ધીમા સ્વરે તેના કાનમાં કાંઈક આજ્ઞા કરી. મહાબાહુ તે સાંભળી ને ઘડીભર ચોંકયો; પણ તરતજ સ્ફુર્ત્તિથી તેણે તે આજ્ઞા પાળવા નાગેશ્વરને વચન આપ્યું.

તે વાનરની માફક વાવટાની કાઠીપર ચઢી ગયો. તેણે વાવટાનું કપડું કાઠીપરથી ઉતાર્યું. તે નીચે સરકી પડયો. કપડાની ગડી કરીને તેણે બગલમાં માર્યું; પોતાના અશ્વપર સ્વાર થઇ તેણે નાગેશ્વરને વંદન કરીને અશ્વને એડી મારી. અશ્વે પવનવેગે પ્રયાણ કર્યું.

એજ વખતે સૈન્યને કૂચ કરવાની આજ્ઞા રણશિંગા મારફત અપાઈ.

" તેજપાળને સોંપાયલી કામગિરી તેણે ઉપાડી લીધી લાગે છે " નાગેશ્વર ગણગણ્યો: " હવે અમો બે વચ્ચે શેત્રંજની રમત શરૂ થઇ ચૂકી. જોઉં છું, કોણ જીતે છે ?"

ગુજરાતનું સૈન્ય કુચ કરવાની તૈયારી કરતું હતું તેવામાં નાગેશ્વર સૈન્યના સરંજામ ખાતામાં જઈ પહોંચ્યો. તેના ઉપરીને તેણે પોતાના શરીર ઉપરનું બખ્તર કાઢી લેવા કહ્યું. બખ્તર ઉતારવામાં આવતાં સારંજામ ખાતાના ઉપરીએ કહ્યું: " આપ તો ઘરગથ્થુ પોષાકમાં છો ! "

" કંઇ ચિન્તા નહીં. એક સૈનિકનો પોષાક હું પહેરી લઇશ " એમ કહી તે પોષાકોના તંબુમાં દાખલ થયો. એ તંબુ ઉપાડવાની તૈયારી ચાલતી હતી. નાગેશ્વરે સ્ફુ-ર્ત્તિથી એક સૈનિકનો પોષાક પહેરી લીધો અને પછી ત્યાં પડેલાં કપડાંઓમાં આમ તેમ કેટલીક શોધ કરી. સૈન્યના ધ્વજનાં પાંચ છ કપડાં તેમાં હતાં. એક તેણે લઇને પોતાના પોષાકની અંદર છુપાવી દીધું અને પોતે તંબુ બહાર નીકળ્યો.

ત્યાંથી તે ધ્વજની કાઠી પાસે ગયો. મહાબાહુની પેઠેજ તેણે કાઠી પર ચઢી ધ્વજનું કપડું ફરકાવી દીધું અને પછી કાઠી સમેત તે ધ્વજ પોતાની કાંધે લઇને તે રાજેન્દ્રના આવાસ પાસે ગયો. ધ્વજ બહાર મૂકીને તે અંદર પેઠો.

“ કોણ છો તમે ? કેમ આવવું થયું ? ” વીરધવલદેવે તેને જોઇને પૂછયું.

“ મહારાજ, એક–બે બાબતમાં શંકાઓ પડી તે માટે, આવ્યો છું ”

“ કોણ નાગેશ્વર ? !” વીરધવલદેવે તેનો સ્વર પારખીને કહ્યું: “ સૈનિક તરીકે ? શા માટે ? તારી શી શંકાઓ છે ?”

“ મહારાજ, પાટણ પહોંચવામાં આપને અને સૈન્યને ઢીલ થાય એનું કારણ આપ સમજી શક્યા છો ? ”

“ તારી ભૂલ એજ એનું કારણ ? ”

“ ના. મને તો કોઈ જૂદીજ શંકા આવે છે ” રાણીએ કહ્યું: “ નાગેશ્વર ! અહીં તને અને તેજપાળને મહારાજાએ શત્રુ સૈન્યની હીલચાલ જાણવા અને આપણા સૈન્યનો માર્ગ નક્કી કરવા બોલાવ્યા હતા. એમાંનું કશુંજ થયું નહીં–”

“ દેવી, ન થયું કેમ કહો છો ? ” વીરધવલદેવે અધ-વચ્ચ પ્રશ્ન કર્યો: “ આપણે પાટણ જવું એ નક્કી જ થયું ને ? ”

“ કોણ કહે છે કે, આપણે પાટણ પહોંચીશું ? ” રાણીએ હસીને કહ્યું: “ પ્રભુ, મહાશય તેજપાળનાં વાકયો યાદ લાવો. ‘ વખત ટૂંકો છે. માર્ગ લાંબો છે. કદાચ શત્રુ સૈન્યનો ભેટો થાય ’ વગેરે વગેરે શંકા પડતાં વાકયોનું રહસ્ય શું છે ? ”

આ પ્રશ્ન રાજેન્દ્રને કરીને રાણી નાગેશ્વર તરફ જોઇ રહી.

"મને એમાં સાવચેતી સિવાય બીજો ભાવ લાગતો નથી." વીરૂળદેવે કહ્યું.

"નાગેશ્વર, મારી વિચાર–સરણી સમજાય છે ?" રાણીએ પૂછ્યું:

"મહાદેવી, આપ મારી જ વિચાર–સરણીને રાહે છો. મહેન્દ્રને હું એ જ કહેવા આવ્યો છું. પણ આપનો તર્ક કહી દો, પછી હું બોલીશ."

"તો સાંભળ" રાણી બોલી: "અમને પાટણ પહોંચવાં ન દેવાં એજ આનો ઉદ્દેશ છે."

"ઘણું જીવો, ગુજરાતની મહારાણી, ઘણું જીવો." નાગેશ્વર આંખમાં તેજ લાવીને બોલ્યો: "મહારાજ, શ્રીમાન તેજપાળના એકજ વાક્ય મુજબ હું આપને વિનતિ કરૂં છું કે–વખત ટૂંકો છે. માટે હવે આપ મારૂં કહેવું સાંભળી લ્યો. પાટણમાં આપશ્રી જાઓ તો ત્યાંની તમામ હાલતથી વાકેફ થઈ જાઓ અને પરિણામે આપની જુવાનીનું જોશ પાટણની ગાદી ઝડપવા તરફ ઉછળી રહે એ કારણે મહાન્ મુત્સદ્દીની પ્રેરણાથી તેજપાળે આપને પાટણ જતા રોકવા યત્ન આદર્યા છે. માર્ગમાં જ માલવ સૈન્યનો આપને ભેટો થાય અને આપના લશ્કરના બાહુબળથી તેનો પરાજ્ય થાય એટલે આપ કાંતો માલવ–સૈન્યની પાછળ પડી, માળવા તરફ જાઓ અથવા તો બીજા દેશો જીતવા આગળ વધો પણ પાટણમાં તો પગ ન જ મૂકો, એ આનો ગર્ભિત હેતુ છે."

વીરળદેવ ઘડીભર વિચારમાં પડયો. પછી તેણે પૂછ્યું: "પણ હું પાટણની ગાદી લઉં તેમાં શું ખોટું ?"

"મહારાજ, આપના દાદાશ્રી અને આપના મર્હુમ પિતાશ્રીની પ્રતિજ્ઞા, આપ વિસરી જાઓ છો." નાગેશ્વરે કહ્યું: "શ્રીમાન્ લવણપ્રસાદે મર્હુમ મહેન્દ્રને સ્પષ્ટ આજ્ઞા

આપી હતી કે–પાટણુની ગાદી સામે કદી જોવું નહીં અને ફાવે તો પાટણુની બહારનો ચાહે તેટલો પ્રદેશ ધવલગૃહ સાથે જોડી દેવો. મંત્રીશ્વર એ કરારને વળગી રહેવા માગે છે. આથી જ મધ્ય રાત્રિ પછી અમારૂં સૈન્ય ધવલગૃહથી ઉપડયું. આથી જ સેનાપતિ હું ઠર્યો; છતાં પણુ સાથે સલાહકાર તેજપાળ રહ્યા. પાટણુ પહોંચવાની વાત આપશ્રીએ કરી એટલેજ તેજપાળે કેવળ ઠંડાપણું બતાવ્યું; ઉપરાંત માર્ગ લાંબો છે વગેરે બહાનાં કાઢયાં પણુ, મહારાજ, હું એમ સાબીત કરી આપવા તૈયાર છું કે–પ્હો ફાટતા પહેલાં પાટણુ પહોંચી શકાય છે."

"હે ? ! નાગેશ્વર, એમ થઇ શકશે ?" વીશળદેવે પૂછ્યું: "જો એમ થઇ શકતું હોય તો સૈન્યનું કામચલાઉ વડપણુ તેજપાળને તેં કેમ આપ્યું ?"

"કારણુકે, સૈન્ય ભલે પાટણુ ન પહોંચે અને માગમાંજ દુશ્મનો સાથે લઢે; પણુ મારા પ્રભુને તો હું પાટણુ પહોંચાડવા માગું છું."

"બસ. તો પાટણુ જલ્દી પહોંચવાની યુક્તિ બતાવ." રાણી બોલી: "નાગેશ્વર, અમે પાટણુ જલ્દી પહોંચવા માંગીએ છીએ એટલું જ નહીં પણુ ત્યાંની ગાદી પણુ હાથ કરવા માગીએ છીએ એ ચોક્કસ છે. કદાચ વેષાન્તરથી જવું પડે તોયે અમે જનાર હતાં."

"કારણુ ?"

"પાટણુપતિ ભીમદેવ મહારાજ અતિશય માંદા થઇ ગયા છે અને હવે જીવે એમ લાગતું નથી એવી અમને પાકે પાયે ખબર મળી છે." રાણીએ કહ્યું: "ન કરે નારાયણુ ને જો પાટણુમાં કાંઇ ઉંચું નીચું થાય તો મહેન્દ્ર ગાદીનો લાભ નહીં જવા દે."

"આપને વેષાન્તર કરીને જવાની જરૂર નથી"

નાગેશ્વર બોલ્યો: " અત્યારે ખુલ્લા વેષે ત્યાં પહોંચવા માટે આપને મહત્વનું દેખીતું કારણ એ મળ્યું છે કે માલવેન્દ્રે ગુજરાત પર ચઢાઇ કરી છે. આપે તે સમાચાર આપના દાદાશ્રી લવણપ્રસાદને કહેવાને બહાને અને પટણી લશ્કરની મદદ લેવાને બહાને ત્યાં જઇ પહોંચવાનું છે. કુકુટધ્વજ આગળથી ગયો છે. ૧૦૦૦ શૂરાઓ પણ ગયા છે."

" ધ્વજ–સંરક્ષકને આગળ મોકલ્યો છે?! " વીરધવળદેવ બોલ્યો: " ત્યારે અહીં આપણા લશ્કરનો ધ્વજ? "

" મહારાજ, એ ફરકે છે. એનો સંરક્ષક આપની સાથે અત્યારે વાત કરી રહ્યો છે. મૂળસંરક્ષક આપને માર્ગમાં મળશે. શત્રુ–સૈન્યને લગતા ઘણા અગત્યના સમાચાર તે આપને કહેશે; અને પછી આપનીજ સાથે પાટણ આવશે. ૧૦૦૦ની ટુકડી પણ સાથે રહેશે. "

" અહો, ત્યારે તો તેં જબરી ગડમથલ કરી લાગે લાગે છે! "

" કેમ ન કરે? " રાણીએ કહ્યું: " ધવલગૃહનો રાણો પાટણનો મહેન્દ્ર થશે ત્યારે મહામંત્રીશ્વર એને થવાનું છે ને! "

" મહારાજ્ઞી! " આભારભર્યા વદને નાગેશ્વરે જવાબ દીધો: " આપને આ કટોકટ વખતે પણ આપનું વચન યાદ રહ્યું છે, એ હું મારૂં મહદ્ભાગ્ય ગણું છું. "

" નાગેશ્વર, તું નહીં જાણતો હોય " રાણીએ વત્સલ ભાવે કહ્યું: " પણ અમે પ્રયાણ કર્યું તે પૂર્વેજ મહારાજને મેં પાટણની ગાદી સંભારી તેથી તો તેઓની ખિન્નતા દૂર થઇ અને નીકળી પડયા! માળવાની ચઢાઇ એ તો એક ખોટું બહાનું હતું. તને મેં અગાઉ કહ્યું તેમ, પાટણ જવા માટે જ અમે કર્ણાવતીમાં મુકામ કરીને તને બોલાવ્યો હતો. "

નાગેશ્વરને રાણી મૃણ્મયી માટે ઘણું માન ઉપજ્યું. તેણે એક કાગળ કાઢીને તેમાં એક નકશો દોર્યો અને પછી તે રાજાને આપતાં કહ્યું: "પાટણ જવાનો ટુંકામાં ટુંકો માર્ગ આ છે. આ રસ્તે આપશ્રી જશો એટલામાં તો આપણા ૧૦૦૦ સૈનિકોનો ભેટો આપને થઇ જશે; કારણકે, આપ સાંઢણીપર જનાર છો. તેઓ ઘોડાપર ગયા છે. આપની રક્ષા માટે એ સાંઢણી પર ખાસ એક બહાદુર સૈનિકને હાંકવા બેસાડેલો છે."

"ચાલો, મહેન્દ્ર. હવે આપણે ઢીલ ન કરવી જોઇએ." રાણીએ કહ્યું.

"આપને એક અગત્યની વાત કહેવાની" નાગેશ્વરે કહ્યું: "ધ્વજ સંરક્ષકનું નામ મહાબાહુ છે. તેની પાસે એધાણી તરીકે મારી વીંટી છે અને આપણો ધ્વજ છે. સૈનિકોનો આપને ભેટો થાય તે પછી મહાબાહુને પાછો રવાના કરશો એટલે તેની અસલ જગ્યાએથી મને છુટો કરીને તે ગોઠવાઇ જશે."

ક્ષણાર્ધમાં રાજા-રાણી બહાર આવ્યાં. એક સાંઢણી રાજેન્દ્ર અને રાણીને લઈ જવા તૈયાર ઉભી હતી. તેઓ તે ઉપર સ્વાર થઇને રવાના થયાં.

નાગેશ્વર સાદા સૈનિકના પોષાકમાં તરતજ ધ્વજ ઉચકીને સૈન્ય સાથે ભળી ગયો.



# પ્રકરણ ૨૫ મું.

## ચકમકમાંથી આગ!

રાજા અને રાણીને લઇને સાંઢણી રાત્રિના ભાગમાં પાટણને રસ્તે જતી હતી. લગભગ અર્ધો રસ્તો તે સાંઢણીએ કાપ્યો હતો. એટલામાં એક ઝાડીમાંથી સનનન કરતું એક તીર રાજાના માથા ઉપરથી પસાર થયું.

કોઈકના ઓચિંતા હુમલાની શંકા ઉત્પન્ન થવાથી સાંઢણીને તરતજ બેસાડી દેવામાં આવી.

ઝાડીમાંથી પાંચ છ માણસો બહાર ધસી આવ્યા. સાંઢણી હાંકનાર બહાદુર લડવૈયો હતો. તેણે પોતાની તલવાર મ્યાન બહાર કાઢી અને સાંઢણી પર લટકતી એક ઢાલ પણ હાથમાં લઇને તે હુમલો કરનારાઓની સામે થયો. રાજા—રાણીએ પણ આ હુમલામાં ભાગ લેવાનો ઝટ નિર્ણય કર્યો. સાંઢણી પર બીજી બે તલવારો અને ઢાલો લટકતી હતી. રાજા રાણીએ દરેકે તે પોતપોતાના હાથમાં લઈ લીધી અને દુશ્મનોનો સામનો કર્યો.

સાંઢણી હાંકનાર ભારે આવેશથી લઢતો હતો. જોતજોતામાં તો તેણે બે દુશ્મનોને સ્વધામ પહોંચાડી દીધા. વીશળદેવે પણ એકને પૂરો કર્યો, પણ બાકીનાઓ તેથી નાસી છૂટયા નહીં અને લઢતાજ રહ્યા આ ઝપાઝપી ચાલુ હતી તે દરમ્યાન ઝાડીમાંથી સનનન કરતાં ઉપરા

ઉપરી કેટલાંક તીર છૂટયાં અને ત્રણે દુશ્મનો એક પછી એક ઘાયલ થઇને ભૂમિપર પટકાઇ પડયા.

થોડીકજ વારે એક ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો. વીશળદેવના ચરણમાં તેણે શિર ઝુકાવી વંદન કર્યું.

“ કોણ છો તમે ? ” વીશળદેવે પૂછયું.

“ આપનો એક સૈનિક, ” એમ કહીને તેણે પોતાની પાસેથી ધ્વજ કાઢીને તલવાર પર ફરકાવ્યો. વીશળદેવને શંકા ગઇ કે નાગેશ્વરે મોકલેલો ધ્વજ સંરક્ષક આ જ હોવો જોઇએ. વખતસર આવી પહોંચીને તેણે પોતાનો પ્રાણ બચાવ્યો તેથી તે તેના ઉપર પ્રસન્ન થયો. તેણે પૂછયું:

“ સૈનિક, તારૂં નામ ? ”

“ મહાબાહુ. ”

“ તું અહીં ક્યાંથી ? સૈન્યમાંથી શું નાસી આવ્યો છે !

“ ના મહારાજ ” મહાબાહુ બોલ્યો: “ જો એમ કરૂં તો મારી જનુની લાજે—મારી માતૃભૂમિ ગુજરાત લાજે. કર્ત્તવ્યપરાયણતા એજ મારૂં જીવનસૂત્ર છે. સેનાધિપતિ મહારાજ નાગેશ્વરે મને સોંપેલી એક ફરજ બજાવવા હું ગયો હતો. ”

“ સેનાધિપતિની કાંઇ નિશાની તારી પાસે છે ? ”

મહાબાહુએ નાગેશ્વરની વીંટી પોતાના ખિસ્સામાંથી કાઢીને વીશળદેવને ચરણે ધરી. એ જોઇને વીશળદેવે કહ્યું: “ મહાબાહુ નાગેશ્વરની આ એંધાણી બરાબર છે. તારી કામગીરીના સમાચાર કહે. શત્રુ–સૈન્ય હાલમાં ક્યાં છે ? ”

“ શત્રુ–સૈન્ય હજી વિન્ધ્યાચળથી હમણાંજ નીચે ઉતર્યું છે અને તે વિસામો લે છે. ”

“ પ્રાતઃકાળ પહેલાં પાટણ નથી પહોંચવાનું ? ”

"પ્રથમ એ ધારણા હતી–જો આપણું સૈન્ય તૈયાર ન થયું હોત તો" મહાબાહુ બોલ્યો: "પરંતુ આપણા સૈન્યે તેનો સામનો કરવા માટે જબરદસ્ત સંખ્યામાં ધવલગૃહથી પ્રયાણ કર્યું એની ખબર માલવ–સૈન્યને પડવાથી તેણે પોતાની યોજના ફેરવી દીધી છે. વિન્ધ્યાચળની ટેકરીઓથી તે હાલમાં આગળ વધવા માગતું નથી. આપણા સૈન્યે તેની સામે ત્યાં મુકાબલો કરવો જોઇશે. મને સેનાપતિ મહારાજે પાટણ તરફ જતી ટુકડીને આ સમાચાર કહેવાનું અને વાવટો તેને આપવાનું કામ સોંપેલું છે. તે મુજબ હું તે ટુકડીને મળવા જતો હતો તે દરમ્યાન અહીં ઝપાઝપી થતી જોઇ. આપને અને મહારાણીને મેં ઓળખ્યાં અને પછીની હકીકત આપ જાણો છો."

"મહાબાહુ," વીરધવળદેવે કહ્યું: "તેં આજે ખરે સમયે આવી પહોંચીને અમને મદદ કરી છે તે હું વિસરીશ નહીં. પણ હવે તું સૈન્યમાં પાછો જા અને તારી જગ્યા સંભાળી લે."

"મહારાજ! હવે હું સૈન્યમાં પાછો જાઉં?" મહાબાહુ ગભરાઇને કહેવા લાગ્યો: "કદાચ ત્યાં મારા નામપર ધીટકારનો વરસાદ વરસી રહ્યો હશે–'દ્રોહી' 'ધ્વજ–ચોર' એવાં એવાં ઉપનામ મને મળી ચૂક્યાં હશે. કદાચ મારા માટે દેહાંતદંડની શિક્ષા ફરમાવાઇ ચુકી હશે–"

"ના" વીરધવળદેવે કહ્યું: "તારે બદલે તારો બહાદૂર ઉપરી સેનાપતિ નાગેશ્વર પોતે તારા વેષમાં ધ્વજ લઇને તારી જગ્યા સાચવે છે–"

"અહો! ધન્ય છે એવા ઉપરીને! મને એ વાત એમણે કહી નહતી." મહાબાહુ સ્વગત ગણગણ્યો.

"મહાબાહુ, શ્રીમાન તેજપાળ તરફથી તારા ઉપર

કાંઇ આફત આવે તો તારા બચાવનો ખાસ આજ્ઞાપત્ર હું તને આપું છું તે લઇને તું નિશ્ચિંત ચિત્તે પાછો જા" એમ કહીને વીસળદેવે એક આજ્ઞાપત્ર નીચે મુજબ લખ્યો: "ધ્વજ-સંરક્ષક મહાબાહુએ અમારા પ્રાણુની રક્ષા કરી છે. સૈનિક તરીકે કોઇ પણ ગુન્હાનો તેનાપર આરોપ હોય તો તેમાં તેને સંપૂર્ણ માફી આપવામાં આવે છે અને તેને ધ્વજ-સંરક્ષક તરીકે કાયમ કરવામાં આવે છે— વીસળદેવ."

"મહારાજ, આપની મહોર કરી આપો ને?" રાણીએ સૂચવ્યું.

"પણ મહોરની છાપ પાડવા માટે રૂસનાઇ નથી તેનું કેમ?" વીસળદેવે પૂછ્યું.

"મારી આંખમાંનો કાજળ મોજુદ છે," એમ કહીને મૃણમયીદેવીએ પોતાના કોમળ કરની નાજુક અંગુલિથી આંખમાંથી કાજળ કાઢવા માંડયો. રાજા ધરી રહ્યો પોતાની આંગળીની મુદ્રા અને રાણીએ તે ઉપર અત્યંત સ્નેહભાવથી ચોપડયો કાજળ!

"એક ક્ષુદ્ર સૈનિકના જીવને ખાતર મહારાણીનો આ માતૃભાવ! ધન્ય! મારૂં જીવ્યું આજે સફલ થયું!" મહાબાહુ બોલવા લાગ્યો.

આજ્ઞાપત્રપર રાજમુદ્રાનું ચોખ્ખું નિશાન પડી રહ્યા પછી રાણીએ પોતાનાં કંઠમાંનો એક બહુમૂલ્ય રત્નહાર મહાબાહુને આપવા માંડયો. મહાબાહુ તે લેતાં અચકાયો પણ રાણીએ કહ્યું: "હું તને તે નથી આપતી. જો તારે પત્ની હોય તો તેના કંઠમાં તે પહેરાવજે. તને પત્ની ન હોય તો આ હાર પહેરાવવા માટે કોઈ વીરાંગના શોધી કાઢજે." મહાબાહુને રત્નહાર લેવો પડયો.

વીસળદેવે આજ્ઞાપત્ર મહાબાહુને આપતાં આપતાં કહ્યું:

"વીર યુવક, નાગેશ્વરને મારો આ સંદેશો પણ કહેજે." વીશળદેવે ઘણાજ ધીમા સ્વરે તેના કાનમાં કાંઇક કહ્યું અને પછી તે સાંઢણીપર રાણીની સાથે સ્વાર થયો.

"મહારાજ, આ ધ્વજ ?—"

"લાવ, મને તેની કદાચ જરૂર પડશે." મહાબાહુએ વીશળદેવને ધ્વજ આપ્યો. સાંઢણી પાટણ તરફ ચાલી. મહાબાહુએ રાજા-રાણીને વંદન કરી સૈન્ય તરફ પ્રયાણ કરવા પોતાનો ઘોડો મારી મૂકયો.

તેજપાળના વડપણ નીચે કર્ણાવતીથી ઉપડેલું સૈન્ય આગળ ધસ્યું જાય છે. તેજપાળ સૈન્યને મોખરે છે. તેની એક બાજુ ધ્વજ-સંરક્ષક અને બીજી બાજુ રણશિંગા-વાળો ઘોડેસ્વારી કરી રહ્યા છે. ધ્વજ-સંરક્ષક અન્ય કોઇ નહીં પણ મહાબાહુની જગ્યાએ સાદા સૈનિકના વેષમાં નાગેશ્વર છે. સૈન્યની કુચ દરમ્યાન તેણે જોયું કે-વારંવાર ગુપ્તદૂતો આવીને તેજપાળને બાતમીઓ આપતા રહે છે. તેજપાળ કોઇવાર તેથી હર્ષ બતાવે છે; કોઇવાર ખિન્નતા બતાવે છે; અને કોઇવાર ધ્વજ-સંરક્ષક તરફ જોઇને ગુસ્સાનો ભાવ બતાવે છે !

જાણે પોતે એક મૂઢ સૈનિક છે, એવો ભાવ ધારણ કરીને ધ્વજ-સંરક્ષક નીચું માથું ઘાલીને પોતાનો ઘોડો હાંકયો જાય છે.

માર્ગ પાટણ તરફનો ન હતો, એ તેણે જોઈ લીધું. તેજપાળ જરૂર લશ્કરને શત્રુ સાથે લઢાવવા માટેજ લઈ જાય છે, એવી તેને ખાત્રી થઇ. એકાએક ગીચ ઝાડીઓ અને ટેકરીઓનો પ્રદેશ આવતાં તેજપાળે કુચ બંધ કર-વાનો હુકમ આપ્યો. વ્હો ફાટવાની તૈયારી હતી. સૈન્ય થંભી ગયું. તેજપાળે જુદી જુદી ટુકડીઓને ટેકરીઓમાં અને ઝાડીઓમાં છુપાઈ જવાનો અને ત્યાંથી સામેની ટેક-રીઓ પર બાણ છોડવાનો હુકમ આપી દીધો. ગુજરા-

તના સૈન્યે જ્યાં બાણુનો વરસાદ શરૂ કર્યો કે સામેના લશ્કરે નિમંત્રણ ઉપાડી લીધું. રણશિંગાં ફુંકાયાં અને તે બાજુએથી પણ ગુજરાતના સૈન્ય પર તીર છૂટવાં માંડયાં.

માલવ સૈન્ય અને ગુજરાતી સૈન્ય વચ્ચે વિન્ધ્યાચલની ખીણોમાં લડાઇ શરૂ થઈ ગઇ.

તેજપાળ જુદી જુદી ટેકરીઓ પાછળ અને ઝાડીઓમાં જઇ સૈન્યને ઘટતી સૂચનાઓ આપવામાં રોકાયો.

ધ્વજસંરક્ષક એક ટેકરી આગળ ઉભો હતો. એના હાથ સળવળી રહ્યા હતા. બીજાઓને લડતા જોઇને એને લડવું હતું પરંતુ તે કોઈકની રાહ જોતા હતો. ધ્વજરક્ષા એ તેનું પ્રથમ કર્તવ્ય હોવાથી તે લઢી શકે તેમ ન હતો.

કેટલોક વખત વીત્યા પછી એક ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યોઃ “ નાગેશ્વર મહારાજ ! હું આવી પહોંચ્યો છું.”

એને જોઇને ધ્વજ–સંરક્ષકને આનંદ થયો. તેણે તેને પૂછ્યુંઃ “ મહાબાહુ, તું ઠીક વખતસર આવી પહોંચ્યો. તારૂં સ્થાન સંભાળી લે.” મહાબાહુએ ધ્વજ પોતાના હાથમાં લીધોઃ અને પછી નાગેશ્વરની પૂછપરછથી તેણે વીશળદેવ અને સૂહચી દેવીની કુશળતાના સમાચાર કહ્યા. તદુપરાંત વીશળદેવે તેને માટે કહાવેલો સંદેશો પણ ધીમેથી કહ્યો.

“ ચિન્તા નહીં. હું બખ્તર પહેરી આવું.” નાગેશ્વર બખ્તર પહેરી લેવા માટે સરંજામ ખાતા તરફ જવા તૈયાર થયો. તેણે ઘોડાને એડી મારી ત્યાં તો પાછળથી કોઇકે કહ્યુંઃ “ સેનાપતિ મહાશય, લડતા લશ્કરને છોડીને નાસી જાઓ છો કે શું ? ”

નાગેશ્વરે ક્રોધથી પાછળ જોયું. જુએ છે તો તેજપાળ !

તેજપાળે મહાબાહુને ઉદ્દેશીને કહ્યું: "ધ્વજ સંરક્ષક ! તેં જાણે મોટી મુસાફરી ખેડી હોય એમ તારા મ્હોં ઉપરનાં રજકણો કહી આપે છે. તારાં કપડાં પર પણ ધૂળ વળગેલી છે. તારો ઘોડો ખૂબ હાંફે છે. તેના મ્હોંમાંથી અત્યંત ફીણ નીકળે છે ! આમ કેમ ? સાચું બોલ, નહીંતર તને ભારેમાં ભારે સજા થશે."

"મહારાજ, મારી ફરજ બજાવવામાં હું પાછો હઠયો નથી."

"પણ તું ક્યાં ગયો હતો ? ધ્વજ–સંરક્ષક તરીકેની તારી ફરજ નાગેશ્વરે કેમ બજાવી ?"

"મેં કહ્યું છે તેમાં મારે કાંઇ ઉમેરવાનું નથી, શ્રીમાન."

"તું સીદ્ધો જવાબ નહીં આપે ?" તેજપાળે આમ કહીને પોતાની તલવાર કાઢીને તેના સામે ધરીને કહ્યું: "તારે સૈનિકોના જૂથ વચ્ચે તેઓનાં તીરથી વિંધાઇને મરવું છે કે, એકાન્તમાં તારી મેળે આત્મઘાત કરવો છે ? તારા માટે આ બે સિવાય બીજો કોઇ માર્ગ નથી."

"બન્નેમાંથી એકકે માર્ગ લેવા મારો આત્મા ના પાડે છે." મહાબાહુ બોલ્યો: "મારો ગુન્હો કાંઇજ નથી, એની મને ખાત્રી છે."

"તું શત્રુ સૈન્યની છાવણી તરફ ગયો હતો. તું જાસુસ છે. તારે બદલે આ તારા હમણાંજ પલાયન કરી જતા ઉપરીએ તારી જગ્યા સાચવી હતી. હવે તું કાંઇક બાતમીઓ મેળવી પાછો ફર્યો છે. તારી જગ્યા તેં ગુપચુપ સંભાળી લીધી છે અને તારો ઉપરી કાંઈક બેતમાં અહીંથી નાસી જાય છે. તારા આ ગુન્હાઓ મારા ગુપ્ત દૂતો મારફત મેં જાણ્યા છે અને તે બદલ તને મોતની શિક્ષા ફરમાવું છું. ચાહે તો મારી આ તલવાર લઇને આપઘાત કર અથવા તો સૈનિકોનાં તીરથી વિંધાઇ જવા તૈયાર થા."

"મહારાજ, શિક્ષા ફરમાવાયા પછી મારે કાંઈ બોલવું ઘટે નહીં એટલે નથી બોલતો. લાવો, આપની તલવાર."

તેજપાળે તેને પોતાની તલવાર આપીને કહ્યું: "મારા દેખતાં તારે આત્મહત્યા કરવી જોઇશે."

"જેવો હુકમ" એમ કહીને મહાબાહુએ પોતાના ખિસ્સામાંથી એક પત્ર કાઢીને તેજપાળના હાથમાં મૂકતાં કહ્યું: "શ્રીમાન રાજેન્દ્રે આપને માટે આ પત્ર આપ્યો છે. તે મારા મરતા પહેલાં હું આપને સુપરદ કરૂં છું."

"રાજેન્દ્રનો પત્ર ?! શું લખ્યું છે તેમાં?" તેજપાળે તે પત્ર હાથમાં લઇને વાંચ્યો. મહાબાહુને અપાયલી માફીનો એ આજ્ઞા પત્ર હતો. એ વાંચતાંજ તેજપાળના હાથ સહેજ ધ્રુજ્યા. તેણે નાગેશ્વર તરફ જોયું અને કહ્યુ: "પ્રપંચી ! તેંજ પાણી પહેલાં આ પાળ બાંધી લાગે છે. આ ધ્વજ–સંરક્ષકની માફી તેંજ અગાઉથી મેળવી લાગે છે. નાગેશ્વર ! આ પ્રપંચની બાજી ખેલવાનો અર્થ શો ? મને તું કામચલાઉ સેનાપતિ પદ આપે છે; હું એક સૈનિકને મોતની સજા ફરમાવું છું અને તેની સામે રાજેન્દ્રનો માફી પત્ર ધરવામાં આવે છે !"

"મહાશય" નાગેશ્વર બોલ્યો: "એનો અર્થ એ કે એકની સામે બીજાને સોગઠાંના દાવ માંડવાનો હક્ક છે."

"રણક્ષેત્ર શું સોગઠાં બાજીના દાવ માંડવાનું સ્થાન છે ?"

"એનો જવાબ આપના મુત્સદ્દી ભાઇ પાસેથી આપે મેળવવાનો છે; કારણ કે, આપને એમના જેવા મુત્સદ્દી થતાં વર્ષો લાગશે !"

"નાગેશ્વર, તારી સંદિગ્ધ વાણી મને નિરર્થક લાગે છે. મને મળેલી બાતમી પ્રમાણે તેં કોઇ અજબ તરેહથી વર્તવા માંડયું છે અને પાછો શેખી કરે છે એ વ્યાજબી નથી."

"કહો જોઇએ, હું કેવી અજબ તરેહથી વર્ત્યો ?"

"તેં ૧૦૦૦ ની એક ટુકડીને અહીંથી પાટણ તરફ મોકલી છે. તેં આ ધ્વજ–સંરક્ષકને પણ અહીંથી મોકલ્યો હતો. રાજેન્દ્ર અને મહારાણીને પણ તેં રણક્ષેત્ર તજાવીને પાટણ મોકલ્યાં. મને અહીં લઢવાનું કામ સોંપીને તું પોતે પણ હવે જાય છે."

"ગુપ્ત–દૂતો મારફત આપ ઠીક ઠીક ખબરો મેળવો છો ! પરંતુ મારે દિલગીરી સાથે કહેવું પડે છે કે–એના હેતુઓ આપના ખ્યાલમાં આવી શકશે નહીં તેથી હું તે વિષે વિગતવાર ખુલાસો નહીં કરતાં ફક્ત એટલુંજ કહીશ કે, રણક્ષેત્રમાથી નાસી જવું એ નથી નાગેશ્વર સમજતો કે નથી રાજેન્દ્ર વીશળદેવ સમજતા. રાજેન્દ્રના મહાન શૂરવીર સૈનિકો અને તેઓના પ્રબળ સેનાપતિ હાજર હોય ત્યારે રણક્ષેત્રની ચિન્તા તેમણે કરવાની હોય જ નહીં. એક નહીં, અનેક રણક્ષેત્રોથી પણ વધારે જરૂરી કાર્ય માટે રાજેન્દ્રે પોતે જ અહીંથી જવાનું નક્કી કર્યું અને ગયા. હું પલાયન કરી જાઉં છું એમ આપ ધારતા હો તો ખાંડ ખાઓ છો. નાગેશ્વરે કદી પીઠ બતાવી નથી. નાગેશ્વરની તલવારની ધારનું તીખાપણું પળવાર પણ મોળું પડતું નથી. નાગેશ્વર પોતાની નાગર જાતિને કદી લજવતો નથી."

"આથી વધુ ખુલાસા કરવા તું ના પાડે છે ?"

"હા. આથી વધુ હું આપને કહી શકતો નથી."

"તો હું અને તું એક સાથે કામ કરી શકીશું નહીં. આ લશ્કર લડે છે. તેની સરદારી તને ધોળકેથીજ સોંપાયલી છે. તારે ફાવે તો એને લડતું મૂકીને તું જતો રહે અને ફાવે તો તેની સરદારી લઇ લડ. હું અહીંથી ચાલ્યો જાઉં છું."

" ક્યાં ? "

" જ્યાં પ્રપંચ નહીં ખેલાતા હોય; જ્યાં મારા ભગવાન તીર્થંકરની ભક્તિ શાન્તિપૂર્વક થઇ શકશે ત્યાં" તેજપાળ ગંભીર બનીને બોલવા લાગ્યો: " મારી તલવાર હવે મારા હાથમાં નથી એ ઠીકજ થયું છે. તલવારનો માર્ગ હું હવે નહીં લઉં. મને ખેદ થાય છે કે, સલાહ-કાર તરીકે મને સ્થાપીને પણ તેં ધમંડથી કામ લીધું છે. મને પૂછયા વિના તેં આ લડાઇના મેદાનમાં રાજ-ખટપટ ખેલી છે. નાગેશ્વર ! તારી જગ્યા રાજમંદિરોમાં છે. તું લડાઇનાં મેદાન માટે તને યોગ્ય ધારે છે પણ તે મને મંજુર નથી. મેં તારી સાથે રહેવામાં ભૂલ કરી. પણ એ ભૂલનો મને બરાબર પાઠ મળ્યો. જુવાન ! તેં મારૂં માન-ભંગ કર્યું છે. એનો સંતાપ જો હું વધારે કરૂં તો કદાચ મારે તારી સાથે દ્વન્દ્વ–યુદ્ધ કરવું પડે.હું ધારૂં તો એક પળમાં તને ચાંચડની પેઠે ચોળી નાખું; પણ ના, ભાઇ વસ્તુપાળે મને ખામોશી રાખવા કહી છે. અને તે હું ધારણ કરી રહ્યો છું. વીરનો ધર્મ એ કે–પોતે જેને મારી શકે તેને ક્ષમા આપે. તું શેખી કરે છે કે–તેં કદી પીઠ બતાવી નથી. મેં તો તને ખુલ્લું પુરવાર કરી આપ્યું છે કે–તેજપાળ શત્રુનો સામનો કરવા માટે શત્રુ–સૈન્યના સ્થાનમાં ધસી જાય છે. આ લશ્કર અહીં લડે છે, એ તેનો પુરાવો છે. બસ. હવે મને વધુ ન બોલાવીશ. મને તારાપર કંટાળો ઉપજ્યો છે. તને રૂચે તેમ કરજે. હું તને ક્ષમાપના આપીને તીર્થક્ષેત્રો તરફ વિદાય થાઉં છું."

તેજપાળ સ્ફુર્ત્તિથી ઘોડેસ્વાર થયો. નાગેશ્વર તેના ઘોડા પાસે જઇ તેને વિનતિ કરવા લાગ્યો: "મુરબ્બી, આટલા બધા કઠોર ન થાવ. આપને આ ક્રોધ ન છાજે. સૈન્ય પૂછશે તો હું તેને શું કહીં શકીશ ? શું આપે સહાને માટે રણક્ષેત્રનો ત્યાગ કર્યો એમ મારે કહેવું ? સૈન્ય આપના માટે શું ધારશે, એનો ખ્યાલ કરો."

"ઠીક થયું કે–તેં આ બાબતનો ઉલ્લેખ કર્યો" એમ કહીને તેજપાળે પોતાની પાસેથી એક પત્ર કાઢીને નાગેશ્વરના હાથમાં મૂકતાં કહ્યું: "ભાઇ વસ્તુપાળે રણક્ષેત્રમાંની મારી વિદાયનું કારણ આમાં સમજાવેલું છે." નાગેશ્વર તે પત્ર વાંચતો રહ્યો અને તેજપાળે ઘોડાને એડી મારીને ઘોડો દોડાવી મૂકયો.

એ પત્રમાં નીચે મુજબ લખાણ હતું:—

"સેનાપતિ નાગેશ્વર, તમને અમારી આજ્ઞા છે કે શત્રુ–સૈન્ય સહિત લડાઇ શરૂ થાય એટલે ભાઇ તેજપાળને લગીરે આનાકાની વિના તરતજ છૂટા કરી દેજો. સૈન્ય પર કુલ્લ સરમુખત્યારી તમારી જ છે. લડાઇ સાધંત તમારેજ લડવાની છે. ગુજરાતનું નાક તમારે જ રાખવાનું છે. માળવાની જીત નાગેશ્વરે મેળવી એવી નામના થવીજ જોઇએ–લી. મંત્રીશ્વર વસ્તુપાળ."

નાગેશ્વરે મોટે સાદે આ ચિઠ્ઠી વાંચી. મહાબાહુ તેની સામે ઉભો હતો. તેણે તે સાંભળી. તેણે એકદમ ધ્વજ ઉંચો કરીને અતિ ઉત્સાહથી મોટે સાદે પોકાર કર્યો: "જય! ગુજરાતની જય!" "સેનાપતિ મહારાજ નાગેશ્વરની જય!"

"જય સિવાય બીજા કશાની વાત જ કયાં છે મહાબાહુ ?" નાગેશ્વરે કહ્યું: "તું જાણે છે કે, હું તો બખ્તર પહેરવા જતો હતો પણ ભોળા અને શૂરવીર તેજપાળને એમાં હું નાસી જતો જણાયો! અસ્તુ. જે બન્યુ તે તો હવે ન બન્યું બનનાર નથી. લઢાઇ તો લઢવી જ છે અને જય પણ મેળવવો જ છે."

"મહારાજ, કોઇ પણ સૈનિક આપના વિષે એવું કહી શકે તેમ નથી કે–આપ રણક્ષેત્ર છોડી નાસી જવાનો સ્વપ્નમાં પણ પ્રયત્ન કરો. મને આપનો પ્રત્યક્ષ પરિચય તો ટૂંકો છે. પણ આપનાં અનેક પૂર્વ–કાર્યોનો અપ્રત્યક્ષ પરિચય ઘણો છે. હું આપને એ કહેતાં ખોટી ખુશામદ

કરતો નથી કે ગુજરાતના એકકે એક યુવકના આપ પ્રાણ છો. આ યુદ્ધમાં આપ સેનાપતિપદે છો, એ સાંભળીને જ કેવળ હું અને મારી પેઠે અનેક ગુજરાતી યુવકો તેમાં જોડાયા છીએ."

મહાબાહુને ધ્વજ બરાબર સંભાળવાનું કહીને નાગેશ્વર રણભૂમિનું અવલોકન કરવા પોતાના ઘોડા ઉપર આગળ વધ્યો. તેને માલુમ પડયું કે—આને રણભૂમિ કહી શકાય નહીં. અહીં તો ઝાડીઓ અને ટેકરીઓની પાછળ રહીને પોતાના જીવનું રક્ષણ કરતા બન્ને બાજુના લશ્કરીઓ સામસામાની કત્લ કરવા મથે છે. એમાં પણ કોઇ તરેહનો ઢંગધડો નથી. એકાદ ગુજરાતી એકાદ ટેકરીની પાછળથી ડોકીઉં કરીને સામેની ટેકરીપર અદ્ધર સદ્ધર તીર ફેંકે છે. કોઇ માળવીને તીર વાગે તો ભલે—નહીંતર ટેકરીને અથડાઇને પાછું પડે છે. આવી જ રીતે માલવીઓ પણ અદ્ધર સદ્ધર તીરો છોડે છે. આને લડાઇ કોણ કહે? લડાઈ એટલે તો સામે મ્હોંએ મારામારી અને જીવસટોસટના સોદા. અસંખ્ય માણસોનું એક જૂથ તેની સામેના તેવાજ બીજા જૂથ સામે બરોબર સામનો કરે; સામ સામાના દેહપર થઇને આગળ જવાનો લોહીતરસ્યો પ્રયાસ કરે; શત્રુઓનાં માથાં ભચોભચ કાપીને, શૂરાઓનાં વર્તુલ ભેદીને અને પુષ્કળ સાહસ ખેડીને જાનની પણ પરવા કર્યા વિના જ્યારે ઝઝુમે ત્યારેજ તે લડાઇ કહેવાય. બાકી, આ તો બચ્ચાંની સંતાકુકડીની રમત થઇ!

ગુજરાતનું સૈન્ય સંતાકુકડીની રમત રમે, એમાં કશો જયવારો ન થાય. એ રીતે તો માલવી લશ્કરને કંઇ મુદત સુધી વિન્ધ્યાચલમાંથી ખસેડી ન શકાય. તે લશ્કરને કોઇ નવી તરકીબથી—કોઇ નવી યુક્તિથી—કોઇ નવા સાહસથી વિન્ધ્યાચલની ટેકરીઓનો ઓથો છોડાવવોજ જોઇએ.

નાગેશ્વરે આવો રંગ જમાવવા ઇચ્છયો અને તે સંબંધી કંઇ કંઇ ગડમથલ તે પોતાના દિલમાં કરતો રહ્યો.

---

## પ્રકરણ ૨૬ મું.

### " રાજાનું વચન."

કર્ણાવતીથી સાંઢણીપર સ્વાર થઇને પાટણ જવા નીકળેલાં વીશળદેવ અને મૃણ્મયી, "આ પાટણ દેખાય!" "એ આવ્યું!" "હવે તો ઘણુંજ થોડે દૂર છે?" એમ માંહોમાંહે વાત કરતાં સાંઢણી હાંકનાર પાસે ઝડપથી સાંઢણી હંકાવતાં હતાં તે દરમ્યાન તેઓને માર્ગમાં એક દૂત મળ્યો. તેણે નમન કરીને વીશળદેવને કહ્યું:–" એક અગત્યનો સંદેશો લાવ્યો છું, મહારાજ."

" કોના તરફથી?" વીશળદેવે પૂછ્યું.

"મંત્રીશ્વર વસ્તુપાળ તરફથી. તેમણે આપને આપવા માટે એક તલવાર મોકલાવી છે અને વિનતિ કરી છે કે–માર્ગમાં તેઓ એકલાજ નિર્જન સ્થાનમાં બેઠા છે. તેમનું મસ્તક છેદી નાંખશો તો કોઇને ખબર પડશે નહીં. માટે તેમ કરીને તે પછી આપ પાટણમાં પગલાં માંડશો."

" દૂત! દિવાનો થયો છે કે શું? આવો સંદેશો કોઇ મોકલે ખરૂં?"

" મહારાજ! મારૂં કહેવું ખોટું હોય તો આપ ખાત્રી કરો. તેઓ જાતે અહીંથી લગભગ ૧૦૦ વાર દૂર બેઠેલા છે. એમણે આવો સંદેશો કહેવરાવ્યો ન હોય તો જુઠું બોલવા માટે બેશક આપની સમક્ષ મારી ગર્દન મોજુદ છે."

" ચાલ, આગળ થા. મારે ખાત્રી કરવી જોઇએ. "

દૂત આગળ ચાલ્યો અને સાંઢણી તેને પગલે પગલે ચાલી. ખરેજ, દૂતે જણાવ્યા પ્રમાણે આશરે ૧૦૦ વાર સુધી પહોંચતાંમાં માર્ગમાં મંત્રીશ્વર બેઠેલા જણાયા. વીશળદેવ અને મૃણ્મયી સાંઢણી પરથી ઉતર્યાં અને તેમની પાસે ગયાં.

"મુરબ્બી, આ દૂત શું બકે છે? તલવારથી શું આપનું મસ્તક છેદવાનું છે? મને લાગે છે કે, તેણે નીશો કરેલો છે."

" રાજેન્દ્ર ! એણે તમને શું કહ્યું ? "

વીશળદેવે દૂતે કહેલો સંદેશો શબ્દશ: ઉચ્ચાર્યો. મંત્રીશ્વરે કહ્યું: " એનું કહેવું અક્ષરે અક્ષર સાચું છે. મેં તેને કહ્યા પ્રમાણેજ તેણે તમને કહ્યું છે. રાજેન્દ્ર! વર્ષોથી તમારા વડીલોની અને તમારી તેમજ ધવલગૃહ, પાટણ અને અખિલ ગુજરાતની એકનિષ્ઠાથી સેવા બજાવનાર આ ઘરડું પાન આજ તમને મોઢામોઢ કહે છે કે, વગર સંકોચે એનું મસ્તક છેદી નાંખો. "

" મંત્રીશ્વર, શા માટે આવી માગણી કરો છો ? મારાથી એવું કાર્ય થઇ શકે પણ ખરૂં ? એવી ઘોર હત્યા રાક્ષસ પણ ન કરે. "

" વીશળદેવ, તમારે પાટણ જવું છે ને ? ભીમદેવ મહારાજની ગાદી લેવી છે ને ? મારી સાથે વાદવિવાદમાં વખત ગાળીને તમે પોતેજ ઢીલ કરો છો. મારી આડખીલી વચ્ચેથી દૂર કરી નાંખો. ફાંસ રૂપે નડતર થઇ પડેલાનો નાશ કરો; અને નિશ્ચિંત ચિત્તે આગળ વધો. " દૂત તરફ જોઇને મંત્રીએ કહ્યું: " સામંત, મહારાજને તલ્વાર આપ. " દૂત વીશળદેવના ચરણમાં તલ્વાર ધરી રહ્યો. તે હાથમાં લઈ જોરથી દૂર ફેંકી દઇને વીશળદેવ બોલ્યો:

"પિતાતુલ્ય મંત્રીશ્વર, શા માટે મારી નકામી હાંસી કરો છો? આપનો આમાં કાંઇ ઉદ્દેશ છે?"

"મારો ઉદ્દેશ હું સમજાવું એટલી સ્વસ્થતા, એટલી ધીરજ અને એટલો અવકાશ, રાજેન્દ્ર! તમને નથી. પ્રભાતનો પહોર થતા પહેલા તમારે પાટણ જવાની ઉતાવળ છે અને તમે ત્યાં પહોંચો તે પહેલાં જગતમાંથી નષ્ટ થવાની મને ઉતાવળ છે!"

વીશળદેવ સહેજ વાર વિચાર માટે ચૂપ રહ્યો અને પછી બોલ્યો: "મંત્રીશ્વર મહારાજ, હું સમજ્યો. હું પાટણ જાઉં તેમાં આપ નારાજ છો તેથી આમ હઠ લઇ બેઠા છો. પણ આપનું કહેલું હું નથી માનવાનો. આપની મરજી નહીં હોય તો પણ હું તો પાટણ પહોંચીશ. આપના દેહને મારાથી આંગળી સુદ્ધં ત અરકાડી શકાય નહીં." મૃગમયી તરફથી વળીને વીશળદેવે કહ્યું: "ચાલો. રાણી, આપણે સાંઢણી પર બેસી જઇએ. મંત્રીશ્વર આપણી પાછળ પાટણ આવશે."

વીશળદેવે સાંઢણી પર મૃગમયીને પહેલાં બેસાડી અને પછી પોતે બેસવા જતો હતો ત્યાં વસ્તુપાળે દૂતને હુકમ કર્યો: "સામંત, જા, પેલી તલવાર લઇ આવ. જે કાર્ય આ યુવાન રાજાએ નથી કર્યું તે કોઇ પણ રીતે થવું જોઇએ."

દૂત તલવાર લઇ આવ્યો. વીશળદેવ ચિકિત્સાની ખાતર ઉભો ઉભો જોઇ રહ્યો કે—વસ્તુપાળ શું કરે છે. મોટે સ્વરે વસ્તુપાળે દૂતને હુકમ કર્યો: "એકદમ મારી ગર્દન ઉપર એ તલવારનો ઝાટકો લગાવ."

"મહારાજ, શા માટે?" દૂત પૂછ્યું.

"તારે કારણ જાણવું છે? તો સાંભળ," વસ્તુપાળે વીશળદેવ તરફ જોયા વિનાજ સામંતને ઉદ્દેશીને જવાબ

દીધો: "ગુજરાતની ગાદી પર હવે નવો સિતારો ચલકે છે! એનો પ્રકાશ મારા જેવો બુઠ્ઠો ખખ્ખ ઝીલી શકે તેમ નથી. એ સિતારો કેવો છે? એક વખત યૂવરાજ તરીકે જે વચન આપ્યું હોય તે રાજા તરીકે તે ફોક કરે છે! ભૂતકાળની એને કિંમત નથી. વર્તમાન કાળમાં એના તરંગનેજ એ બહુમૂલ્યવાન ગણે છે. એવા મહાન્ સિદ્ધાન્તવીરના રાજ્યકાળમાં મારા જેવી જુની જર્જરિત ઈમારતોએ હયાતી રાખવી જોઇએ નહીં."

"મંત્રીશ્વર મહારાજ, શું મારા રાજા વચન ફોક કરે એવા છે, એમ આપશ્રી કહો છો?" દૂતે પૂછ્યું.

"હા. પાટણની ગાદી મહારાજ ભીમદેવના પુત્ર ત્રિભુવનપાળની હયાતી સુધી પણ નહીં ઝડપવાનું યૂવરાજ તરીકે જે વીરાળદેવે મને સૂર્યની સાક્ષીએ વચન આપ્યું હતું તે જ વીરાળદેવે હવે રાજા તરીકે તે વચન ફોક કરવા ધાર્યું છે! રાજહઠ એવી વસ્તુ હોય છે. એ જુના સિદ્ધાન્તોને કચડી નાંખે. પૂર્વજોનાં પુન્યની કિંમત ન આંકે. પોતાના મદમસ્ત બાહુબળનોજ વિજય વાંચ્છે. આવી રાજહઠ આગળ હું મારો પરાજય કબૂલ કરૂં છું અને જગતમાંથી નષ્ટ થવું પસંદ કરૂં છું. માટે ચાલ, ઝટ કર, મારી ડોક ઉરાડી દે."

"મહારાજ, મારા અન્નદાતા પર તલવાર ઉપાડતાં મારા હાથ કંપે છે."

"સામંત, તું સિપાહીની ફરજ સમજે છે? સિપાહીની ફરજ ઉપરીની ફર્માબદારી છે. સિપાહીને એક ફરમાન થાય તે ચાહે તેવું હોય તોપણ તેણે તે પાળવું જોઇએ. મંત્રી રાજાને હુકમ ન કરી શકે; પણ સિપાહીને હુકમ કરી શકે."

"મંત્રીશ્વર મહારાજ, આત્માને ડંખતો હુકમ પણ સિપાઇએ પાળવો રહ્યો?" દૂતે પૂછ્યું.

વીશળદેવને આ સવાલ–જવાબમાં રસ પડયો. તે સાંઢણી આગળથી આ બે જણુ ઉભા હતા ત્યાં આવી ઉભો રહ્યો.

"સામંત, ફરજ એવી ચીજ છે કે જે આત્માના કકળાણુ છતાં, આત્માના પોકાર છતાં પણુ કઠણુાઇથી પાળવી જ રહી." વસ્તુપાળે કહ્યું.

"મહારાજ, આપ મારા માલેક છો. આપના પર હાથ ઉઠાવવો એના કરતાં મારી નોકરી છોડી દેવી બહેતર છે; માટે આપને વંદન કરી હું નોકરી છોડી જાઉં છું."

દૂત આમ કહીને વસ્તુપાળનાં ચરણુમાં તલવાર મૂકવા ગયો એટલે વસ્તુપાળે તેનો હાથ ઝાલીને કહ્યું: "નાદાન, જબલપુર–નરેશની દુહિતા જેવી એક અબળાનો આત્મા ડંખતો હતો તે છતાં તેણે પોતાની ફરજ બજાવી ને પોતાના નામર્દ પતિનો શિરચ્છેદ કર્યો. એ એક અબળા કરતાં પણુ તું શું નપાટ છે?"

"હેં?!" વીશળદેવ અને દૂત બન્ને એક સાથે બોલી ઉઠયા. મૃણ્મયી પણુ એ સાંભળીને આશ્ચર્યચકિત થતી સાંઢણી પરથી નીચે ઉતરીને ત્યાં દોડી આવી.

વીશળદેવ પૂછવા લાગ્યો: "મંત્રીશ્વર આપે શું કહ્યું?"

"મેં એમ કહ્યું" વસ્તુપાળે મક્કમ સ્વરે જવાબ દીધો: "કે, જબલપુર–નરેશની પુત્રી વીરમતીનો આત્મા ડંખતો હોવા છતાં પણુ તેણે પોતાનો પતિ વીરમદેવ જેને તેણે નામર્દ ગણ્યો હતો તેનો નાશ કરવાની પોતાની ફરજ બજાવીને પોતાને હાથે તેનો શિરચ્છેદ કર્યો! ફરજ એવી વસ્તુ છે."

"અરે, એ કયારે બન્યું? કયાં બન્યું? અમને એ વાતની જાણુ કેમ કરવામાં આવી નથી? એ વીરમતી

ક્યાં નાસી ગઇ ? મંત્રીશ્વર, શું ખરેજ મારા ભાઇનું મૃત્યુ થયું ?" વીશળદેવ એકસામટા અનેક પ્રશ્ન કર્યા.

"રાજેન્દ્ર ! આપને અવકાશ છે એ બધું સાંભળવા માટે ?" વસ્તુપાળે પ્રશ્ન કર્યો: "આપને જલ્દી પાટણ પહોંચવું છે ને ?"

"ધાતકી ન થાઓ, મંત્રીશ્વર," મૃણ્મયી બોલી: "રાજેન્દ્રના માડીજાયાના મૃત્યુના કમકમાટી ભરેલા સમાચાર પાટણની ગાદી લેવા જતાં સાંભળવામાં આવે એ મોટા અપશુકનરૂપ છે. બીજાનું મૃત્યુ વાંચ્છવા જતાં પોતાનાજ કુટુંબીનું મૃત્યુ થયેલું સાંભળવું એ વિધિનો ગેબી ફટકો છે !"

"માત્ર એક નહીં–બે કુટુંબીઓનાં મોત થયાં છે. વીરમતીએ આત્મહત્યા કરી છે." મંત્રીશ્વરે કહ્યું.

"અરે, પણ એ બધું ક્યારે બન્યું ? મંત્રીશ્વર, પાટણ જવાનું હું મોકુફ રાખું છું. ભાઇના મૃત્યુની વિગત મને અથેતિ કહો અને અત્યારે તેનું શબ જ્યાં હોય ત્યાં મને લઈ જાઓ." વીશળદેવે કહ્યું.

"રાજેન્દ્ર ! એ કશું કહેવાનો મને અવકાશ નથી. કેમકે મને જગત્‌માથી નષ્ટ થવાની ઉતાવળ છે. સામંત ! મારી આજ્ઞા તને યાદ છે ? ચાલ, ફરજદાર સિપાહી બની જા."

"મંત્રીશ્વર, રાજા તરીકે મારી તમને આજ્ઞા છે કે, તમારે આ સિપાહીને તમારા વધની આજ્ઞા ન કરવી."

"કારણ ?"

"એજ કે–એવી કશી જરૂર નથી." વીશળદેવ બોલ્યો: "યુવરાજ તરીકેનું મારૂં વચન રાજા તરીકે પાળવા હું તૈયાર છું. હું પાટણ નહીં જાઉં–અત્યારે

નહીં—આજે નહીં—ભીમદેવ મહારાજની હયાતીમાં નહીં—તેમના પુત્ર ત્રિભુવનપાળની હયાતીમાં પણ નહીં."

"આપણાં બે કુટુંબીઓનાં કમકમાટીભરેલા દુઃખદ અવસાનના અપશુકન પછી આપનો નિર્ણય વ્યાજબી છે, મહેન્દ્ર!" રાણીએ કહ્યું.

મંત્રીશ્વર બોલ્યા ચાલ્યા વિના ચૂપચાપ ઉભા રહ્યા. રાણીએ તેમને ઉદ્દેશીને કહ્યું: "મંત્રીશ્વર, હવે આપનો સર્વ સંદેહ દૂર કરી નાંખો. રાજેન્દ્રે આત્માના ડંખ છતાં, હૃદય પર આઘાત થયા છતાં, આપને રાજા તરીકે વચન આપ્યું છે. એમાં હવે કાળાન્તરે પણ તેઓ ડગશે નહીં. માટે હવે જે અધૂરા સમાચાર આપે કહ્યા છે તે પૂરા કહો અને જ્યાં વીરમદેવજી અને વીરમતીનાં રાખ હોય ત્યાં અમને લઇ જાઓ."

"આપણે સિદ્ધપૂર તીર્થક્ષેત્રમાં જવું પડશે." મંત્રીએ કહ્યું.

"શું ત્યાં એ બનાવ બન્યો છે?" વીશળદેવે પૂછ્યું.

"ના, આપને રસ્તામાં હું બધી વિગત કહીશ. દરમ્યાન પૂછવાનું કે–૧૦૦૦) સૈનિકોની જે ટુકડી પાટણ તરફ ગઇ છે તેનું આપ શું કરવા ધારો છો?"

"એ ટુકડીને પાછી બોલાવી લ્યો " રાણીએ સૂચવ્યું: "નાગેશ્વરની વીંટી આપની પાસે છે. સામંતને તે વીંટી સહિત તે ટુકડી પાસે મોકલી સિદ્ધપૂરમાં બોલાવો."

વીશળદેવને એ સૂચના પસંદ પડી. તેણે નાગેશ્વરની વીંટી દૂત સામંતને આપીને ઉપર મુજબના હુકમ સાથે રવાના કર્યો. રાજદંપતી સાંઢણી પર સ્વાર થયાં. મંત્રીશ્વરનો અશ્વ નજદીકમાં જ હતો. તે પર તેઓ બેઠા અને સિદ્ધપૂરને માર્ગે સૌએ પ્રયાણ કર્યું.

માર્ગમાં મંત્રીએ રાજદંપતીને વીરમદેવ અને વીરમતીનાં કારમાં કરૂણાજનક અવસાનને લગતી રજે રજ વિગત કહી. ( એ વિગતથી વાચકજન માહિત છે. ) તેમણે તે વિગત કહ્યા બાદ ઉમેર્યું: "રાજેન્દ્ર! મનુષ્યની કરણીનું ફળ તેને મળે છે. જીવનમાં જેઓ નીતિ, ધર્મ અને વચનપાલન પર દૃઢ રહે નહીં તેઓના આવા હૃદયભેદક અંતિમ સંસ્કાર જ થાય છે; માટે એનો શોકપરિતાપ હવે આપે કરવો નહીં. ફક્ત આપનું જ નહીં—સારા યે ક્ષત્રિય જગતનું જ નહીં—બલ્કે માનવ જાતિનું કર્તવ્ય વીરબાળા વીરમતીએ પોતાના પતિના પ્રાણ લઇને સમજાવી દીધું છે કે નામર્દ ના બનશો. આથી હવે આપે મર્દ તરીકે ઝુઝવું રહ્યું. પાટણ પર આપ અત્યારે એક માંદા અને એકલ ડોકલ રાજા પર ચઢાઇ કરી જઈ તેની ગાદી લ્યો એમાં મર્દાઇ નથી. એક વાર તે રાજાને રાજ તજી છુપાવું પડયું ત્યારે આપે મદદ આપીને રાજપદે ફરીથી સ્થાપ્યો હતો. સિંહ તૃણ નથી ચરતો એ વાતનો આપે એમાં સાક્ષાત્કાર કરી બતાવ્યો હતો. રાજા તરીકે આપે ફરીથી વચન આપીને સિંહ તરીકે આપને સાબીત કર્યા છે. સદ્ભાગ્યે સિંહને શોભે એવો સાથી આપને મળ્યો છે. હું નાગેશ્વરની વાત કરૂં છું. અત્યારે એ માળવાના સૈન્યનો સંહાર કરવા ઝુઝી રહ્યો છે—"

"ના. સેનાપતિ તરીકે એનું ધાર્યું થતું નથી. આપે તેજપાળની આડખીલી વચ્ચે મૂકી છે, એ આપ ભૂલી જાઓ છો." રાણીએ અધવચ્ચ કહ્યું.

"શ્રીમતી. હું ખાત્રીપૂર્વક કહું છું કે—વિન્ધ્યાચળની ટેકરીઓમાં અત્યારે આપણું સૈન્ય તેના કુલ સર મુખ્ત્યાર સેનાપતિ નાગેશ્વરની સરદારી નીચે લડી રહ્યું છે. મારા શૂરવીર ભાઇ તેજપાળ તીર્થક્ષેત્રોની યાત્રા કરવા ચાલ્યા ગયા છે."

"હેં ? શું આપ આ સાચું કહો છો ?"

"હા. દૂત સામંત તેમનીજ પાસેથી મારી કને આવ્યો હતો. ભાઈ તેજપાળ અને નાગેશ્વરને વીર ધ્વજ-સંરક્ષક મહાબાહુનાં સંબંધમાં કાંઇક બોલાચાલી થઇ અને તેથી નારાજ થઇને ભાઇ તેજપાળ તલવાર મૂકી દઇને જતા રહ્યા છે. હું એવો સંજોગ બનવાની ધાસ્તી પ્રતિપળે રાખતો હતો પણ એથી લગીરે ખિન્ન થવાનું નથી. નાગેશ્વરમા જેવી શ્રદ્ધા આપ ઉભયેને છે તેવીજ મને છે. કારણ મને એ કહેતાં ગૌરવ ઉપજે છે કે-નાગેશ્વર મારી પ્રતિછાયા છે—મારા ત્રીજા ભાઈ જેવો છે."

રાજારાણી એક બીજા સામે જોઇ રહ્યાં. નાગેશ્વર માટે મંત્રીશ્વરના મુખમાંથી આટલી બધી પ્રશંસા સાંભળીને તેઓ બન્ને આશ્ચર્યચકિત થઇ ગયાં. મંત્રીશ્વરે કહ્યું: "નૃપાળ! સંદેહ વિના મારૂં કહેવું સાંભળી લ્યો. મહા ગુજરાતના મારા સ્વપ્નની સિદ્ધિ વિષે તમારા યૂવરાજપદ દરમ્યાન મેં એક વાર તમને વાત કરી હતી. એ વખતે તમને મારી આશાઓના સ્તંભ તરીકે મેં કહ્યા હતા. આજ હું નાગેશ્વરને એ સ્તંભની ઇંટો ચણનાર કુશળ કારીગર કહું છું અને ભવિષ્યવાણી ભાખું છું કે—મારી અપૂરી આશાઓ પૂરી કરનાર એ નાગર યુવક નીવડશે."

"ધન્ય! મંત્રીશ્વર, તમે વિશાળ હૃદયના છો; અને અમારૂં હિત જ નિરંતર તમારા ચિત્તમાં વસ્યું છે એની મને આજ પૂરેપૂરી ખાત્રી થઇ." વીશળદેવે કહ્યું.

"મને પણ ખાત્રી થાય છે કે" રાણીએ કહ્યું: "મંત્રીશ્વર બુદ્ધિમાનોના કદરદાન છે; વેરઝેરથી રહિત છે અને સત્તાલોભી નથી."

"પ્રસંગ આવ્યે હું તેની વધુ પ્રતીતિ કરાવી આપીશ, મહારાણી!" મંત્રીશ્વરે કહ્યું: "પણ રાજેન્દ્રને એમના

કર્ત્તવ્ય વિષે મારૂં કહેવાનું હજી બાકી રહ્યું છે. મેં જણાવ્યું તેમ, નાગેશ્વર અત્યારે માળવાના સૈન્યનો સંહાર કરી રહ્યો છે. તે સંહારમાં રાજેન્દ્રે સામેલ થઇને પોતાનું બાહુબળ દીપાવવું ઘટે છે. એટલુંજ નહીં પણ માળવા પછી બીજાં અનેક રાજ્યોપર ચઢાઇ કરીને તેમને પોતાનાં ખંડીઆં અને તાબેદાર બનાવવાની જરૂર છે. ગુજરાતના ધવલગૃહના રાણાને હસ્તક અસંખ્ય રાજ્યો હોય અને પોતાના ખંડીઆઓના બળપર તે ગ્રૂમતો હોય ત્યારે તેનો પ્રભાવ શું પાટણપર આપોઆપ ન પડે ? રાજેન્દ્ર ! આજ આપ પાટણ સર કરવા જતાં વચનને ખાતર પાછા ફરો છો પણ સમય આવ્યે એજ પાટણ પોતાની મેળે પોતાના સિંહાસને આપને સ્થાપશે, એ નિઃશંક સમજી લ્યો."

વીરધવલના મનમાં વસ્તુપાળના છેલ્લા શબ્દો ગુંજી રહ્યા. તે મંત્રીશ્વર માટે માનભર્યા વિચારોમાં પ્રવૃત્ત હતો એટલામાં સિદ્ધપુરની સીમમાં તેઓ જઇ પહોંચ્યા.



## પ્રકરણ ૨૭ મું.

## નવું બીરૂદ.

સિદ્ધપૂરની સીમમાં વીરધવળદેવ મૃણમયી અને વસ્તુપાળ જઇ પહોંચ્યાં. એ નગરની સમિપે આવેલા બિન્દુ સરોવરની શોભા નિહાળવા જેવી શાન્ત માનસિક સ્થિતિ રાજાની ન હતી. મૂળરાજ સોલંકીનો રૂદ્રમાળ જોવાનો અત્યારે અવકાશ નહતો. તેઓ ધાઈ ધાઇને સ્મશાનમાં પહોંચ્યાં. ત્યાં કેટલાંક શબ બળતાં હતાં. સાંઢણીને દૂર બેસાડીને રાણીને તેના ઉપર બેસાડેલી રાખીને રાજાએ તથા મંત્રીએ આસપાસ તપાસ કરી. સ્મશાનનો અંત્યજ–ડોમ–તેમની કને આવી દૂર ઉભો રહી લળી લળીને વંદન કરતો તેમની આજ્ઞા યાચી રહ્યો.

પણ રાજા કે મંત્રી શી આજ્ઞા કરે? જે શબ ત્યાં બળતાં હતાં તેની આસપાસ બેઠેલાઓ સામાન્ય નાગરિકો જણાતા હતા અને તે સર્વ અપરિચિત હતા. મંત્રીશ્વરે જોયું કે–જે સાંઢણી પર વીરમદેવનું શબ ધોળકેથી લઈ જવામાં આવ્યું હતું તે સાંઢણી ત્યાં નથી. તે સાંઢણી ભાડે કરનાર માણસ પણ ત્યાં જોવામાં આવતો નથી. મંત્રીને શંકા ઉપજી કે શું અહીં વીરમદેવનો અંતિમ સંસ્કાર નહીં થયો હોય?

ડોમે પૂછ્યું: "બાપા, કંઇ હકમ સે?"

મંત્રીશ્વરે તેને પૂછ્યું: " આજ રાતે અહીં સાંઢણી ઉપર કોઇ રાજવીનું શબ લાવવામાં આવ્યું હતું? એ લાવનાર કેટલાં માણુસો હતાં? તેઓએ એ શબ કેવી રીતે અને ક્યાં બાળ્યું? અને પછી તેઓ કઈ દિશામાં ગયા? "

ડોમે જવાબ દીધો: " મહરાજ! હાંઢણીવાળા છો–આઠ આદમી ને એક બૈરૂં ઓંહીં આવ્યાં'તાં પણ અંદરો અંદર તકરાર કરીને પાછાં હેંડયાં ગ્યાં.–"

" પાછાં ચાલ્યાં ગયા? શબ લઇને? "

" હા મહરાજ, કંઈ 'ગુજરાતની હદમાં નહીં બાળીએ' કંઇ "વીરમ બાપુ" એવા એવા બોલ એમની તકરારમાં મેં હાંભળેલા. મને એક વાર તો બોલાવીને એક આદમીએ લાકડાં માટે હુકમ આલ્યો'તો; પણ ફરી પાસો બધાંયેનો મનસુબો ફરી ગ્યો ને મડદું હાંઢણી પરથી નેચે ન મેલ્યું ને આગળ હેંડયાં ગ્યાં! ને એક રૂપાંમ્હોર મારા તરફ ફેંકતાં ગ્યાં! "

રાજાનું વદન નિરાશાથી છવાઈ ગયું. મંત્રી વિચારમાં પડી ગયો. મંત્રીએ કહ્યું: " રાજેન્દ્ર, ભાવી મિથ્યા થતું નથી એ આનું નામ! નીચની સંગત અંતિમ સંસ્કાર પણ સારા નથી કરાવતી! "

" તેઓએ અહીંથી જતાં જતાં કોઈ સ્થાન નક્કી કર્યું હતું કે? " રાજાએ પૂછ્યું.

મંત્રીએ ડોમને એ પ્રશ્ન પૂછી જોયો. જવાબ નકારમાં મળ્યો પણ અર્બુદગિરિની દિશામાં તેઓએ પ્રયાણ કર્યું હતું અને સાંઢણી હાંકનારને અહીં સુધીનું ભાડું ચુકવી આપીને વધુ ભાડું નક્કી કરીને લઈ ગયા હતા એમ તેણે જણાવ્યું.

" આપણે એ દીશામાં જઇએ તો? " રાજાએ મંત્રીને પ્રશ્ન કર્યો.

"રાજેન્દ્ર !" મંત્રીએ રાજાને શ્મશાનથી દૂર જ્યાં તેમની સાંઢણી ઉભી હતી ત્યાં લઇ જતાં ગંભીર સ્વરે કહેવા માંડયું: "જો મારી સલાહ માનો તો, આપનું કાર્ય અહીંથી સંપૂર્ણ થાય છે અને મારૂં કાર્ય શરુ થાય છે. હું જાતે એ સંબંધમાં તપાસ કરીશ અને એના શબના શા હાલ થયા તે આપને વિદિત કરીશ પણ તે દરમ્યાન આપને તો યુદ્ધ ભૂમિ આમંત્રે છે તે તરફ જાઓ, એજ શ્રેયસ્કર છે. આપના ચિત્તનો વિષાદ યુદ્ધ ભૂમિ સિવાય બીજે કયાં યે દૂર થવો મુશ્કેલ છે."

વીરધવળદેવે વિચાર કરી જોયો. મંત્રીશ્વરે વીરમદેવના મૃત્યુની જે બધી હકીકત કહી હતી તે ઉપર મનન કરતાં તેને લાગ્યું કે: ધોળકામાંથી વીરમના શબને વિદાય કરાવવામાં મંત્રીએ ખોટી ખટપટ કરી હતી, જો એ માર્ગ લેવાયો ન હોત તો આ બધી પાછળની પંચાત ઉભી થાત નહીં. મંત્રીને આ બાબત ઠપકો આપવાનો તે વિચાર કરતો હતો તેવામાં એક નવીન પ્રસંગ ઉભો થયો. એક ઘોડેસ્વાર પૂરપાટ ઘોડો દોડાવતો ત્યાં આવી પહોંચ્યો. તે રણક્ષેત્રમાંથી આવ્યો હતો. તે મંત્રીશ્વરને શોધતો આવ્યો હતો. તેણે રાજારાણીને અને મંત્રીશ્વરને નમન કરીને જણાવ્યું કે: "સેનાપતિજી નાગેશ્વરે સવિનય નિવેદન કર્યું છે કે શ્રીમાન તેજપાળ યુદ્ધ ક્ષેત્રમાંથી તીર્થ ક્ષેત્રો તરફ વિદાય થયા છે એમણે સેનાપતિજીને બતાવેલા આજ્ઞાપત્ર અનુસાર સૈન્યની સરમુખત્યારી સેનાપતિજીએ લીધી છે. માલવ સૈન્યને ટેકરીઓની બહાર કાઢવાની અને તેની સામે હાથોહાથ લડાઇ કરવાની દરેક પેરવી સેનાપતિજી કરી રહ્યા છે. એ દરમ્યાન સૈન્યની વધુ સંખ્યાની જરૂર પડે એવો દરેક સંભવ હોવાથી ઓછામાં ઓછું ૫૦૦૦નું એક વધુ સૈન્ય મોકલી આપવા કૃપા કરવી."

મંત્રીએ આ સાંભળીને દૂતને પૂછ્યું: "દૂત, સેનાપતિનો ઉત્સાહ કેવો છે?"

"એક મર્દને છાજે તેવો."

"સૈનિકોની શી સ્થિતિ છે?"

"સેનાપતિ મહારાજે આખાયે સૈન્યમાં ફરી વળીને માલવ-સૈન્યના ચૂરેચૂરા કરવાનો એવો તો પ્રબળ ઉત્સાહ પ્રકટાવ્યો છે કે, ગુજરાતને ખાતર ઝૂઝવા પ્રત્યેક સૈનિકે પ્રણ લીધું છે. ટેકરીઓમાં છુપાઇને શત્રુ સામે અત્યારે તેઓ લઢતા નથી પણ શત્રુને તેની ટેકરીઓ તજાવવા માટે એક અવનવી યોજના ઘડવામાં પ્રવૃત્ત છે."

"સૈનિકોનો એથી તો ઘાણ વળી જશે!"

"તોપણ શું? રણક્ષેત્રનો ખરો રંગ મર્દાનગીથી સામે મ્હોંયે લડવાનો છે એમ એકેક એક સૈનિક માને છે અને સેનાપતિ મહારાજે એવો મોકો આપવાનો નિરધાર કર્યો છે. મંત્રીશ્વર મહારાજ, જે વખત જાય છે તેમાં આપ સાંભળશો કે-અમે ગુજરાતનું નાક રાખ્યું છે."

વીશળદેવના હૃદયમાં આ દૂતના શબ્દો સાંભળી, તેના મુખ ઉપરના અજબ લાલીભર્યા ભાવો નિરખી, ઝણઝણાટી ફેલાઇ ગઇ. તે ઉત્સાહમાં આવી જઇને બોલ્યો: "ત્યારે તો યુદ્ધ ભૂમિની ખરી મઝાની આબાદ તક આવી લાગી જણાય છે. મારા ગુજરાતીઓ મારા ગુજરાતનું નાક જાળવવા જે સમયે પ્રતિજ્ઞાબદ્ધ છે તે સમયે હું શું તે દૂર બેઠે જોઇ રહું? મંત્રીશ્વર, હું જાઉં છું આ દૂતની સાથે યુદ્ધભૂમિમાં! અને તમે નાગેશ્વરની માગણી મુજબ ૫૦૦૦ વધુ સૈનિકો મોકલો."

"ધન્ય, રાજેન્દ્ર" મંત્રીએ કહ્યું: "તમારો નિર્ણય મારાં વૃદ્ધ અંગોમાં પણ ઉત્સાહ પૂરે છે. અહીંની નજીવી બાબતો તરફ લક્ષ ન આપશો. એમાં ઘટતી વ્યવસ્થા થશેજ, એવી નિશ્ચિંતતા રાખીને આપ ખુશીથી યુદ્ધ-ભૂમિમાં સિધાવો. નાગેશ્વર સાથે ઝૂઝીને ગુજરાતની જયગર્જના ગજાવો."

"હું પણ રાજેન્દ્ર સાથે જવાની" રાણીએ કહ્યું.

"ઓહો! એથી વિશેષ રળીઆમણું શું હોઇ શકે?" એમ કહી મંત્રીશ્વરે તેના ઉત્સાહને ઉત્તેજન દેતાં આગળ કહ્યું: "કર્ણાટકી વીરાંગના, આપના ઉન્નત અને વીરત્વભર્યા વિચારોથી હું પૂર્ણ રીતે વાકેફ છું. ભલે આપ પણ રાજેન્દ્રની સાથે જઇ મંગલ પરિણામમાં હિસ્સો લ્યો. કર્ણાટકી માતાના એક ગુજરાતી પુત્રે પૂર્વે માળવાપર ચઢાઇ કરી હતી. અત્યારે કર્ણાટકી વીરાગનાના એક વીરપતિ માળવા-પર વિજય મેળવવા જાય છે. પૂર્વનું વેર માલવેન્દ્રે અત્યારે તાજું કર્યું છે. તો કર્ણાટક અને ગુજરાતનો એકત્ર સંયોગ એ વેરીના ચૂરેચૂરા કરીને એનો મદ ઉતારશેજ."

રાજા–રાણી સાંઢણીપર બેસી વિન્ધ્યાચળ તરફ રવાના થયાં. જે દૂત નાગેશ્વર તરફથી આવ્યો હતો તે તેમની આગળ થયો. મંત્રીશ્વરે તે દૂત મારફત નાગેશ્વરને સંદેશો કહેવરાવ્યો: "તમારો ઉત્સાહ જ્વલંત રાખશો. તમને જોઇતી દરેક મદદ તાબડતોબ મોકલી આપવામાં આવશે. મારા પહેલા આજ્ઞાપત્રના છેલ્લા શબ્દો ન વિસરશો અને ગુજરાતનું ગૌરવ જાળવજો."

× × × ×

"જય ગુજરાત!"

વિન્ધ્યાચળની ટેકરીઓના એક ઉંચામાં ઉંચા ભાગ ઉપર કુદકો મારતાં એક સૈનિકે ગુજરાતનો ધ્વજ ફરકાવતાં બૂમ પાડી અને એ બૂમનો ગગનભેદી પડઘો પાડતાં બીજા અનેક શસ્ત્રધારી સૈનિકોનું જૂથ, જાણે ટેકરીઓના અંદરના ભાગમાંથી ફુટી નીકળ્યું હોય તેમ, તે ધ્વજધારીની આસપાસ આવીને ઉભું રહ્યું. રણશિંગાં, ઢોલ ઇત્યાદિ વાજીંત્રો વાગવા માંડયાં અને જયગર્જનાઓ ચાલુ રહી.

ટેકરીઓની નીચેના ભૂમિ–પ્રદેશમાં આ વખતે બે સૈન્ય લડતાં હતાં. એક સૈન્ય ટેકરીઓની નજદીક હતું અને બીજું

સૈન્ય દૂર હતું. ગુજરાતનો ધ્વજ ટેકરીઓ પર ફરકયો અને જયનિનાદ શરૂ થયા એટલે ભૂમિ-પ્રદેશમાંનું નજદીકનું સૈન્ય ચોંકયું. એમાં વચ્ચોવચ્ચ હાથી પર બેઠેલો રજપૂત પોષાકમાં સજ્જ થયેલો યુવક ચોંકયો અને અચંબાથી તેણે હાથીની નજદીકના ઘોડેસ્વારોમાંના એકને પૂછયું:

"વિબુદ્ધવર્મા, આ શું? ગુજરાતના સૈન્યે દગો કર્યો કે શું?"

"મહારાજ, લાગે છે તો એમજ."

હજી તો તેઓ કાંઇ આગળ વાતચીત કરે એટલામાં ભૂમિ-પ્રદેશમાં જમણી અને ડાબી બાજુએથી કૂચ કરીને ધસારો લાવતાં બે મોટાં દળ તેમના જોવામાં આવ્યા. "જય ગુજરાત!" "જય ગુજરાત!" એવા નિનાદોથી આખોયે ભૂમિ-પ્રદેશ ગાજી રહ્યો. ચોગરદમથી તીરોનો વરસાદ છૂટવા લાગ્યો.

"ગુર્જર સેનાપતિએ જબરૂં છાટકું રચ્યું હોય એમ જણાય છે! ચારે દિશામાંથી આપણું માલવ-સૈન્ય ઘેરાઇ ગયું! વિબુદ્ધવર્મા, કોઇ પણ ઉપાયે આપણે પીછેહઠ નહીં કરીએ. ચતુષ્કોણ વ્યૂહ રચવાનો તત્કાળ પ્રબંધ કરો. હું હાથીપરથી નીચે આવું છું."

અમારા વાચકવૃન્દને આ ઘટનાની શંકા-આશંકાના વમળમાં નહીં રાખીએ. વસ્તુતઃ હાથીપર બેઠેલો ક્ષાત્ર પોષાકનો પુરુષ તે માળવેન્દ્ર અમરવર્મા હતો અને જેને તેણે વિબુદ્ધવર્મા તરીકે સંબોધ્યો હતો, તે તેનો સેનાપતિ હતો. ઉપર વર્ણવેલી ઘટનાથી વાચકો સમજી ચુકયા હશે કે માળવાનું સૈન્ય ટેકરીઓનો પ્રદેશ છોડીને ભૂમિ-પ્રદેશ ઉપર આવ્યું હતું. અને પાછળ ટેકરીઓ પર ગુજરાતનો ધ્વજ ફરકયો હતો. સામે ગુજરાતનું સૈન્ય લડતું હતું અને બીજી બે જમણી અને

ડાબી દિશાઓમાંથી ગુજરાતનાં વધુ લશ્કર ધસી આવતાં હતાં. એટલે ચારે દિશામાં ગુજરાતી લશ્કરની વચ્ચે માળ-વાનું લશ્કર ઘેરાઇ ગયું હતું.

ગુજરાતી લશ્કરનો સેનાપતિ નાગેશ્વર જે વાંચ્છતો હતો તે ઘટના બની હતી અને એ ઘટનામાં તેનોજ પૂરેપૂરો હાથ હતો. માળવાના સૈન્યને પર્વતમાંથી બહાર કાઢવું એ તેની મોટામાં મોટી ઉમેદ હતી. આથી તેણે બે દિવસ સુધી લડાઇ થંભાવીને પોતાના સૈન્યના અમલદારો સાથે ખુબ મસલત ચલાવી હતી. એ મસલતને પરિણામે એમ ઠર્યું હતું કે, ગુજરાતી સૈન્યે દંભી પીછેહઠ કરવી.

પણ એ ઠરાવ અમલમાં મૂકતાં પહેલાં નાગેશ્વરે આખાયે સૈન્યના ચાર મોટા વિભાગ પાડી નાંખ્યા. પોતાની આગેવાની નીચે તેણે એક વિભાગને પીછેહઠ કરાવવા માટે તૈયાર રાખ્યો. બીજા વિભાગને જમણી અને ત્રીજા વિભાગને ડાબી બાજુએ મોકલ્યો. ચોથા વિભાગને તેણે ગુજરાતનો ધ્વજ સોંપીને એવી સુચના સાથે ભૂમિ-પ્રદેશમાં આડા અવળા છુપાઇ રહેવાનું કામ સોપ્યું કે જ્યારે માલવ સૈન્ય નીચે ઉતરી આવે અને પ્રથમ વિભાગ સાથે તે યુદ્ધમાં પ્રવૃત્ત થાય ત્યારે લાગ સાધીને પાવર્તીય પ્રદેશ પર ચઢી જવું અને ગુજરાતનો ધ્વજ ત્યાં ફરકાવી જયગર્જનાઓ ગજાવી ત્યાંથી સામનો કરવા પડકાર કરવો. એ કાર્ય પતે એટલે તરતજ બીજા અને ત્રીજા વિભાગોએ પોતપોતાની દિશામાંથી માલવ-સૈન્ય પર આક્રમણો લાવવાં.

"યુદ્ધમાં પ્રત્યેક યુક્તિ અને પ્રત્યેક પગલું વ્યાજબીજ ગણાય છે." નાગેશ્વરે આ સૂચનાઓ આપી રહીને અનેક વિભાગોની બરાબર ગોઠવણી કરી રહીને અમલદારો-ને સંબોધતાં કહ્યું: "દંભી પીછેહઠ કરીએ અને પછી પાછા વળીને શત્રુ-સૈન્યનો સંહાર કરવા મથીએ એ પ્રપંચને યુદ્ધ ભૂમિમાં અપ્રમાણિક તરીકે ગણી શકાયજ

નહીં; કારણ કે આપણો ઉદ્દેશ એમાં આપણી માતૃ-ભૂમિની રક્ષાનો છે—આપણી માતૃભૂમિનું ગૌરવ ઉજાળવાનો છે. માટે દિલમાંથી એ સંકોચ દૂર કરજો કે, આપણે અનીતિ કરીએ છીએ.”

આમ સૈન્યની ટુકડીઓના ઉપરીઓને ઉત્સાહ અર્પીને નાગેશ્વરે પોતાના બેત અમલમાં મૂકયા. તેણે ત્રીજે દિવસે સાયંકાલે દંભી પીછેહઠ આરંભી. આમાં પણ પોતાના તાબાના વિભાગની વ્યૂહ રચના એણે એવા પ્રકારની કરી કે જેથી અલ્પ સંખ્યા પણ વિપૂલ હોવાનું ભાસે. એ વ્યૂહરચના “સ્વસ્તિક” આકારની ટુકડીઓની હતી. ૨૫–૨૫ સૈનિકોને તેણે સ્વસ્તિકના આકારમાં ગોઠવ્યા. પ્રથમ સ્વસ્તિકની પાછળ બીજુ અને બીજાની પાછળ ત્રીજુ એમ આખું એ ગુજરાતી સૈન્ય પાછું ચાલ્યું જાય એવો પ્રબંધ રચ્યો. દંભી પીછેહઠ માત્ર એમને એમ કરવામાં આવી નહીં. પ્રથમ તો શત્રુ સૈન્યની ઉપર શર સંધાન થયાં. એનો પ્રતિકાર શત્રુ સૈન્યે કરવા માંડયો. આ દરમ્યાન પીછેહઠ આરંભવામાં આવી. જો કે સ્વસ્તિક વ્યૂહ–રચનામાં એ પીછેહઠ હતી તોપણ એમાં વચ્ચે વચ્ચે એવી રીતે સૈનિકો જગ્યા છોડીને દોડતા હતા કે માલવ સૈન્ય એમજ માની લે કે તેઓ ગભરાઇને નાસે છે.

નાગેશ્વરની આ યુક્તિ થોડાકજ અરસામાં સફલ ઉતરી. ગુજરાતનું સૈન્ય નાઠું એમ માલવીઓ સમજ્યા અને તેની પાછળ પડીને તેને તાબે કરી લેવાનો નિર્ણય કરીને તેઓ વિન્ધ્યાચળ ઉપરથી નીચે ઉતર્યા.

જ્યાં તેમનું લશ્કર ભૂમિ–પ્રદેશમાં આવીને ગુજરાતી સૈન્યની પૂઠે પડયું કે—લાગ જોઇને નાગેશ્વરે પોતાના સૈન્યને પાછા વળીને માળવાના સૈન્યનો સામનો કરવા આજ્ઞા આપી દીધી. એ આજ્ઞાનું પરિપાલન તત્કાળ

થયું અને શત્રુસૈન્યને સંહાર કરવાની પોતાના હાથની ચેળ દરેક ગુજરાતીએ ઉતારવા માંડી. પણ માલવીઓ ગાંજ્યા જાય એવા નહતા. બન્ને સૈન્ય લડતાં હતાં તે દરમ્યાન ચોથા વિભાગે વિન્ધ્યાચળ પર ચઢી જઇને ગુજરાતનો ધ્વજ ફરકાવી દીધો. એ ધ્વજ ફરકાવનાર ધ્વજ સંરક્ષક મહાબાહુ હતો. ગુર્જરસૈન્યે જયગર્જનાઓ ગજવવા માંડી ત્યાં તો બીજા અને ત્રીજા વિભાગોએ તેથી ચેતીને જમણી અને ડાબી બાજુએથી કુચ કરી.

માલવીઓ આ રીતે ચારે દિશામાંથી ઘેરાયા. ઉપરાંત ટેકરીઓનું સંરક્ષણ તેમણે ખોયું. હવે રણક્ષેત્રનો રંગ વધારે જામવાનો હતો.

માલવેન્દ્ર અમરવર્માએ ચોગરદમથી ગુર્જર સૈન્યથી ઘેરાયા છતાં હિમ્મત તજી નહીં. હાથી પરથી નીચે ઉતરીને તેણે પોતાના સેનાપતિ વિબુદ્ધવર્માના કૌશલ્યથી માલવીય સૈન્યને ચતુષ્કોણ વ્યૂહમાં ગોઠવી દીધું; અને કોઇ પણ રીતે નવીન સહાય મેળવ્યા વિના છૂટકો નથી એમ વિચારીને માળવામાં મદદ માટે કહેણ મોકલવા દ્વિવિધ યોજના કરી-જો કે એ યોજનાઓ સફળ થવાનો ઘણોજ ઓછો સંભવ હતો.

માલવ સૈન્ય ચતુષ્કોણ વ્યૂહમાં ગોઠવાયું એટલે તેના મધ્ય ભાગમાં અમરવર્માનો હાથી અને તદુપરાંત સૈન્ય સાથેની યુદ્ધવિષયક સામગ્રી તેમજ અન્ય સરંજામ પણ રહ્યાં. અહીંથી પાંચ સફેદ કબૂતરને પગે ચિઠ્ઠીઓ બાંધીને માળવા ખાતે વધુ સૈન્યની મદદ માટે કહેણ મોકલવામાં આવ્યું. પાંચે કબૂતર એક સાથે ઉરાડવામાં આવ્યાં, પરંતુ એ પાંચે પર ગુજરાતી સૈન્યે સાવધાનીથી તીર ફેંકીને તેમને જમીનદોસ્ત કર્યાં.

પાંચ કબૂતરને માલવા તરફ રવાના કરવા ઉપરાંત પાંચ જાસુસોને પણ શત્રુ સૈન્યની નજર ચૂકવીને મદદનું

કહેણુ લઇ જવાનું કામ સોંપવામાં આવ્યું. પરંતુ એમાંયે સફળતા પ્રાપ્ત થઈ નહીં. કબૂતરો માલવ સૈન્યમાંથી ઉડયાં એ જોઇને ગુર્જર સૈન્યનો સેનાપતિ નાગેશ્વર વધારે સાવધ થયો. અને પોતાના સૈન્યના જાસુસોને તેણે ચોગરદમ મોકલીને માળવાની હદ તરફ કોઇ પણ માણસ જવા પામે નહીં એવી ખાસ આજ્ઞા કરી. આને પરિણામે જ્યારે પાંચ માલવ ગુપ્ત દુતો બહાર પડયા ત્યારે તેઓને તીરથી વીંધી નાંખવામાં આવ્યા. વિશેષ સહાય માટે માલવેન્દ્ર ઉત્સુક છે, એવું આ ઉપરથી સિદ્ધ થતાં નાગેશ્વરે દ્વિગુણ બળથી તેમના સૈન્ય પર આક્રમણ કરાવ્યું. આખાયે ગુર્જર સૈન્યને ચન્દ્રાકાર વ્યૂહમાં વ્યવસ્થિત કરવામાં આવ્યું અને માલવીઓ ઉપર બાણોનો સખ્ત મારો ચલાવવાનો હુકમ અપાયો.

“ વિબુદ્ધવર્મા, ” માલવેન્દ્રે ગુર્જર સૈન્યનાં બાણોની મહાવર્ષામાં પોતાનાં માણસો ચપોચપ મરતાં જોઇને અને નવી મદદ મેળવવાની કોશિષો પડી ભાંગતી જોઇને પોતાના સેનાપતિને કહ્યુંઃ “ હવે તો ધરતીમાં સમાઇએ તે વિના બચવાનો આરો નથી. ”

“ નરેન્દ્ર, ઠીક કહ્યું ” વિબુદ્ધવર્માએ ઉત્તર દીધોઃ “ ધરતી માત્ર જડ અથવા મૃતને સંઘરતી નથી. ચેતનને પણ તે આશ્રય આપી શકે છે. મને એક યુક્તિ સુઝી છે અને તે હું અમલમાં મૂકાવું છું. ”

એણે તરતજ મધ્ય ભાગના સેનાનીઓને અને સૈન્ય સાથેના અન્ય ફાલતુ માણસોને આજ્ઞા આપી દીધી કે, “ જમીનમાં ખાઇઓ ખોદો. ” છ–સાત હાથ ઉંડી અને વર્તુલાકાર ખાઇઓ ખોદવાનું કામ ઉત્સાહપૂર્વક શરૂ થયું. એ ખાઇઓમાં રહીને સૈનિકો પોતાનો બચાવ કરી શકે અને શત્રુઓ ઉપર બાણો પણ વરસાવી શકે. ક્ષીણ-સંખ્યાના સૈન્ય માટે આ યુક્તિ ખોટી નહતી એમ

માલવેન્દ્રને લાગ્યું. પરંતુ દીર્ઘકાલ પર્યન્ત એથી ટકાવ થઈ શકે નહીં. ચતુષ્કોણ વ્યૂહની આગલી હરોળના સૈનિકો તમામ કપાઈ મરે તે પછી ખાઇઓમાંના સૈનિકોને તો ગુર્જર સૈન્ય સહેલાઇથી આગળ વધીને છૂંદી નાંખે. આથી વધુ સહાય મેળવ્યા વિના છૂટકોજ નથી એવો ઠરાવ કાયમ રાખીને તેણે વળી બે નવી યુક્તિઓ યોજી. પ્રથમ એ કે-પોતાના જાસુસોમાથી થોડાકે શત્રુના મરેલા સૈનિકોનો વેષ પહેરી લેવો અને લાગ જોઇને માલવા તરફ જઇ વધુ મદદ લાવવી અને બીજી યુક્તિ અપૂર્વ કૌશલ્યવાળી યોજી. તે એ કે-એકની પાછળ બીજું, એમ અનેક સંખ્યાનાં બાણોની હારકટાર હવામાં એવા કૌશલ્યથી છોડવી કે જેથી પાછલ્યાં દરેક બાણના જોરથી આગલ્યું દરેક બાણ આગળ ઠેલાઇને ઠેઠ માલવાની સરહદમાં પહોંચે. હવામાં બાણોનો જાણે સેતુબંધ રચવાનો હોય એવા આ કામ માટે બાહોશ તીરંદાજોને પસંદ કરવામાં આવ્યા. એમની મદદમાં થોડાંક અન્ય માણસોને રાખવામાં આવ્યાં; જેઓ ચિઠ્ઠીઓ તૈયાર કરીને દરેક તીરને બાંધે; અને એ તીર હવાઇ-સેતુબંધની રચનામાં છોડવામાં આવે.

અમરવર્માની આ યુક્તિ વિબુદ્ધવર્માને ગમી. તેણે કહ્યું: "આ યુક્તિ બેવડો અર્થ સાધનારી છે. બાણના સેતુબંધને યોગે આપણું કાર્ય સરશે અને શત્રુ-સૈન્યનું લક્ષ કેવલ આપણાં માણસોનો સંહાર કરવા તરફ નહીં રોકાતાં એ સેતુબંધ તરફ જશે. પરિણામે તેઓ યુદ્ધમાં ગાફેલ બનશે. આપણે તેમની એવી સ્થિતિનો લાભ પણ ત્વરાથી લઇ શકીશું."

ખાઇઓ ખોદવાનું કામ એક બાજુ ચાલ્યું; વ્યૂહની આગલી હરોળો તરફથી ગુર્જર સૈન્ય સામે વીરતાથી લડવાનું કામ પણ ચાલ્યું અને અમરવર્માની યોજના અનુસાર બાણોના બે હવાઈ-સેતુબંધ જુદી જુદી દિશાઓમાં બનાવવાનું કાર્ય પણ ચાલ્યું. એક તીરની પછી

બીજું અને બીજાની પછી ત્રીજું એમ હવામાં તીરોની બનેલી જાણે એક સળંગ દોરી ઉડતી જતી હોય એમ બે દિશામાંથી તીરો માળવાની સરહદ તરફ જવા લાગ્યાં.

ગુર્જર સેનાપતિએ આ વસ્તુસ્થિતિ જોઇ. "ખરે, માળવીઓને ધન્ય છે કે તેઓ અવનવી યુક્તિઓ યોજવામા પ્રવૃત્ત થાય છે!" તેણે રાજેન્દ્ર વીશળદેવને કહ્યું. વીશળદેવ અને મૃણ્મયી, વસ્તુપાળને આપેલા વચન પ્રમાણે, પાટણ જતાં અટકી જઇને યુદ્ધ ભૂમિમાં આવીને જોડાયાં હતાં અને નાગેશ્વરની મદદે રહ્યાં હતાં.

"તેઓ આ પ્રમાણે શા માટે તીરો નિરર્થક છોડતાં હશે?" વીશળદેવે પૂછ્યું.

"રાજેન્દ્ર! એ નકામાં તીરો નથી." નાગેશ્વરે કહ્યું: એના બે હેતુ હોઇ શકે. પ્રથમ હેતુ આપણા સૈનિકોનું લક્ષ તે તરફ દોરીને તેમને જમીન પર લડતા અટકાવવાનો અને બીજો હેતુ બાણો દ્વારા કોઇ સંદેશ માળવા ગોઠવવાનો."

"આપણે એ યુક્તિ છિન્નભિન્ન કરી નાંખવી જોઇએ."

"જરૂર" એમ કહીને નાગેશ્વરે એક નવી યુક્તિ યોજી. તેણે શત્રુ સૈન્યના હવાઇ સેતુબંધના ઉદ્દેશોની જાણ પોતાના સૈન્યને આપી દઇ તે વિષે બેફીકર રહેવા જણાવી દીધું. એ સેતુબંધથી ગુર્જર સૈન્યને કશી આંચ આવશે નહીં એવી ખાત્રી આપીને પોતાના દરેક સૈનિકને યુદ્ધમાંજ પ્રવૃત્ત રહેવા તેણે ફરમાવી દીધું. એ પછી સેતુબંધને તોડવાનો યત્ન નહીં કરતાં એ બન્નેની જોડા જોડ નવા સેતુબંધ પ્રેરવાની યુક્તિ તેણે કરી. થોડાક બહાદુર તીરંદાજોને તેણે એ કાર્યમાં નિયત કર્યા. જે નવા હવાઇ સેતુબંધ તેણે પ્રેરાવ્યા તેમાંના દરેક બાણુને તેણે ઉલટા પ્રકારના લખાણની ચિઠ્ઠીઓ બંધાવી. એમાં લખ્યું હતું કે: "ગુર્જર સૈન્ય નાશ પામે છે.

આપણું માલવ લશ્કર બહાદૂરીથી લડે છે. વધુ મદદની બિલકુલ જરૂર નથી. ”

“ જો માલવેન્દ્રે મદદ માટે માગણી કરી હશે તો આ વિરૂદ્ધ પ્રકારનો તીરોમાંનો સંદેશો માલવામાં ખચિત આનાકાની ઉત્પન્ન કરશે. ” નાગેશ્વરે વીરધવળદેવને કહ્યું: “ પણ તે ઉપરાંત હું એક વધુ યુક્તિ એવી યોજું છું કે જેથી નવી મદદ માલવીઓને મળતી અટકે. ”

એ યુક્તિ ઘણી હિમ્મતભરી હતી. માલવામાં કોઈ ગુજરાતી સૈનિકને માલવીય સેનાનીના વેષમાં મોકલીને માલવાના લશ્કરનો વિજય–સંદેશ કહેવરાવવાની એ યુક્તિ હતી. આને લીધે નવી મદદ મોકલતાં માલવામાંના રાજકીય અમલદારો જરૂર અટકી જશે, એમ નાગેશ્વરે ધાર્યું. પણ એવો પોતાનો વિશ્વાસુ અને બહાદૂર સૈનિક કોણ છે કે જે આ કાર્ય સાંગોપાગ રીતે કુશળતાથી પાર પાડી શકે? વિચાર કરતાં નાગેશ્વરને પૂર્વ-પરિચિત ધ્વજ–સંરક્ષક મહાબાહુ યાદ આવ્યો. ખચિત તે વીર યુવક છે. અને તે જરૂર આ કાર્ય કરી શકશે. પણ તે તો વિન્ધ્યાચલની ટેકરીઓ પર છે. વચ્ચે શત્રુ–સૈન્ય છે. મહાબાહુને સંદેશો કેવી રીતે પહોંચાડવો? નાગેશ્વરે જાતે આ જીવ સટોસટનું કાર્ય માથે લીધું. વીરધવળદેવને આ યુક્તિથી વાકેફગાર કરીને અને સૈન્યનું આધિપત્ય તેને સોંપીને પોતે પગપાળો લપાતો છુપાતો નીકળી પડયો. તેણે માર્ગમાં એક માલવીય મૃત સૈનિકનો પોષાક ઉતારીને પોતાની સાથે રાખ્યો. લાગ જોઇને તે ગુર્જર સૈન્યની બહાર પડયો અને માલવીય પોષાક પહેરી લઇને માલવાના લશ્કરમાં દાખલ થવા તત્પર થયો. તેવામાં તેના પોતાનાજ જાસુસોની સાવધગિરી તેને નડી. ત્રણ ચાર જાસુસોએ તેને રોકયો. નાગેશ્વરને પોતાના જાસુસોની આ સાવધાની ગમી. જાસુસ–મંડળનો સંકેત–

શબ્દ તેણે તેમને કહ્યો અને તદુપરાંત પોતાની મુદ્રા તેમને બતાવીને પોતાની ઓળખાણ આપી. પરિણામે તેનો છુટકારો થયો. તે માલવ-સૈન્યમાં દાખલ થયો અને જાણે ગુર્જર-સૈન્ય સામે લડતો હોય તેવો દેખાવ કરતો રહીને તે પર્વત તરફ જવા લાગ્યો. ટેકરીઓને ઓથે લપાતો છુપાતો તે પર્વતશ્રેણીમાં જતો હતો તેવામાં કોઇકે તેનો હાથ પકડીને કહ્યું: "તારા ઈશ્વરને સંભારી લે." નાગેશ્વરે જોયું કે-એક ગુજરાતી સૈનિક તેને લપાતો છુપાતો જોઇને આ મુજબ પકડી પાડયો હતો અને હવે પોતાને તે મારી નાંખવા તૈયાર થયો હતો.

નાગેશ્વરે એક સફેદ રૂમાલ ધર્યો અને આજીજીભર્યા સ્વરે તે સૈનિકને કહ્યું: "હું સુલેહનો સંદેશો લઇ આવ્યો છું. તમારા ઉપરી પાસે મને લઇ જાવ. પછી યોગ્ય લાગે તો મારો વધ કરજો." તે સૈનિક તેને ટેકરીઓમાંનાં સૈન્યના ઉપરી પાસે લઇ ગયો. તેને પોતાની ઓળખાણ આપતાં નાગેશ્વરને કશી મુશીબત નડી નહીં. એ ઉપરીએ તેને પોતાના સેનાપતિ તરીકે ઓળખ્યો અને તેની હિમ્મતથી તાજુબ થતાં તેણે તેના આગમનનું કારણ પૂછ્યું. નાગેશ્વરે પોતાના ભેતથી તેને વાકેફ કર્યો. મહાબાહુને બોલાવવામાં આવ્યો અને તેને માલવીય પોષાક પહેરાવીને ઘટતી સૂચનાઓ સાથે માલવા તરફ રવાના કરવામાં આવ્યો. એને તદ્દન ખોટો સંદેશો ભારે સાવધાનીથી માલવામાં પહોંચાડવાનો હતો. એમાં જો કપટ છે, એવી શંકા ઉઠે તો જરૂર એનું મોત થવાનું હતું. મહાબાહુ એ જાણતો હતો પણ તેણે એ કાર્ય પાર પાડવા હિમ્મત ભીડી અને માતૃભૂમિને ખાતર કદાપિ પ્રાણ પડે તો પણ પોતાને તેની પરવા નથી, એવી ખાત્રી નાગેશ્વરને આપી.

સેનાપતિએ મહાબાહુને રવાના કર્યા પછી પુનઃ માલવાના લશ્કરમાં થઇને પોતાના લશ્કરમાં જવાનું બીડું

ચડાવ્યું. ટેકરીઓ ઉપરના સૈનિકોના ઉપરીએ તેને કહ્યું કે—કદાચ બીજીવારના આ યત્નમાં આપના દેહને ઇજા થશે માટે અહીંજ રહો તો ઠીક પણ નાગેશ્વરે માન્યું નહીં. તે ટેકરી પરથી ઉતર્યો અને એક માલવીય મૃત લશ્કરીનો પોષાક પહેરવા માટે તે તત્પર થયો. એટલામાં એક માલવીય સૈનિકે તેની પાસે આવીને પૂછયું: “ મિત્ર ! આપણી હદ તરફ નહીં જતાં તું પાછો કેમ ફર્યો ? શું તું કર્ત્તવ્યભ્રષ્ટ થયો ? તને સોંપાયલું કાર્ય કરવાને બદલે તું પાછો આપણા સૈન્યમાં કેમ ભળી જાય છે ? ”

નાગેશ્વરે પોતાને ઉદ્દેશીને બોલનાર તરફ જોયું. તેનો પોષાક માળવી સૈનિકનો હતો. તેને સંભ્રમ ઉત્પન્ન થયો કે—આ માલવી સૈનિક મને ગુજરાતી પોષાકમાંના સૈનિકને ઉદ્દેશી “ આપણી હદ ” “ સોંપાયલું કાર્ય ” “ કર્ત્તવ્ય ભ્રષ્ટ ” વગેરે વગેરે કહે છે એ ભૂલથી કે પછી માલવ–સૈન્યના કોઇ પ્રપંચથી કહે છે ? તે ક્ષણભર અવાક્ રહ્યો એટલે પેલા સૈનિકે કહ્યુ: “ મેં તને આપણા સૈન્યમાંથી નીકળીને પર્વતની પેલી ટેકરીઓ ઉપર જતાં જોયો હતો. આવી રીતે એક બીજો સૈનિક અગાઉ ગયો હતો. તે તો ગુજરાતીઓના તીરથી વીંધાઇ ગયો હતો પણ તારા સદ્ભાગ્યે તું બચ્યો અને એક ગુજરાતી સૈનિકને એક સફેદ રૂમાલ બતાવીને તેની સાથે તું ટેકરીઓ ઉપર જઇ શકયો. ત્યાંથી તું પેલી પાર જઈશ એમ મેં ધાર્યું હતું. તેને બદલે તું પાછો આવ્યો અને વળી આપણા પોષાકને બદલે તું ગુજરાતી પોષાકમાં છે, એ કેવું અજબ જેવું છે ! ”

હવે નાગેશ્વર સમજ્યો કે, ખરેજ આ તો એક માલવી લશ્કરી છે અને મને પણ માલવી ધારે છે. વળી તેના ખ્યાલમાં આવ્યું કે માલવીઓએ પ્રપંચ કરીને પોતાનાં કેટલાક જાસુસોને ગુજરાતી સૈન્યમાં પ્રવેશવા અને પછી માલવાની હદ તરફ જવા માટેનું કાર્ય સોપ્યું હશે. આથી પોતાને માલવી ધારી લેવામાં આવ્યો છે.

" અમે બે જણ ગયા હતા એ તું નથી જાણતો, ભાઇ ?" નાગેશ્વરે તે સૈનિકને કહ્યું.

" જુઠું બોલે છે ?" તે સૈનિક બોલ્યો: " તું એકલોજ ગયો હતો, એ મેં ચોખ્ખું જોયું હતું. તારી દાનત બગડી લાગે છે. મારે તને સેનાપતિ મહારાજ પાસે લઈ જવો જોઇશે."

" તારી ભૂલ થાય છે, ભાઈ, " નાગેશ્વરે કહ્યું: " તારો કાન મારા મ્હોં પાસે લાવ. હું ધીમે સ્વરે તને વસ્તુ સ્થિતિ સમજાવું."

તે સૈનિકે તેની નજદીક આવીને પોતાનો કાન તેના મ્હોં પાસે ધર્યો. નાગેશ્વરે લગીરે આનાકાની વિના પોતાની કમ્મરેથી એક કટાર કાઢીને તે સૈનિકના શરીરમાં ભોંકી દીધી: " ઓહ ! દ...ગો...! દ...ગો ! " એવી મોટી રાડ પાડતો એ સૈનિક જમીન પર પડી ગયો.

એ વખતે છ–સાત માલવી સૈનિકો તે તરફ દોડી આવતા નાગેશ્વરના જોવામાં આવ્યા. દોડી આવનારાઓ રેલા સૈનિકની બૂમથીજ તેની તરફ આવતા હતા. તે સૈનિકે " દગો...દગો " એમ કહ્યું હતું. નાગેશ્વરને લાગ્યું કે–" હવે જરૂર મારો પ્રાણ ધાસ્તીમાં છે. આ માલવીઓ આવીને મને જરૂર પકડશે ! અને કદાચ હવે મારી જાત પરખાઈ જશે ! "

શું કરવું ? કેવી રીતે આ ભયભરી હાલતમાંથી છૂટકારો મેળવવો ?

ચાહે તેવી આપત્તિમાં પણ વીરપુરૂષ ભીતિ ધરતો નથી. નાગેશ્વર વીરપુરૂષ હતો. માલવી સૈનિકોને સામેથી ધસી આવતા જોઇ તે ભય પામ્યો નહીં. નજદીકમાં પડેલા મૃત સૈનિકની ઢાલ તેણે એક હાથમાં લઇ લીધી અને પોતાની તલવાર બીજા હાથમાં બરોબર પકડી

રાખીને તે તેઓની સામે થવા તત્પર થઇ ઉભો. તેણે આમ તેમ અને પાછળ નજર નાંખી જોઇ. એ છ–સાત ધસી આવતા સૈનિકો સિવાય ત્યાં બીજું કોઈ માનવી નહતું. પાછળ આશરે ૧૦૦ કદમ દૂર ટેકરીઓ હતી. એણે ઉંચે નજર કરી. ટેકરીઓ પર બે ગુજરાતી સૈનિકો ઉભા હતા. પલકારામાં તેણે અમુક નિર્ણય કરી લીધો. ઉંચે સ્વરે તેણે બૂમ મારીને ગુજરાતી સૈનિકોને કહ્યું: " દોરડું ! "

હજી તો તે વધારે આગળ બોલે અથવા ટેકરીઓ ઉપરના સૈનિકોની હીલચાલ જુએ એટલામાં 'કડાંગ' અવાજ એની બાજુમાં થયો. તેણે જોયું કે–એક ભાલો સામેના કોઇ સૈનિકે પોતાની ઉપર ફેંક્યો હતો તેનું નિશાન ખાલી જવાથી જમીનમા એક પથ્થર સાથે અથડાઇને તે પડયો તેનો એ અવાજ હતો. પોતાની તલવાર ઢાલવાળા હાથમાં લઇને બીજે હાથે ભાલો ઉંચકી લઇને તે સાવધ-પણે ઉભો રહ્યો.

સામેના સૈનિકો અર્ધ વર્તુલાકાર સ્થિતિમાં તેની નજદીક આવી પહોંચ્યા અને પોતાના ભાલાઓ તેની તરફ ધરી રહ્યા. "જો જરાક હાલ્યો તો મરણને શરણ થઈશ. બોલ તું કોણ છે ?" એક સૈનિકે ત્રાડ પાડીને પૂછયું. "ખબર નથી ? હું ટેકરીઓમાંનો સાવજ ! જુઓ, સાબિતી !" એમ કહીને પોતાના હાથમાંના ભાલાની અણી જમીનમાં આડી ખૂંપાવીને તેનો બીજો છેડો તેણે પોતાના બન્ને હાથમાં પકડી રાખ્યો અને જરાક દોડીને એવી તો સ્ફુર્ત્તિથી તેણે લાંબો કુદકારો માર્યો કે–જે સૈનિકો ઉભા હતા તેઓના શરીરને ટપાવીને તે બીજી બાજુએ પડયો. તે ત્યાં થોભ્યો નહીં પણ એજ ભાલાને ટેકો દઇને વારંવાર લાંબા કુદકા મારતો તે આડી દિશામાં દોડવા લાગ્યો. તે સીધા નહી પણ વાંકાચુકા કુદકા મારતો હતો. જે

સૈનિકો તેની સામે ભાલા ધરી રહ્યા હતા તેઓ પાછા ફર્યા અને તેની પૂઠે દોડવા લાગ્યા.

નાગેશ્વરે પોતાને સાવજની આપેલી ઉપમા વધુ સાર્થક કરી. એક સ્થળે ક્ષણભર થોભીને તેણે દોડતા આવતા સૈનિકોમાંના એક તરફ બરાબર નિશાન તાકીને ભાલો ફેંકયો. તે ભાલો તે સૈનિકની છાતીમાં ખૂંપ્યો અને તે મરણ પામ્યો. એજ વખતે એક બીજો સૈનિક પણ જમીનદોસ્ત થયો. એમ કેમ? ભાલો એકને વાગ્યો ને બે કેમ પડયા? નાગેશ્વરની નજર ટેકરીઓ તરફ ગઇ. તેના સૈન્યના અસંખ્ય માણસોએ આગળની ટેકરી પર આવી પહોંચીને તીરોનો વરસાદ વરસાવવા માંડયો હતો તેનું પરિણામ આ બીજા સૈનિકના મોતમાં આવ્યું હતું. હિમ્મતવાન નાગેશ્વરે હવે ટેકરીઓ તરફ દોટ મૂકી. પાછળથી આવતાં તીરોનો સામો જવાબ વાળવામાં માલવી સૈનિકો રોકાયા. ભાલાઓ નાંખી દઇને તેમણે તીર છોડવા માંડયાં. એ દરમ્યાન નાગેશ્વર ટેકરીઓની સમિપ જઇ પહોંચ્યો. એક નહીં પણ પાંચ પાંચ દોરડાં સૈનિકોએ નીચે લટકાવ્યાં હતાં. એક દોરડું પકડીને નાગેશ્વર ટેકરીપર ચઢવા જતો હતો તેવામાં કોઇકે પાછળથી તેની ગર્દન આગળથી તેનો પોષાક પકડયો. તેણે પાછું વાળીને જોયું તો જણાયું કે–તે એક માલવી સૈનિક હતો!

“દૂરથી તો સૌ કુદકા ભરે! હવે સમિપે બતાવ તારૂ જોર! તું સાવજ નથી. હરણ છે.” તે સૈનિકે કહ્યું: “હું તારી પાછળ પાછળ આવ્યો છું. હવે તું બચી શકનાર નથી!”

“એમ? હું સાવજ નથી?” એટલું કહીને નાગેશ્વરે સ્ફુર્તિથી તેનો હાથ છટકાવી નાંખીને તેના શરીરને બાથ ભીડી. બન્ને વચ્ચે એ વખતે બથ્થંબથ્થા ચાલી.

ટેકરીપરના સૈનિકોએ જોયું કે, આ બન્ને ટેકરીની સમીપમાં લડે છે તેથી માલવી ઉપર તીર છોડવાં ફાવે તેમ નથી કારણ કે કદાચ એકાદ તીર નાગેશ્વરને વાગી બેસે એ સંભવિત છે. એટલે તેઓમાંથી દશ-પંદર જણ દોરડાં વાટે એકદમ નીચે ઉતરી આવ્યા; અને જ્યાં આ બન્ને લડતા હતા ત્યાં ધસી ગયા. પણ નાગેશ્વરે તેમને વચ્ચે પડવા મનાઇ કરી. સામો પ્રતિસ્પર્ધી પણ મલ્લકુસ્તીમાં કુશળ હતો. નાગેશ્વરને તેણે એક-બે વાર ઉચકીને નીચે પછાડયો હતો પણ નાગેશ્વર કમતાકાદનો નહતો. તે ઝોડની માફક તેના પ્રતિસ્પર્ધીને બાઝેલો રહ્યો હતો અને ગુમ્બાઓ, હાથની કોણીઓ વગેરે મારતો રહીને તેને મ્હાત કરવા પ્રયાસ કરતો રહ્યો હતો. તેના સૈનિકો કુંડાળુ વળીને તે બન્નેને લડતા જોઇ રહ્યા. એ વખતે સામેના જે ચાર-પાંચ માલવી સૈનિકો તીરો છોડતા હતા તેઓ પોતાનાં તીર છોડવાં બંધ રાખીને ત્યાં ધાઈ આવ્યા અને આ બથ્થંબથ્થા જોવામાં ભળ્યા. એક ગુજરાતી સૈનિકે તેઓને જોયા એટલે તેણે પોતાના સાથીઓને ચેતવ્યા. પરિણામે તેઓની ઉપર ગુજરાતીઓ તુટી પડયા. એક બાજુ નાગેશ્વર અને તેના પ્રતિસ્પર્ધીને બથ્થંબથ્થા ચાલતી હતી. બીજી બાજુ ગુજરાતી અને માલવી સૈનિકોને બથ્થંબથ્થા ચાલી. આ દરમ્યાન નાગેશ્વરે પોતાના પ્રતિસ્પર્ધીને ગુમ્બાઓથી મુંઝવી નાંખીને જમીનપર હેઠ પાડી દીધો અને પુનઃ ઉભા થવા આહ્વાન કર્યું. પ્રતિસ્પર્ધીએ ઉઠવા યત્નો કર્યા; પણ ના; તે ઉઠી શકયો નહીં. તેને કયાંક કયાંક એવા સખ્ત ગુમ્બાઓ પડયા હતા કે જેથી તે લોહીલુહાણ થઈ ગયો હતો. એણે કહ્યું: “ નાગેશ્વર ! હવે બસ કર. તું સાવજ છે-નરકેસરી છે. આપણા સૈનિકોને પણ લઢતા બંધ પાડ. ”

નાગેશ્વર પોતાના માલવી પ્રતિસ્પર્ધીનાં આ વેણ સાંભળીને ચોંકયો ! તે પોતાને "નાગેશ્વર" ને નામે સંબોધે છે. તે માલવી લશ્કરી છે અને છતાં 'આપણા સૈનિકો' એમ કેમ કહે છે, એનો ભેદ તેનાથી સમજાયો નહીં.

પુનઃ એ પ્રતિસ્પર્ધીએ કહ્યું: "તારા રાજાને પણ તું નથી ઓળખતો, યુદ્ધઘેલા સેનાની !"

"મારા રાજા ? મારા પ્રભુ વીરાગદેવ ? શું તમે તે છો ?"

"હા. હું વીશળદેવ."

"અહીં માલવી સૈનિક તરીકે ?"

"હા. તારૂં અનુકરણ કરીને. મારી સાથેના સૈનિકો પણ આપણા સૈન્યના છે. તેઓને હવે લઢતા બંધ કર."

તરતજ નાગેશ્વરે પોતાના સૈનિકોને લઢતા અટકાવ્યા. ભેદ ભાંગ્યો. અને સૈનિકો એક બીજાને ભાવે ભેટીને પોતાના રાજા અને સેનાપતિ પાસે આવ્યો. અહીં વધુ વખત થોભવામાં આવે તો આખા માલવી લશ્કરને તેની જાણ થઇ જાય એમ હોવાથી તરતજ નાગેશ્વરે દોરડાં મારફત વીશળદેવને ટેકરીઓ ઉપર ઉંચે લેવરાવ્યો અને બાકીના સૈનિકો સહિત તે પોતે પણ દોરડા મારફત ટેકરીઓપર ચઢી ગયો.

લોહીલુહાણ થયેલા રાજેન્દ્ર વીશળદેવની બાજુમાં એ વખતે એક માલવી જુવાન સૈનિક બેસીને રૂમાલવતી તેના મ્હોં ઉપરના લોહીના ડાઘ સાફ કરતો હતો. એને જોઇને નાગેશ્વર બોલી ઉઠયો: "નક્કી, આ મહારાણી પોતે છે !"

"નાગેશ્વર" વીશળદેવે કહ્યું: "તારી ધારણા ખરી છે. તું શત્રુ-સૈન્યમાં ગયો એટલે તારી પાછળ તારૂં અનુકરણ કરીને છ સૈનિકો સાથે હું અને મહાદેવી માલવી પોષાકમાં દાખલ થયાં હતાં. અમે તારાપર એક રીતે જાસુસી કરી

હતી. તારી હીલચાલ અમે બધી જોઇ હતી અને જ્યારે પેલો એક માલવી-સૈનિક "દગો દગો" એવી બૂમ મારીને તારી કટારથી મરણને શરણ થયો ત્યારે તારી વધુ કસોટી કરવા માટે અને કોઇ માલવીઓને શક ઉત્પન્ન થાય નહીં તે માટે અમે તારી સામે આવ્યાં હતાં. તું કસોટીમાં 'નરકેસરી' નીવડયો છે. તને હું એ બીરૂદ આપું છું."

"સેવકોની કસોટી કરવાનો સેવ્યને પૂરેપૂરો હક્ક છે, મહેન્દ્ર!" નાગેશ્વરે કહ્યું: "પણ એમાં મારા હાથથી અજાણતાં આપ ઇજાઓ પામ્યા એ માટે હું માફી માગું છું. મહારાણી સહિત મારી કસોટી કરવામાં આપે શત્રુ-દળમાં હિમ્મતથી ઝુકાવ્યું. પકડાઇ જવાય તો જાન જવાનો ભય હતો, છતાં ચાલાકીથી આપ બહાર નીકળ્યા અને મારી સાથે કુસ્તીમાં બાહુબળની પ્રતીતિ કરાવી. બેશક, મારો રાજા નામર્દ નથી અને મહારાણી સાચી સિંહણ સમાન છે એ માટે મને મગરૂરી ઉપજે છે."

એ વખતે ઉંચી ટેકરીઓ ઉપરથી એક સૈનિકે આવીને ખબર આપી કે-ગુજરાતની સરહદ તરફથી એક મોટું દળ આવે છે.

"મંત્રીશ્વરે મોકલેલા ૫૦૦૦ નું જ તે હોવું જોઈએ" મૃણમયીએ કહ્યું.

"બસ. હવે આખાયે દળને માલવી લશ્કર પર હુમલો કરવાની આજ્ઞા કરી દે, નાગેશ્વર." વીરધવળદેવે કહ્યું: "કારણ કે એ સૈન્યને ખાઈઓ ખોદતાં આપણે નિહાળ્યું છે. એવી રીતે બચાવનો એક પણ માર્ગ તેને આપવા હવે જરૂર નથી."

"હું પણ એજ વિચારનો છું" એમ કહી નાગેશ્વરે આખાયે ગુર્જર સૈન્યને બધી દિશામાંથી માલવ-સૈન્ય પર એક સામટો હલ્લો કરવા માટે રણશિંગાં વગડાવ્યાં.

---

## પ્રકરણ ૨૮ મું.

### " અભિનવ-સિદ્ધરાજ. "

૫૦૦૦ ગુર્જર સેનાનીઓની કુમકથી ઉત્સાહ પામીને જે એકસામટો હલ્લો ગુજરાતી સૈન્યે માળવાના લશ્કર પર કર્યો તેને પરિણામે બે દિવસની સખ્ત લડાઇને અંતે માળવપતિ અમરવર્માની હાર થઈ. તે અને તેનો સેનાપતિ બન્ને કેદ પકડાયા.

આખાયે ગુજરાતી સૈન્યમાં આનંદ આનંદ છવાઈ રહ્યો.

કેદી રાજવી અને કેદી સેનાપતિને વીરધવળદેવ સમક્ષ ઉપસ્થિત કરવામાં આવ્યા. વીરધવળદેવે માળવી સૈનિકોના શૂરાતનની અને સ્વદેશવાત્સલ્યની પ્રશંસા કરીને માળવપતિને પૂછ્યું: " કહો, હું તમારૂં શું પ્રિય કરૂં ? "

" પરાજીતને કાંઇજ કહેવાનો અધિકાર નથી " અમરવર્માએ કહ્યું: " પરંતુ આપે જ્યારે મારા સેનાનીઓની પ્રશંસા ખુલ્લા દિલથી કરી છે ત્યારે હું એકજ તત્વ તરફ આપનું લક્ષ દોરીશ. મને અને મારા એકકે એક બચેલા સેનાનીને પોતાના વતનની સ્વતંત્રતા સિવાય બીજું કાંઈજ વધું પ્યારૂં નથી. "

" સ્વતંત્રતા ? ! " નાગેશ્વર બોલ્યો: " માળવરાજ ! આપને જો સ્વતંત્રતા વ્હાલી હતી તો પારકાની સ્વતં-

ત્રતા પર તરાપ મારવા આપે કેમ પ્રયત્ન કર્યો? જેવી લાગણી આપના ચિત્તમાં વસે છે, તેવીજ શું ગુજરાતના વત્નીઓને હૈડે વસતી નથી? ક્ષણભર પણ ન માનશો કે માલવા હવે સ્વતંત્ર મુલ્ક ગણાય."

"ગુર્જર સેનાપતિજી" માલવ–સેનાપતિ વિશુદ્ધ-વર્માએ કહ્યું: "અન્ય રાજ્યો પર આક્રમણો કરવાં એ કાંઇ જગન્નિયંતાનો અપરાધ નથી. સ્વતંત્ર મુલ્કો જ્યારે અન્ય મુલ્કોને પરતંત્ર બનાવે ત્યારે જ પોતે તદ્દન સ્વતંત્ર રહી શકે. આ ન્યાયે અમારો ગુજરાતના આક્રમણનો યત્ન હતો; પણ એમાં આપની ચાલાકીથી અમે સફલ થયા નથી પરંતુ એટલું તો ખચિત યાદ રાખશો કે–અમે જો અમારી સ્વતંત્રતા પાછી નહીં મેળવીએ તો અહીંથી પુનઃ અમારા વતનમાં પાછા નહીં ફરીએ."

"ખચિત, પરતંત્ર માલવાના સિંહાસને હું નજ બેસી શકું. એના કરતાં મારૂં મૃત્યુ હું વધારે પ્રિય ગણું." અમરવર્માએ કહ્યું.

"ત્યારે સ્વતંત્રતાથી વધુ પ્રિય આપ મૃત્યુ ગણો છો?" વીશળદેવે પૂછ્યું.

"હા. વિશુદ્ધવર્માએ કહ્યું તેમ, અમે અમારી સ્વ-તંત્રતા ટકાવવા યત્ન કર્યો હતો. ક્ષત્રિયોનો જે ધર્મ છે તેને જ અમે તેમાં અનુસર્યા હતા. અમારો યત્ન વિફલ થયો તો હવે અમારા દેહની અમને પરવા નથી."

"ત્યારે હવે એમની પ્રિયતર ભાવનાને અમલમાં મૂકવા આપણે તૈયારીઓ કરીએ, રાજેન્દ્ર" નાગેશ્વરે કહ્યું: "સ્વતંત્રતા તો એમને આપણે નથી આપી શકતા પરંતુ પોતે સ્વતંત્રતાને બદલે મૃત્યુ પ્રિયતર ગણે છે તો તે તેમને આપીને સંતોષવા, એ આપણો ધર્મ છે."

"તમારાં કટાક્ષ મુજબ તમે જ્યારે એ ધર્મ બજા-વશો ત્યારે" વિશુદ્ધવર્મા બોલ્યો, "અમારી

મોતની સજા અમલમાં મૂકતાં યે તમે જોશો કે, અમારા હોઠપર સ્વતંત્રતા સિવાય બીજો શબ્દ નહીં હોય. અમે માતૃભૂમિનું નામ લેતાં હસતાં હસતાં મરીશું."

"અમારાં સંતાન અમને ફિટકાર આપે એવું પરતંત્ર માળવા પુનઃ લેવું એના કરતાં એને માટે પ્રાણ પાડવામાં મને લગીરે આનાકાની થતી નથી. ગુર્જર નરેન્દ્ર! મારૂં પ્રિય તો આપ કરી ન શકયા. પરાજીત સ્થિતિમાં બેશક તે અશકય છે, તો હવે ભલે મારૂં પ્રિયતર કરો પણ કૃપા કરીને જલ્દીથી કરો." અમરવર્માએ પોતાનો ઠરાવ જાહેર કરી દીધો.

"પાટણપતિ મહારાજ સિદ્ધરાજના સમયની માળવાને લગતી ઐતિહાસિક લડાઇની મેં સાંભળેલી કિંવદંતિ આ પ્રસંગે મને યાદ આવે છે." રાણી મૃણ્મયીએ કહ્યું.

"એમાં તો માળવેન્દ્રને મુક્તિ આપવામાં આવી હતી." નાગેશ્વરે કહ્યું.

"હું ધારૂં છું કે, માળવીઓની સ્વતંત્રતાપ્રિય વૃત્તિ લક્ષમાં લઇને જ મહારાજ સિદ્ધરાજે યશોવર્માને પોતાના સ્વતંત્ર મિત્રપદે સ્થાપ્યા હતા." રાણીએ કહ્યું.

"હું એજ મહાન્ યશોવર્મા મહારાજનો વંશજ છું જેમને માનવંત રીતે સિદ્ધરાજ મહારાજે સ્વતંત્રતા આપી હતી." અમરવર્માએ કહ્યું: "અમારા વહીવંચાઓના મુખથી મેં સાંભળેલું છે કે, ૧૨ વર્ષ સુધી મહારાજ યશોવર્માએ માળવાના કિલ્લાનો ટકાવ કરીને યુદ્ધ ચલાવ્યું હતું. આખરે ગુર્જરપતિએ હાથીઓ અને ઉંટોની લડાઇ કરાવીને હાથીઓ મારફત માળવાના કિલ્લાનો દરવાજો તોડાવ્યો હતો અને મહારાજ યશોવર્માને કેદ કર્યા હતા. બાર–બાર વર્ષ સુધી બહાદુરીથી ટકાવ કરી રહેલા એ રાજવીની બહાદુરીની પિછાન કરીને સિદ્ધરાજ મહારાજે તેમને માળવા પુનઃ આપ્યું હતું."

" છતાં આપે એ ઉદારતા વિસરી જઇને ગુજરાતપર ચઢાઈ કરી ? " નાગેશ્વરે પૂછ્યું.

" હું અસત્ય નહીં કહું. મારા રાજ્યનો વિકાસ કરવાની મને વૃત્તિ થઇ. કંઈક સાનુકુળતા જેવી સ્થિતિ મને લાગી. કારણ પાટણપતિ ભીમદેવ મહારાજ અશક્ત છે એથી ગુજરાત તાબે કરી શકાશે એમ મારૂં માનવું હતું. " અમરવર્માએ કહ્યું: " વળી મને એવી ખબર મળી હતી કે ધવલગૃહપતિ વીશળદેવ મહારાજને પાટણપતિ થવાની ઉમેદ છે. એમના યત્ન પહેલાં જ હું પાટણ સર કરવા ઇચ્છતો હતો. અમે કુચ કરી તે પછી ખબર મળી કે મારીજ સામે લડવા વીશળદેવ મહારાજનું સૈન્ય ઉપડયું છે. અમે તેથી વિન્ધ્યાચળમાંજ સ્થિત રહ્યા. ગુર્જર–સેનાપતિજી ! આ તકે હું કહીશ કે તમે અપૂર્વ કૌશલ્ય દાખવીને અમને પાછા પાડયા છે. પાટણ સર કરવાની હવે મારે તો સ્વપ્નમાંયે ઇચ્છા કરવી ન જોઇએ એમ મને સમજાયું છે. પણ તેથી કાંઈ મારો દેશ પરતંત્ર બનાવવો હું ઇષ્ટ લેખતો નથી. હવે તો મારો મોટામાં મોટો સંતોષ મારા મુલ્કની સ્વતંત્રતા છે. તે નહીં તો પછી મોત–પણ પરતંત્રતા તો નહીંજ. "

" પાટણ તરફ નજર નહીં કરવા તમે કબૂલ થાઓ છો ? " વીશળદેવે પૂછ્યું.

" ગુર્જર સૈન્યનો પ્રભાવ જોયા પછી મને એ આકાંક્ષાજ નથી. "

" મારા મિત્ર તરીકે રહીને મને જોઇતી સહાય આપવા કબૂલ થાઓ છો ? "

" પણ હું જીવિત હોઉં તો ને ? "

" તમારો પ્રાણ લેવાની મારી ઇચ્છા નથી. ક્ષત્રિય યુદ્ધમાંજ શત્રુને હણે–પછીથી નહીં. "

"એ સ્થિતિમાં હું આપનો વેરી રહીશ નહીં અને સદૈવ આપનો મિત્ર થઇને માગશો તે સહાય આપીશ."

"માલવેન્દ્ર" વીશળદેવે ગંભીર સ્વરે કહ્યું: "જેમ મહારાજ સિદ્ધરાજે માળવાના તમારા વડવા મહારાજ યશોવર્માને તેમની સ્વતંત્રતા પાછી આપી હતી તેમ હું વીશળદેવ તમને અમરવર્માને તમારા દેશનું સ્વતંત્ર આધિપત્ય પુનઃ બક્ષું છું. નરકેસરી નાગેશ્વર! એમનાં બંધન મુક્ત કરાવો અને એમને માનપાન સહિત એમના વહાલા મુલ્ક તરફ પાછા જવા દો."

અમરવર્મા અને વિબુદ્ધવર્માને બાંધેલાં દોરડાં છોડી નાંખવામાં આવ્યાં અને તેના સૈન્યના માણુસોને પણુ બંધનમુક્ત કરવામાં આવ્યા.

વીશળદેવની પાસે બેસતાં અમરવર્માએ કહ્યું: "મહાન્ ગુર્જરેશ્વર! જો કે મહારાજ સિદ્ધરાજ જેવું પગલું આપે ભર્યું છે તોપણુ તેમાં આપની વિશેષતા એ છે કે—આપે ધનસંપત્તિની કાંઇજ શરત કરી નથી. ફક્ત પાટણુ તરફ નજર નહીં નાંખવાની અને આપના મિત્ર તરીકે રહેવાની શરતો કરી છે. મહેન્દ્ર! આપ વીર છો. આપના સેનાપતિ વીર છે. આપનું સૈન્ય વીરોથી ભરપૂર છે. એ સ્થિતિમાં આથીયે આકરી શરતો આપ મારે માથે નાંખી શકત પણુ આપે તેમ નથી કર્યું એ જોઇને "અભિનવ સિદ્ધરાજ" એવું બીરૂદ હું આપને અર્પું છું અને મિત્ર તરીકે આપને વંદન કરૂં છું. એ બીરૂદ હું આપને ૧૦૮ તોલાના સુવર્ણુ મુદ્રકમાં કોતરાવીને મોકલી આપીશ અને તદુપરાંત સ્વયં ઈચ્છાથી હું આપને વચન આપું છું કે—પ્રતિવર્ષ આપને ૫૦ લક્ષ સુવર્ણુ મુદ્રાઓ હું મોકલતો રહીશ. અત્યારે મારી પાસેનું આ તમામ માલવી સૈન્ય હું આપનો ચરણે ધરૂં છું. આપ પાટણુના મહેન્દ્ર થવાની અભિલાષા રાખો છો એમાં સફલ થાઓ

અને પાટણપતિ તરીકે સિદ્ધરાજ મહારાજે જેમ નામના મેળવી હતી તેમ આપ પણ "અભિનવ સિદ્ધરાજ" તરીકે નામના મેળવો એવી મારી અંતઃકરણની ઇચ્છા છે."

અમરવર્માએ તેનું કહેવું પૂરું કર્યું એટલે સદૈવ ઉત્સાહી નાગેશ્વરે પોતાના સૈનિકો મારફત "મહારાજ અભિનવ-સિદ્ધરાજની જય" ગજાવી.

અમરવર્મા અને વિબુદ્ધવર્મા ફક્ત પોતાની સાથે થોડાક અંગરક્ષકો લઇને માળવા તરફ વિદાય થયા.

ગુર્જર સૈન્યને તે દિવસે ક્યાંય લડવાનું નહોવાથી વિજયના ઉત્સવ તરીકે છુટ્ટી આપવામાં આવી.



# પ્રકરણ ૨૯ મું.

## પાટણપતિનો દેહવિલય.

સંવત ૧૨૯૮ માં મંત્રીશ્વર બિમાર પડયા. જીવનનાં એ પાછલાં વર્ષોમાંની બિમારીએ તેમને નિરાશાવાદી બનાવી દીધા. એમનો પ્રિય બંધુ તેજપાળ વારંવાર અર્બુદરાજ, ગીરનાર, શત્રુંજય ઇત્યાદિ પર્વતરાજો ઉપરથી પત્રો લખીને અથવા ખેપીઆઓ મોકલીને યાત્રિક તરીકેના જીવનની પ્રશંશા કરી રહ્યો હતો. અને પ્રત્યેક ગિરિરાજ-પર ધર્મકાર્યમાં સંપત્તિ ખર્ચીને યાત્રિકોનાં સુખસાધન માટે બાંધકામ કરાવતો રહ્યાનું જણાવતો હતો.

એક પાસ ધોળકામાં રાજ્યની ચિંતા, બીજી પાસ પાટણમાં ભીમદેવ મહારાજની માંદગી; ત્રીજી પાસ પાટણપર હલ્લો કરવા ટમટમી રહેલા અનેક રાજાઓ સંબંધીની ચિંતા, ચોથી પાસ વીશળદેવે પાટણ નહીં લેવા આપેલા વચન છતાંયે તે આક્રમણ કરે તો તેને લગતી ચિંતા, ઉપરાંત પોતાની માંદગીની સતામણી અને સૌથી વિશેષ વૃત્તિ તીર્થયાત્રા તરફનું આકર્ષણ.

આ ઉદ્વેગ-વૃત્તિઓનો શો નિકાલ કરવો એ વિષે વિચાર કરતાં આખરે મંત્રીશ્વરે સર્વ જંજાળો તજી દેવા અને જુવાન રાજાને તેના રાજ્યને લગતી ભાંજગડો પોતાની મેળે ફોડી લેવા દેવા નિર્ણય કર્યો અને એક શુભ દિન જોઇને ગીરનાર તરફ પ્રયાણ કરવું એમ ઠરાવ્યું.

મંત્રીશ્વરની વૃદ્ધમાતા કુમારદેવી હયાત હતાં પરંતુ તેઓ તેમના બંધુ તેજપાળ સહિત તીર્થયાત્રાએ ગયાં હતાં. મંત્રીશ્વરની પત્ની અનુપમાદેવી, શાસ્ત્રોમાં જેને સાચી ગૃહદેવી તરીકે વર્ણવવામાં આવી છે, એવા સર્વ ગુણોથી વિભૂષિત આર્ય મહિલા હતી. મંત્રીશ્વરનાં કાર્યોમાં તે ધણીવાર સલાહ આપી, એમની સેવા ચાકરી ઉઠાવવામાં દાસી તરીકે, એમની ભોજન વ્યવસ્થામાં માતા તરીકે, અને એમની મનોવૃત્તિઓ પારખીને દરેક રીતે એમનું ગૃહરાજ્ય નિર્મળ રીતે સોહાવનારી સુશીલ સન્નારી હતી. મંત્રીશ્વરે તેની સલાહ લીધી.

અનુપમાદેવીએ વિચાર કરીને જવાબ દીધો: "યાત્રાએ જવું એ મને તો પરમ શ્રેયસ્કર લાગે છે. અહીંની ચિંતાઓનો ભાર પંડિત સોમેશ્વરદેવ ઉપાડી શકે તેમ છે. મહારાજ વીશળદેવ જો કે અત્યારે યુદ્ધક્ષેત્રમાં છે તોપણ આપ તેમને ખબર આપશો એટલે તરતજ અહીં દોડયા આવીને રાજકાજ સંભાળી લઈ શકે તેમ છે."

મંત્રીશ્વરનું દિલ પણ એમજ કહી રહ્યું હતું તેથી તેમણે પંડિત સોમેશ્વરદેવને પોતાની પાસે બોલાવ્યા અને પોતે યાત્રાએ જવા માગે છે એમ સૂચવ્યું.

"મંત્રીશ્વર" સોમેશ્વરદેવે કહ્યું: "આપ મહા ભાગ્યશાળી છો કે, આ વિચાર આપને સુઝયો છે. અને એ વિચાર આપને સુઝે એમાં નવાઇ પણ નથી. મેં સાંભળ્યું છે કે, લીંબડી નજીક હડાળા પાસેથી આપના બંધુ તેજપાળને સુવર્ણ મહોરોથી ભરેલા ધનના પુષ્કળ ચરૂ હાથ લાગ્યા છે—"

"હેં ?! શું કહો છો ! મને તો એ વિષે ખબર નથી!" વસ્તુપાળે કહ્યું.

"હું માનું છું કે મહા અમાત્યથી કશું છુપું નથી— ભલે તેનાથી પોતે બિનવાકેફ છે એમ સ્વમુખે કહે છે

તોપણ ! ”સોમેશ્વરદેવે હસીને કહ્યું: “આખાએ ગુજરાતમાં એ વાત ઘેરઘેર પ્રસરી ગઈ છે. અને ઘણાક યાત્રાળુઓ ગીરનારથી પાછા ફર્યા છે, તેઓ કહે છે કે—‘ રસકુપ ’ નામે એક સુન્દર વાવ શ્રીમાન તેજપાળે બંધાવવા માંડી છે અને અર્બુદગિરિ ઉપર પણ સાથે સાથે દેહેરાનું બાંધ-કામ કરાવવા માંડયું છે. આપને એ ધર્મકાર્યો આપની નજરે નિહાળવાનું આકર્ષણ થાય એ કુદરતી છે.

“ જો આપ કહો છો તે ખરૂં હોય તો કૃપા કરીને અહીથી હવે મને છુટો કરો અને જલ્દીથી યાત્રાર્થે જવા દો. મહારાજ વીશળદેવ હાલમાં મેવાડ તરફ લડી રહ્યા છે. એમને યુદ્ધમાં એટલો બધો રસ પડયો છે કે દેશોદેશ જીત્યા વિના પાછા નહીં ફરવાનું તેમણે મને લખી જણાવ્યું છે. ”

“ રાજેન્દ્રની એ યુદ્ધપ્રિયતાનો પાયો નાંખનાર, વસ્તુ-પાળ ! તમે છો. તમારા એમના પ્રત્યેના આડકત્રા અને દેખીતા અનેક આભારો પરથી ઇતિહાસમાં એ અમર વાક્ય લખાયું છે કે, જો વસ્તુપાળ ન હોત તો વીશળ ગુજરાતનો મહેન્દ્ર ન હોત–વીશળની હસ્તીજ ન હોત. અને વીરમ—”

“ ન સંભારશો ” વસ્તુપાળે કહ્યું: “ એ નામ ન સંભારશો. હા ! એની હૃદયવિદારક અંતિમ દશા મને કમકમાટી ભરેલી કંપારી અનુભવાવે છે ! ”

“એનો સિદ્ધપુર ક્ષેત્રમાં યથાવિધિ અંતિમ સંસ્કાર થયાનું આપેજ રાજમાતા રત્નાળીદેવીને કહ્યું છે ને ? ”

“જે ઉદ્વેગ હું અનુભવું છું તે તેમને નહીં ઉપજાવવા માટે કહેવાયલું એ શુભ ઉદ્દેશનું અસત્ય હતું. માણસને કોઇવાર એવું અસત્ય કહેવું પડે છે. ”

“ ત્યારે શું એ અભાગીનો અંતિમ સંસ્કાર અભાગી હાલતમાં થયો છે? ”

" હા. દુશ્મનનો પણ એવો સંસ્કાર ન હજો. હવે જ્યારે હું યાત્રાએ જવા કૃતનિશ્ચયી થયો છું ત્યારે એ વાત ફક્ત આપનેજ કહેતો જાઉં છું." મંત્રીશ્વર અત્રે થોડીવાર એ બનાવની યાદ લાવવા થોભ્યા અને પછી બોલ્યા: "સિદ્ધપુરમાં હું રાજેન્દ્ર અને રાણીને લઇ ગયો હતો. અમે ત્યાં તપાસ કરી ત્યારે જે ઉંટપર એ અભાગીના મૃતદેહને તેનાં દુષ્ટ મિત્રો લઇ ગયાં હતાં તે ઉંટ ત્યાં ન હતું. અમને ખબર મળી કે તેઓ આબુ તરફ તેને લઇ ગયા છે. મેં તેમની શોધનું કાર્ય માથે લઈને રાજેન્દ્ર અને રાણીને માળવા તરફ યુદ્ધમાં મોકલ્યાં. પછીથી મારી મુસાફરીમાં હૃદય વિદીર્ણ કરી નાંખે એવાં દૃશ્ય મને જોવાનાં મળ્યાં. હું ત્યાં ગયો ત્યારે મને એવી ખબર મળી કે–હિંસક પ્રાણીઓનો ત્યાં ઘણો ત્રાસ છે. રાત્રે તો શું પણ દિવસના ભાગમાં પણ તેઓ ગિરીકંદરામાંથી બહાર નીકળીને યાત્રિકોને ફાડી ખાય છે. તેમનાં નિવાસ સ્થાનો પણ તે વિકાળ પ્રાણીઓથી સલામત હોતાં નથી. આથી આજુ બાજુ વસતાં માણસોમાંનાં ઘણાક તો જતાં રહેલાં છે. અને જે થોડાંક વસે છે તેઓ પણ જતાં રહેવાની તૈયારીઓ કરે છે. ત્યાંના જે એક નિવાસી દ્વારા મેં આ સમાચાર જાણ્યા, તેને ઉંટ અને તેની સાથેનાં માણસો વિષે મેં પૂછપરછ કરી. મને ખબર અપઇ કે, તેઓ એક રાત અહીં આવ્યાં હતાં પણ પછીથી દેખાયાં નથી. મેં હિંસક પ્રાણીઓથી ત્યાંના નિવાસીઓનું રક્ષણ કરવા માટે વીશળદેવના ૧૦૦૦ સૈનિકો, જેઓ પાટણથી પાછા ફરતા હતા તેમની મદદ લીધી. તેઓની મદદથી પર્વતરાજ પરના હિંસકોનો નાશ કરતાં કરતાં મેં વીરમ વિષે તપાસ ચલાવી. સિંહ વાઘ આદિને વસવાની અનેક ગુફાઓની અંદર જઇને તેઓનો શિકાર કરવામાં આવ્યો. કેટલાયે મૃત માનવીઓના અર્ધ ફાડેલ શબ ત્યાં રઝળતા પડ્યા હતાં. એવી

એક ગુફામાં આખરે મારી શોધનો પત્તો મળ્યો. ત્યાં પડેલાં શબ ન ઓળખાય એવી રીતે પીંખેલાં-વીંખેલાં અને ચીરી ફાડી નાંખેલી હાલતનાં જણાતાં હતાં; પરંતુ એક મોટા પથ્થરની આડમાં એક સ્ત્રીનું શબ સ્હેજ ઠીક હાલતમાં હતું. એનું કારણ એ જણાયું કે-એ પથ્થર બારે હતો. ગુફાની દિવાલની લગભગ અડોઅડ તે પડેલો હતો. તે સ્ત્રીનું માથું અને શરીરનો અર્ધો ભાગ તેની વચ્ચે એવી રીતે ભરાઇ રહેલાં હતાં કે-એ ંચાથી પણ બહાર નીકળે નહીં. આ કારણે તેટલો ભાગ હિંસક પ્રાણીઓથી બચવા પામેલો હોય એમ મને લાગ્યું. માણસોની મદદથી તે પથ્થર મેં ખસેડયો અને તે સ્ત્રીના મોંનું નિરિક્ષણ કર્યું. હું તેને ઓળખી શકયો. અભાગી વીરમના હાગીના ચોરી જનાર અને મારા ન્યાયમંદિરમાં મારી મારફત શિક્ષા પામનાર તે સ્ત્રી હતી! બસ. એ તેની દુષ્ટ સંગાથિની અહીં હતી એટલે એનો મૃત દેહ અહીં જ હોવો જોઇએ એવી મે કલ્પના કરી. ચોગરદમ શોધ કરી. શબ તો હાથ આવ્યું નહીં પણ એક રત્નમુદ્રા હાથ આવી, જેના પર એ અભાગીનું નામ હતું. એ રત્નમુદ્રા મેં જાળવી રાખી છે."

મંત્રીશ્વરે તે મુદ્રા મંગાવી અને સોમેશ્વરદેવના હાથમાં મૂકી. તેના ઉપર'વીરમ' એવા શબ્દ કોતરેલા હતા.

સોમેશ્વરદેવે નિસાસો નાંખ્યો: "હા! ત્યારે મારો એક રાજવી શિષ્ય આખરે હિંસક પ્રાણીઓનો આહાર બન્યો! અને એનાં અવશિષ્ટો પણ હાથ આવ્યાં નહીં! દુષ્ટ સંગતનું એ દુષ્ટ ફળ!"

"સત્ય કહ્યું." મંત્રીશ્વરે અભિપ્રાય આપ્યો: "જે કોઇ તે અભાગીના આખાયે જીવનથી વાકેફ હશે તે આપના જેવોજ મત ઉચ્ચારશે અને ખિન્ન પણ થશે. હું આથીજ

એનું નામ હવે સંભારવું નહીં એમ કહું છું. એની પત્ની નો અંતિમ સંસ્કાર એના પિતાએ યથાવિધિ કરીને પોતાના રાજ્યમાં એનું સ્મારક રચાવ્યું છે, એ આપ જાણતા હશો. બેશક એ સ્તુત્ય થયું છે."

"મંત્રીશ્વર, મારી વૃત્તિ વિષે કહું તો, વીરમની પત્ની કરતાં વીરમ વિષે મને વધુ જીજ્ઞાસા રહે જ. તમને કદાચ એનું નામ સંભારવું ન ગમે પણ" સોમેશ્વરદેવે ગંભીર સ્વરે કહ્યું: "મારો એ શિષ્ય હતો. મને એ કેમ ન સાંભરે? એને સુધારવા મેં ઘણી કોશિષ કરી હતી. પણ એ ન સુધર્યો!" ઓચિંતો તેમણે મંત્રીશ્વરને પ્રશ્ન કર્યો: "પણ મેં સાંભળ્યું છે કે, એક વૃદ્ધ માણસે આપણા નગરમાંથી એનું શબ અને એની પત્નીનું શબ ઉંટ મારફત વિદાય કરાવ્યાં હતાં. મેં એવી અફવા પણ સાંભળી છે કે મંત્રીશ્વર, એ માણસ આપનો કોઈ દુત હતો. જો કે એ અફવાઓમાં મને વજુદ લાગતું નથી."

મંત્રીશ્વરે નિસાસો નાંખ્યો. જરાક પાણી પીધું અને કહ્યું: "પંડિતવર્ય, એક સતી સ્ત્રીનો અંતિમ-સંસ્કાર આ નગરમાં ન થાય અને એક દુર્ભાગીનો થાય એ શું ઇષ્ટ છે? ભવિષ્યમાં એનાં સંસ્મરણ ભાવી પ્રજામાં કેવાં રહે? સૌ કોઈ તેના નામપર ધિઃકાર વરસાવે કે નહીં? એના કરતા અહીં એ પ્રસંગ બન્યોજ નહતો એવી રીતે એનું સ્મરણ ભુંસી નાંખવું શું ઇષ્ટ નહતું?"

"ત્યારે શું અફવા ખોટી નહતી?"

"પ્રથમ આપનો અભિપ્રાય આપો."

"વૃદ્ધે વ્યાજબી કર્યું હતું. એક આપદ્ પ્રસંગ નિવાર્યો હતો. સતીની ચેહ અહીં થઇ હોત તો પણ તે દારૂણ સંસ્મરણરૂપ થઇ પડત. દુષ્ટનું શબ અહીં બળ્યું હોત તો તે પણ કલંકરૂપ થઈ પડત."

" પંડિતજી ! આપ સમા વિદ્વાનજ આ રહસ્ય કળી શકે. અને જ્યારે આપે વ્યાજબી ન્યાય આપ્યો છે ત્યારે ખરો ખુલાસો કરૂં છું કે–એ વૃદ્ધ હુંજ હતો. નાગેશ્વરને મારી ગેરહાજરીમાં આ વાતથી વાકેફ કરજો અને મારો સંદેશ કહેજો કે–જે ' નામર્દ ' નો નાશ મહાસતી વીરમતીએ કર્યો તેના આત્માના સંતોષ માટે ધવલગૃહમાંથી પણ એ ' નામર્દ ' નું નામ વસ્તુપાળે ભુંસી નાંખ્યું છે. આ ભૂમિમાં કોઇ નામર્દ મુઓ નથી–કોઇની એવી યાદગિરી રહી નથી અને હવે પછીની પ્રજામાં એવી યાદગિરી રહેવી જોઇએ નહીં, એ અહીંના રાજા અને એના હવે પછીના મંત્રીઓએ લક્ષમાં રાખવું."

" નાગેશ્વરને એ સંદેશ શા માટે ?"

" કારણ કે, એ મર્દ જુવાને આ નામર્દના જીવનની ક્ષણેક્ષણનો પૂરો પરિચય મેળવીને તેને વારંવાર ખુલ્લો કરવા યત્નો કર્યા હતા અને તેના જે જે પ્રસંગોમાં તે પડયો તેમાં તેણે દરેક વખત ફત્તેહ મેળવી હતી. એના છેલ્લા પ્રસંગમાં પણ નાગેશ્વરે મારી પૂંઠ પકડીને વૃદ્ધ તરીકે મને પારખી કાઢયો હતો. અમે બે મોઢામોઢ થઇ ગયા હતા. હું તેને સત્ય ખુલાસોજ કરવાનો હતો. દરમ્યાન તેને યુદ્ધે ચઢવાનો મોકો મળ્યો અને ખુલાસો થયો નહીં."

" આપના વિષેના મારા વહેમો હવે દૂર થયા."

" મારા વિષેના વહેમો ?!"

" હા. આપ વીરમનું કાસળ કાઢવા અને એનું અનિષ્ટ થયેલુંજ જોવા માગતા હતા એવું ઘણીવાર મને ભાસ્યું હતું. હવે સમજાય છે કે–પ્રત્યેક પ્રસંગમાં આપ સદ્‌હેતુથી વર્ત્યા હતા."

" આપને વહેમ ઉપજે એનું કારણ પણ હતું. હંમેશાં

એવા પ્રસંગોમાં મારો એક હેતુ વીશળદેવનું જ અભિષ્ટ કરવાનો રહેતો હતો."

"બેશક. એ અતિદૃઢ રાજભક્તિ તો આપનામાં ખુલ્લી દેખાઇ આવી છે અને તેથીજ મેં કહ્યું છે કે-'વસ્તુપાળ ન હોત તો વીશળની હસ્તીજ નહોત' એમ ઇતિહાસ કહેશે."

"ગુરૂદેવ, આપને પોતાને આપ અન્યાય કરો છો. ઇતિહાસ મારા માટે આપ કહો છો તેવું જો કહેશે તો પણ વીશળના ગુરૂ માટે અને સાથે સાથે કહેવા દો કે, નાગેશ્વરના ગુરૂ માટે પણ એમજ કહેશે. એ બન્ને યુવકો સૌની આંખમાં સમાય એવા છે. એ બન્નેની મૈત્રિ, એ બન્નેનો પરસ્પર અનુરાગ અને ખાસ કરીને વીશળ પ્રત્યે નાગેશ્વરમાં રહેલું મારા કરતાં પણ વિષેશ રાજભક્તિ-ઝનૂન મને ભવિષ્યની સુન્દર આશાઓ આપે છે. અને આથીજ હવે હું નિવૃત્ત થઇને તીર્થક્ષેત્રોની યાત્રાએ જવા ધારૂં છું."

વસ્તુપાળ આમ કહી રહ્યો એટલામાં એક દૂતે આવીને સમાચાર આપ્યા કે-"પાટણથી કાળા ઘોડા પર કાળા પોષાકનો એક સ્વાર આવી લાગ્યો છે. તે અશુભ સમાચાર લાવ્યો છે."

"એને તુર્તજ અંદર આવવા દો."

તે સ્વાર હાજર થયો. તેણે ખબર આપ્યા: "સોલંકી વંશના પાટણપતિ ગુર્જરેશ્વર મહારાજ ભીમદેવ સ્વર્ગસ્થ થયા છે. રાજચિન્તાકારી શ્રીમાન લવણપ્રસાદે મંત્રીશ્વર મહારાજ વસ્તુપાળને તરતજ પાટણ આવવા કહેવરાવ્યું છે."

વસ્તુપાળ આ સમાચારથી ક્ષોભ પામી નીચી મુખમુદ્રા રાખી ખિન્ન વિચારોમાં પ્રવૃત્ત થઇ ગયો. ગુરૂદેવે આ સંદેશવાહકનો ચહેરો જોઇને પૂછ્યું: "કોણ મામા સિંહદેવ ?"

" હા. ગુરૂદેવ." સ્વારે જવાબ દીધો.

વસ્તુપાળે તે આગન્તુક તરફ કરડી નજર કરી.

"તમે વિશ્વાસ મૂકવા જોગ માણુસ નથી. તમારા કથનનો આધાર શો ?" મંત્રીશ્વરે તીવ્ર સ્વરે સિંહદેવને વચનબાણુ માર્યાં.

એનું મોં ક્રોધથી લાલચોળ થઇ ગયું. એની આંખો-માંથી અંગારા ફેંકાયા. એના હાથ એનાં ખિસ્સાં ખંખોળવા લાગ્યા અને ઝડપથી એણે એક કાગળ કાઢીને મંત્રીશ્વર તરફ ધરતાં કહ્યું: "વિશ્વાસ મૂકવાજોગ તો તમે એકલાજ હશો; નહીં વારૂ ? લ્યો, આ મહારાજ લવણુપ્રસાદનો આજ્ઞાપત્ર."

મંત્રીશ્વરે તે હાથમાં ન લેતાં સોમેશ્વરદેવ તરફ આંગળી કરી. પંડિતે સિંહમામાના હાથમાંથી તે પત્ર લેતાં લેતાં તેને ઠપકો દીધો: "મામા, તમે કોની સાથે વાત કરો છો એનું ભાન નથી રાખતા એ ઠીક નહીં. હંમેશાં આપણે વિનયને તો છોડવોજ ન જોઇએ."

"પણ બાપજી, એ સવાલ કેવો કરે છે ? માઠું કયમ ન લાગે ?"

"મંત્રીશ્વરને ચાહે તેવી રીતે બોલવાનો અધિકાર છે. તમારાથી એમની સામે તુંડમિજાજી શબ્દ ઉચ્ચારાય નહીં." પંડિતે તેને મંત્રીશ્વરનો હક્ક સમજાવ્યો.

"કારણકે, તમે દેશપાર થયેલા માણુસ છો. ગુજરાતની હદ્દમાં તમને પગ મૂકવાની મનાઈ છે, છતાં એ આજ્ઞાનો ભંગ કરીને તમે મારી પાસે આવવાની ધૃષ્ટતા કરી છે." મંત્રીશ્વરે કહ્યું.

"મારો હદ્દપારનો હુકમ રદ્દ થયેલો છે."

"કોણે રદ્દ કર્યો છે ?"

"વીરધવળદેવ મહારાજે."

"લિખિત આજ્ઞાપત્ર છે ?"

વળી સિંહદેવે પોતાનાં ખિસ્સાં તપાસ્યાં અને એમાંથી એક બીજો આજ્ઞાપત્ર કાઢયો. સોમેશ્વરદેવે તે પણ હાથમાં લીધો.

"જાઓ, હવે તમારે અહીં ઉભા રહેવાની જરૂર નથી." મંત્રીશ્વરે સિંહમામાને કહ્યું.

"આ હેંડયા ત્યારે !" સિંહમામાએ જવાબ દીધો અને ચાલવા માંડયું: "પોતે છંછણાટ કરે એનું કાંઇ નહી અને બીજા માટે ટપટપ કરે ? ! શી દુનીયા થઇ ગઇ છે? !"

એના ગયા પછી સોમેશ્વર પંડિતે પ્રથમ આજ્ઞાપત્ર વાંચ્યો: "અમારા રાજનિષ્ઠ મહાન્ મંત્રીશ્વરને ખબર આપવાની કે–આખરે સિંહ પડયો છે. ગુજરાત એના શિરોમણીથી વંચિત થયું છે. ભીમદેવ મહારાજ ગઇ કાલે આ નશ્વર જગત છોડી ગયા છે. સમસ્ત ગુજરાતમાં સવા મહીના સુધી શોક પાળવાની આજ્ઞા છે. મહારાજ ત્રિભુવનપાળ દેવને રાજસિંહાસને બેસાડવામાં આવ્યા છે અને એમના જાહેર રાજ્યાભિષેકનું મુહૂર્ત ટૂંક સમયમાં નક્કી કરીશું. પિતાની રાજનીતિનેજ પુત્ર અનુસરશે. જે વિશ્વાસ સદ્ગત મહારાજે મારા વીશળ પર અને એના સર્વ સલાહકારો પર મૂકયો હતો તે તમે જેમનો તેમ કાયમ રાખશો, એવી આશા મહારાજ ત્રિભુવનપાળદેવ પોષે છે. ચોગરદમની વસ્તુસ્થિતિ તમારી જાણ બહાર નથી. અત્યારે વિશ્વાસ, શ્રદ્ધા અને હુંફની દૃષ્ટિ તમારા તરફ જાય છે. મંત્રીશ્વર, કોમળ વેલને છુંદાવા નહીં દેવાની જવાબદારી તમારે શિર છે. સુજ્ઞેષુ किं वहुना તમારી મુલાકાત માટે મહારાજ ત્રિભુવનપાળ બહુ ઉત્સુક છે. આ પત્રમાં એ લેખું છું અને દુત પણ મુખથી તે કહેશે–શુભચ્છેક, લવણપ્રસાદ"

સોમેશ્વર પંડિત આ પત્ર વાંચીને વસ્તુપાળ તરફ જોઇ રહ્યા. એ મહાન પુરૂષ ગંભીર વિચારમાં પડેલો જણાયો.

"વયસ્ય! હવે વિચાર શો? જે સમર્થ હોય તેનીજ ઓથ શોધાય–નિર્બળ પાસેથી શી આશા રાખવાની હોય?" સોમેશ્વર પંડિતે કહ્યું.

"હવે હું લાચાર છું." વસ્તુપાળે કહ્યું.

સોમેશ્વર પંડિત કાંઇક બોલવા જતા હતા તેમને હાથની ઇશારતથી અટકાવીને મંત્રીશ્વરે કહ્યું: "વીરધવળને પાટણથી પાછો વાળતાં મને બહુ શ્રમ પડયો હતો. એણે મારૂં માન્યું. એ પાછો ગયો. પણ મારૂં સ્વમાન ત્યારથી હણાયું છે. તમે ત્યાં હોત તો જાણત કે મારે એને સમજાવવા શું શું કરવું પડયું હતું. પણ એ પછી મેં નિશ્ચય કર્યો છે કે–હવે હું મહાવત નહીં રહું. એ ગજરાજ વનેવન ઘુમીને ઝાડપાન અને ઇમારતો તોડી પાડશે તો પણ મારા અંકુશનો ઉપયોગ હું નહીં કરૂં. મારૂં શરીર" મંત્રીશ્વરે ગળગળા સાદે કહેવા માંડયું: "હવે ચાલતું નથી. અસ્વસ્થતા મને મુંઝવી રહી છે. મને હવે કોઇ વાતનો હર્ષ શોક રહ્યો નથી. તમારા જેવા શુભચિન્તકોના આર્શીવાદથી મેં ઘણો યશ લીધો–ઘણું કર્યું–હવે તીર્થક્ષેત્રોમાં જઇ અવશિષ્ટ જીવન સાર્થક કરવું એજ મારૂં પરમ કર્ત્તવ્ય. પંડિતવર્ય! હવેની મારી મનોવૃત્તિ આ છે:

જીવિત તણું સાફલ્ય જ
એવો યશ ચોગરદમથી લૂંટયો
કીર્તિ અંગ રહી તો,
પરાળ રૂપ આ શરીર ભલે છૂટો."

પંડિત સોમેશ્વરદેવે વસ્તુપાળનો હાથ ઝાલ્યો અને ગંભીર સ્વરે કહ્યું:

"પુન્યવાનની પગરજ
શિરપર ધરી કેવલ નગુણા વિસરે
ગુણીજન હૃદયે અંકિત
સદૈવ રહે છે–ભલે તૂટે તોયે.

તેમ, શ્રીમન વસ્તુપાળ! તમારા પગરજથી પાવન થયેલા અમોને તમે છોડી જવાનો નિરધાર કરો છો તોયે અમારાં તુટેલાં હૃદય—"

એ વિદ્વાન્ પુરુષની આંખ સહેજ અશ્રુભીની થઈ; એ શાસ્ત્રપારંગત આચાર્યનો સ્વર ગળગળો થઇ ગયો. એણે અધુરૂં વાક્ય પૂરૂં કર્યું: "તમને કદાપિકાલે વિસરી જઇ શકે તેમ નથી–તમે અમને વિસરી જવા યત્ન કરશો તોયે. અને—"

બહારના ખંડમાં પગરવ સંભળાયો. કોઈક આવતું હોય એમ જણાયું. સોમેશ્વરે અને વસ્તુપાળે દ્વાર તરફ નજર કરી. થોડીકજ વારમાં એક અણધારી વ્યક્તિનાં દર્શન થયાં!



## પ્રકરણ ૩૦ મું.

### મિત્રો વચ્ચે દ્વન્દ્વ-યુદ્ધ.

એ આવનાર રાજમાતા હતાં અને એમની પાછળ સિંહદેવ હતો.

"રાજમાતા ! અહીં ?" સોમેશ્વરે પૂછ્યું.

"હા." રાજમાતાએ તીવ્ર સ્વરે કહ્યું: "મંત્રી વસ્તુપાળ ઘણા વખતથી મારા ભાઇની પાછળ પડીને તેને હેરાન કરતા રહ્યા છે એ મારાથી સહન થયું નહીં. હમણાંજ તમારા દેખતાં તેમણે તેનું અપમાન કર્યું તે વાત તેણે મને આવીને કહી એટલે મારે અંતઃપુર છોડીને બહાર આવવું પડયું છે. સોમેશ્વર પંડિત, તમે જાણો છો કે વીશળે સિંહદેવ સામેનો હુકમ રદ્દ કરવાનું વચન મને આપ્યું હતું."

"હા મને એ યાદ છે" સોમેશ્વરે જવાબ દીધો.

"પણ એમાં લિખિત રાજઆજ્ઞા ખૂટતી હતી કે ?" મંત્રીશ્વરે કહ્યું.

"તે હવે મેં સોમેશ્વર પંડિતને આપી છે ને ?" સિંહદેવે તડુકો કર્યો. "વાંચોને એ આજ્ઞા ?"

ગુરૂદેવે તે વાંચી: "અમારી અંગત સેવા બદલ સિંહમામા સામેનો હદ્દપારીનો હુકમ રદ્દ કરવામાં આવે છે.—વીશળદેવ."

" વારુ. એ આજ્ઞા સામે હું મારું શિર નમાવું છું " મંત્રીશ્વરે જવાબ દીધો.

" પણ એ નહીં ચાલે. " રાજમાતાએ કહ્યું: " આમાં સિંહદેવને તમે નકામી સતામણી કર્યા કરી છે એમ મને તો ચોક્કસ લાગ્યું છે. "

વસ્તુપાળે જવાબ દીધો: " રાજમાતા ! એ પ્રકૃતિ-પરીક્ષાને અંતે નક્કી કરેલી રાજનીતિ હતી. સિંહદેવ હંમેશાં લાંબી નજર દોડાવ્યા વિના જેને તે પ્રસંગમાં કૂદી પડે છે. જ્યારે તમે તેનો મનાઇ હુકમ રદ્દ કરાવ્યો ત્યારની વાત સંભારો. કોટવાલે સિંહદેવને લિખિત આજ્ઞાપત્ર બતાવવા કહ્યું હતું. તેણે તેને એમ કેમ ન જણાવ્યું કે ચાલો વીરધવળદેવ કને ? સૌથી સરળ રસ્તો તે વખતે એ હતો પરંતુ તેણે તે લીધો નહી અને તેને પરિણામે તેને પકડાવું પડ્યું. મતલબ, બુદ્ધિને અને તેમને બાર ગાઉનું છેટું છે તેથી જ્યારે ને ત્યારે વિપત્તિના ખાડામાં તે ધસી પડે છે અને સાથે સાથે રાજ્ય પર આફત લાવે છે. આવાં અનેક દૃષ્ટાંત એમના વિષે ટાંકી શકાય તેમ છે. "

" પણ વીરધવળદેવે તેનો હુકમ રદ્દ કર્યો હતો અને તમે તે નહોતો માન્યો, એ દીવા જેવી વાત છે. "

" રાજાના મોઢાની આજ્ઞા વિશ્વાસપાત્ર વ્યક્તિ વિના બીજા દ્વારા અમે અમલદારો ન માનીએ. "

" એ બધી તમારી ખટપટો મારા ઉપરનું છુપુ વેર લેવાની હતી " સિંહદેવે કહ્યું: " કારણ હું હમેશાં તમારી સામેજ પડતો રહ્યો છું. હું તો સાફ દિલનો આદમી છુ. મને જે લાગે તે કહેવાનો. ફરીથી તમારે મોઢે કહું છું કે મને તમે રાજમાં ઓદ્ધો આપતા નથી-તમારા માણસોનેજ આપો છો માટે તમે સ્વાર્થી છો-ખટપટીઆ છો-પેટભરા છો-"

માંડા મંત્રીશ્વરનું મગજ આ સાંભળી તપી ગયું. "નીચ વૃત્તિના પુરુષ! તું ગમે તેમ બકે છે?" તેઓ ક્રોધમાં પથારીમાંથી ઉભા થવા ગયા.

સોમેશ્વરદેવે તેમને રોકી રાખીને શાન્ત થવા કહ્યું. એટલે રાણી માતાએ કહ્યું "મારા દેખતાં મારા ભાઇને એમણે ગાળ દીધી તો પીઠ પાછળ કોણ જાણે કેટલુંયે કહેતા હશે!"

"હું જાણું છું ને?" સિંહદેવે કહ્યું: "હંમેશાં તે મારા પર વેર રાખે છે. વીરમને વેરથી એમણે મારી નંખાવ્યો—"

"હં હં સિંહદેવ! તમે ઘણું ગેરવ્યાજબી બોલો છો." સોમેશ્વરે તેને ઠપકો આપ્યો અને મંત્રીશ્વરને ઝાલીને હાથની ઇશારતથી વિનતિ પર વિનતિ કરતા પોતે પણ પથારીમાં બેસી રહ્યા.

"જો હું બહુ બોલતો હોઉં તો ટૂંકું કરો. મારી સાથે એમને દ્વન્દ્વયુદ્ધ કરાવો. કાં તો એ નહીં—કાં તો હું નહી." સિંહદેવે કહ્યું.

"બરાબર છે" રાજમાતાએ કહ્યું "આ તકરાર એ સિવાય નહીં પતે."

"રાજમાતા" મંત્રીએ કહ્યું: "તમારી પણ જો એ ઇચ્છા હોય તો મને કબુલ છે. વીરમ વિષે જે ગંભીર અને જુઠો આરોપ તેણે મારા ઉપર મૂકયો છે તેમાં તેની જીભ હંમેશને માટે બંધ કરવા દ્વન્દ્વ-યુદ્ધનો માર્ગ જ બહેતર છે."

"એ આક્ષેપ લગીરે જુઠો નથી. મને જ તમે એ વાત કેટલી બધી મોડી કહેવરાવી હતી? અને વળી તમેજ એનું બિચારાનું ગડદુ બહારગામ મોકલાવ્યું હતું!" રાજમાતાએ કહ્યું.

"રાજમાતા" સોમેશ્વર પંડિતે કહ્યું: "એમાં એમની જે મહાન ભાવના હતી તેનો તમામ ખુલાસો મારી આગળ થયો છે. હું આપને તે સમજાવીશ."

"અમારે તો કાંઈ સમજવું નથી. અમે તો તલવારીઆ" સિંહદેવે કહ્યું: "એક મગની બે ફાડ એજ અમારો તો ઉપાય."

"વારૂ; વારૂ;" વસ્તુપાળે કહ્યું: "આવતી કાલે સાંજે ૭ વાગે નગર બહાર દ્વન્દ્વ-યુદ્ધ માટે હાજર રહેજો જોકે આ રાજ્યમાં દ્વન્દ્વયુદ્ધની ખાસ મનાઇ છે તોપણ હું રાજેન્દ્ર પાસેથી આ પ્રસંગે ખાસ પરવાનગી મંગાવી લઇશ."

"બસ. મને તે કબુલ છે." સિંહદેવ બોલ્યો.

રાજમાતા અને સિંહદેવ ત્યાંથી ચાલ્યાં ગયાં.

બીજે દિવસે સાંજે સાયંકાલે ૬ વાગે નગર બહાર સિંહદેવ પોતાના કેટલાક મિત્રો સાથે હાજર થયો. સોમેશ્વર પંડિત, નગરનો કોટવાલ જગતસિંહ, તેમજ બીજા કેટલાક અમલદારો પણ હાજર રહ્યા. વસ્તુપાળની પણ હાજરી હતી. પરંતુ રાજઆજ્ઞા ક્યારે આવે એની રાહ જોવાતી હતી. કેટલોક વખત વીત્યો. સાત વાગ્યાની તૈયારી હતી. છતાં સીમ તરફથી કોઇ સ્વાર દેખાયો નહી.

નગરના કિલ્લા પરના મોટા ઘંટમાંથી પહેરેગીરે સાતના ઘંટાનાદ વગાડવા શરૂ કર્યો કે તરતજ સીમ તરફથી એક સાંઢણી દોડતી આવતી દેખાઇ. સિંહદેવનું હૃદય એ સાંઢણીને જોઇને હર્ષથી ઉછાળા મારી રહ્યું. ઘંટનો જ્યાં છેલ્લો રણકો થયો ત્યાં તો, સાંઢણી તેઓ ઉભા હતા ત્યાં આવી પહોંચી અને કોઇકે તેની ઉપરથી બૂમ મારી: ' મામા, વખતસર આવી પહોચ્યો છું."

સિંહદેવ એ અવાજ સાંભળીને ચોંક્યો. બીજાઓ પણ

ચકિત થયા. સાંઢણી બેઠી અને તેની ઉપરથી તલવાર ચમકાવતો નાગેશ્વર કૂદીને સિંહમામા સામે આવીને ઉભો રહ્યો અને બોલ્યો: "ચાલો ખેંચો, તમારી તલવાર, શું જોઇ રહ્યા છો?"

"પણ તું શેનો લડવા આવ્યો, નાગુ?"

"હું મંત્રીશ્વર મહારાજનો પ્રતિનિધિ છું. જ્યાં સુધી મારાં કાંડાં બાવડાં સાબુત છે ત્યાં સુધી મંત્રીશ્વરને જાતે લડવાની કશી જરૂર નથી."

"અરે, એમ તે ચાલે?"

"કેમ ન ચાલે? આ રાજઆજ્ઞામાં એવું ચોખ્ખું ફરમાન છે."

સૌ આ વાત સાંભળીને ચકિત થયા.

મંત્રીશ્વરે કહ્યું: "હું જાતે લડવા તૈયાર છું. પછી પ્રતિનિધિની કાંઇ જરૂર નથી."

"નાગેશ્વર, રાજેન્દ્રે દ્વન્દ્વ યુદ્ધની પરવાનગી આપી છે?" ગુરૂદેવે પૂછ્યું.

"હા." નાગેશ્વરે લિખિત પરવાનગીનો પત્ર ગુરૂદેવના હાથમાં મૂકયો.

તે આજ્ઞાપત્ર ગુરૂદેવે મોટેથી વાંચ્યો: "મંત્રીશ્વર માંદા હોવાથી તેમને દ્વન્દ્વ યુદ્ધ કરવાની પરવાનગી અમે નથી આપી શકતા. પરંતુ તેમનો કોઇ પ્રતિનિધિ લડે તો અમારી મંજુરી છે. સિંહ મામાને પણ પોતાનો પ્રતિનિધિ નીમવો હોય તો નીમી શકે છે. આ દ્વન્દ્વ-યુદ્ધ પ્રતિનિધિઓનું ગણાશે. તેમાં જેનો પ્રતિનિધિ હારશે તે મૂળ વ્યક્તિએ બે વર્ષ હદપાર થવું પડશે—વીશળદેવ."

તે આજ્ઞાપત્ર વંચાઈ રહ્યો એટલે નાગેશ્વરે કહ્યું: "કોઇ દૂત મારફત આ આજ્ઞાપત્ર અહીં મોકલી શકાત; પણ હું જાતે એટલા માટે લાવ્યો કે-મંત્રીશ્વર મહારાજના

પ્રતિનિધિ તરીકે મારે લડવું છે. મને પણ આ તકરાર સાથે કેટલોક સંબંધ છે."

મંત્રીશ્વર નાગેશ્વર તરફ ગૌરવયુક્ત દૃષ્ટિથી જોઇ રહ્યા.

ગુરૂદેવ સોમેશ્વરે સિંહદેવને કહ્યું: "સિંહદેવ, રાજેન્દ્રે આજ્ઞા આપી છે તેમ તમારે પણ પ્રતિનિધિ નીમવો હોય તો નીમો."

"મારે તો કોઇને પ્રતિનિધિ નથી નીમવાનો; પણ મને નાગુ સાથે વેર નથી."

"તમને નથી પણ મને છે. સમજ્યા?" નાગેશ્વર બોલ્યો: "કડક શબ્દો કહીને તમે મંત્રીશ્વરનું ઘોર અપમાન કર્યું છે. હું એમનો પ્રતિનિધિ એ અપમાનનો બદલો લેવા માગું છું. જો તમારે મારી સાથે યુદ્ધ ન કરવું હોય તો તમારા શબ્દો માટે જાહેર ક્ષમા માગો અથવા તો કબુલ કરો કે તમે કાયર છો."

"એટલે, અલ્યા! શું હું બાયલો? તું મારો મિત્ર થઇને મને બાયલો કહે છે?" સિંહદેવે પૂછ્યું.

"મિત્રતા અત્યારે માટીમાં મળી ગયેલી સમજો." નાગેશ્વરે જવાબ દીધો: "મેં મંત્રીશ્વર મહારાજનું પ્રતિનિધિત્વ સ્વીકાર્યું છે. રાજેન્દ્રની ખાસ આજ્ઞા મેળવી છે. મંત્રીશ્વરનું અપમાન એ મારૂં અપમાન છે; તેથી મારી અત્યારની ફરજ એ છે કે તમારી સાથે મારે દ્વન્દ્વ-યુદ્ધ કરવું. જો તમે મારી સાથે નહીં લડો તો હું કહુ છું કે તમે બાયલા છો. એકવાર નહીં પણ સત્તરવાર."

"ચાલ ત્યારે તારી જાતેજ તું મરવા આવ્યો છે તો મને કાંઈ તારી કે તારા બાપની સાડીબાર નથી" સિંહદેવે એમ કહીને તલવાર ચમકાવી.

બન્ને વચ્ચે જુદ્ધ જામ્યું. બન્નેએ કંઇ વાર સુધી ટકાવ કર્યો. આખરે નાગેશ્વરે મામાને એવો તો એક સખ્ત ઘા કર્યો કે જેને પરિણામે સિંહદેવ ઘવાઇને જમીન પર પડ્યો.

"ઉઠો, ઉઠો, લઢોને ?" નાગેશ્વરે કહ્યું: એકવાર, બેવાર, ત્રણવાર કહ્યું; પણ સિંહદેવ ઉઠી શક્યો નહીં.

એ જોઇને ગુરૂદેવે ત્યાં ઉપસ્થિત થયેલા બન્ને પક્ષના માણસોને ઉદ્દેશીને કહ્યું: "જુઓ, મિત્રો, મંત્રીશ્વર મહારાજને સ્વાર્થી ખટપટીઆ આદિ શબ્દો કહીને અપમાન કરનાર પરાજીત થવાથી મંત્રીશ્વરના અપમાનનો બદલો જાહેર રીતે વાળવામાં આવ્યો છે. આ યુદ્ધમાં કોઈ જાતનો દગો થયો નથી. બન્નેએ રાજીખુશીથી અને લગીર પણ અનીતિ વિના યુદ્ધ ખેલ્યું હતું. એમાં સિંહદેવના થયેલા પરાજયમાં હવે કોઇને કાંઇ શંકા રહે છે ?"

સર્વેએ કબૂલ કર્યું કે, સિંહદેવ ન્યાયથી યુદ્ધમાં પરાજીત થયો છે, એમાં જરીકે શંકા રહી નથી, નાગેશ્વરે મંત્રીશ્વરના અપમાનનો બદલો માનવંત રીતે લીધો છે.

આ નિર્ણય સાંભળીને નાગેશ્વરે તલવાર ફેંકી દીધી. અને કહ્યું: "હવે હું મારૂં મિત્ર-કર્ત્તવ્ય બજાવીશ." તે તરતજ સિંહદેવની પાસે ગયો અને તેના ઘા તપાસવા મંડયો. રાજવૈદ્ય ત્યાં હાજર હતો. ઘાયલ થયેલા સિંહદેવની સારવારનું કામ તેણે માથે લીધું. નાગેશ્વર રાજવૈદને મદદ કરવા લાગ્યો. એ દરમ્યાન મંત્રીશ્વરે અને સોમેશ્વરે કાંઇક મસલત કર્યા બાદ મંત્રીશ્વર તરતજ ત્યાંથી વિદાય થયા. ગુરૂદેવ સવાય, બાકીનાઓ પણ માંહોમાંહે નાગેશ્વરની મુક્ત કંઠે પ્રશંસા કરતા વીખરાયા.

સિંહદેવને તેને ઘેર મોકલાવ્યા પછી નાગેશ્વર ગુરૂદેવ પાસે આવ્યો. મંત્રીશ્વરને નહીં જોઇને તેણે પૂછયું: "શું મંત્રીશ્વર મારા વર્ત્તનથી નારાજ થઇ ચાલ્યા ગયા ?"

"ના, વત્સ !" સોમેશ્વરે કહ્યું: "તેઓ પાટણ ગયા છે."

"કારણ ?"

"ગુપ્ત છે."

"તો મારે જાણવું નથી પણ હું તેમનો પ્રતિનિધિ થયો, એથી તેઓશ્રી નારાજ તો નથી થયા ને ?"

"નાગેશ્વર !" સોમેશ્વર પંડિતે ગંભીર ભાવે કહ્યું: "તેં એમના પ્રતિનિધિ થઇને એમની જીત કરાવી તેથી એ મહાન પુરુષના હૃદયની મહત્તા માપવાનો મને મોકો મળ્યો છે. તારી પ્રકૃતિનો પણ અમને બન્નેને યથેચ્છ પરિચય થયો છે. તારી પ્રકૃતિ અમો બન્નેની સમજ પ્રમાણે એવી છે કે—તું મંત્રીશ્વર કરતાં સવાયો થવા ઇચ્છે છે પણ પ્રમાણિકપણે અને સત્યને રાહે. આથી જ્યારે ટેકનો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે તું જરૂર સત્યના પક્ષમાં રહેવાનોજ. વીરમના વધ–પ્રસંગની સત્ય ઘટનાનો તું સાક્ષી હતો. છતાં સિંહદેવે તે માટે મંત્રીશ્વર પર આક્ષેપ મૂક્યો. તારા જેવો લડવૈયો એ આક્ષેપ શું સાંખી રહે? મારૂં પ્રથક્કરણ ખરૂં છે કે ?"

"મારે મોઢે શું કરવા બોલાવો છો ? કાર્યોની આરસીમાં જ જુઓને ?"

"હું સાચું પ્રથક્કરણ કરી શક્યો છું. વત્સ, આજ આજ તેં મંત્રીશ્વરનું મોં ઉજ્જવળ રાખ્યું છે. અને એનો બદલો એ મહાન મુત્સદ્દીએ યોગ્ય સમયે વાળી આપવાનો નિરધાર કરી મૂકેલો છે."

નાગેશ્વરની આંખમાં જ્યોત દેખાઇ. "મને એ શો બદલો આપશે ?" તેણે પ્રશ્ન કર્યો અને પોતાના અંતરના કોઇક મનોરથની કલ્પના કરીને ગુરુદેવના જવાબની રાહ આતુરતાથી જોઇ.

હસીને ગુરૂદેવે જવાબ દીધો: "એ ગુપ્ત વાત છે. મંત્રીશ્વરની રજા સિવાય અને યોગ્ય પ્રસંગ સિવાય હું તને એ કહી શકું નહી."

નાગેશ્વર નિરાશ થઈ ગયો. એ જોઇને ગુરૂદેવે વાત પલટાવી: "પણ વત્સ ! કહે તો ખરો, સિંહદેવે વીશળદેવની 'અંગત સેવા' શી બજાવી હતી ?"

"સિંહમામાની 'અંગત સેવા' કાંઈ મહત્વની નથી." નાગેશ્વરે જવાબ દીધો.

"હેં ?! ત્યારે વીશળદેવે એની હદપારી કેમ રદ્દ કરી ?"

"ગુરૂદેવ ! એ હદ્દપારી રદ્દ થઇ તેમ પાછી ચાલુ રહી એ પણ આપે કાનોકાન રાજઆજ્ઞાથી સાંભળ્યું ને ?"

"હું નથી સમજી શકતો કે આમાં રહસ્ય શું રહેલું છે ?"

"ગુરૂદેવ ! એનું રહસ્ય એ કે–જે મહાન મુત્સદ્દીની પ્રકૃતિનો આપને આજ પરિચય થયો છે તેનીજ પદ્ધતિનું આમાં અનુસરણ થયું છે." નાગેશ્વરે કહ્યું: "સિંહમામાની 'અંગત સેવા' ની વાત હું આપને કહું એટલે આપ તે સમજી શકશો. માળવાના યુદ્ધ દરમ્યાન મહાબાહુ નામના એક દૂતને અમે એક પ્રપંચ માટે માળવા મોકલ્યો હતો. એ પ્રપંચ માલવ–પ્રદેશમાં ખોટો વિજયસદેશ કહેવાનો હતો. માલવી સૈનિકના વેષમા મહાબાહુ માલવા ગયો ત્યારે ત્યાં તેણે સિંહમામાને જોયા—"

"માળવામાં સિંહમામા શા માટે ગયેલા ?"

"પોતાના પેટને ખાતર." નાગેશ્વરે કહ્યું: "પણ એમાં તેઓ મહત્વનો એક સિદ્ધાંત ભૂલ્યા હતા. ગુજરાતનું ગૌરવ હૈડે ન રાખતાં ગુજરાતના શત્રુને ત્યાં સેવા કરવા જવું એ કોઇ સિદ્ધાંત–વીર કદાપિ પસંદ ન કરે પણ સિંહમામાની પ્રકૃતિ અન્યાશ્રયપિપાસુ હોવાથી જ્યારે હદ્દપારી દરમ્યાન તેમને ગુજરાનના સાસા પડવા લાગ્યા ત્યારે તેઓ માળવા ગયા અને ત્યાં રાજમહેલના સંરક્ષક તરીકે રહ્યા. મહાબાહુ જ્યારે માળવા પહોંચ્યો ત્યારે તે તેમને ઓળખી શક્યો પણ તેઓ મહાબાહુને ગુજરાતી તરીકે ઓળખતા ન હતા. મહાબાહુએ ત્યાં પહોંચીને જોયું કે–માલવાની સરહદમાં બે જાતનાં લખાણનાં બાણ

જઇ પહોંચ્યાં હતાં. એક લખાણ મદદ મોકલવા સંબંધીનું અને બીજુ મદદ નહીં મોકલવા સંબંધીનું. મહાબાહુએ અમલદારોને ગડભાંગમાં પડેલા નિહાળ્યા; પણ સિંહમામા તેઓને મદદ મોકલવા ઉશ્કેરી રહ્યા હતાં. મહાબાહુ માળવી ભાષા સારી રીતે જાણતો હતો તેથી તેણે અમલદારોને સમજાવ્યું કે જો મદદની જરૂર હોત તો મને ખાસ ના કહેવા મોકલવામાં આવત નહીં. સિંહમામાએ આ ઉપરથી જણાવ્યું કે કદાપિ આ વિજય-સંદેશ બરાબર હોય તોપણ જરાક જીત માટે કુલાઇ જવા જેવોજ ગણાય. માળવ-સૈન્ય ગુજરાતના બીજા ભાગોમાં જઇને તેના ખંડીઆઓને પણ રંજાડે નહીં ત્યાં સુધી તેનો ખરો વિજય કહી શકાયજ નહીં-ખાસ કરીને ધોળકાના મગરૂબ મંત્રી વસ્તુપાળને, ત્યાંના અમાત્ય નાગેશ્વરને અને સેનાપતિ તેજપાળને માળવપતિ કેદ કરી શકે નહીં ત્યાં સુધી વિજય અધૂરોજ છે. માટે મદદ મોકલવી. મહાબાહુએ તેમને તરતજ ટાંણો માર્યો કે-તમે ગુજરાતી થઇને આમ બોલો છો એ ઉપરથી નક્કી એમ માનવું પડે છે કે-તમને તે વ્યક્તિઓ સાથે અંગત વેર છે. છતાં જો તમારી ઈચ્છા હોય તો તમે માળવપતિ પાસે જઇ તેમને આ સલાહ આપી શકો છો. પોતાને રજા મળે તો પોતે તેમ કરવા તૈયાર છે એમ સિંહમામાએ કહ્યું. મહાબાહુ તેમને પોતાની સાથે લઇ જવા તૈયાર થયો. માળવી અમલદારોએ મામાને ના પાડી. ત્યારે એ રાતના મામા છાનામાના માળવામાથી નીકળી પડયા. મહાબાહુ તેમની પાછળ પડયો. પણ હજી તો તેઓ રસ્તામાં હતા ત્યા માળવેન્દ્ર હાર્યાની ખબર પડી. સિંહમામા પાછા માળવા જતા હતા ત્યાં મહાબાહુએ તેમને રોકયા અને જબરદસ્તીથી તાબે કરીને તેમને તે મારી પાસે લાવ્યો. મને બધો પ્રસંગ અથેતિ કહેવામાં આવ્યો. મેં વિચાર કરી જોયા. પોતાની હદપારીની મનોવ્યથાને લીધે તેઓ

આમ અંગતવેર પોષે છે, એવું મને લાગ્યાથી મેં તેમની સામેનો મનાઇ-હુકમ રાજેન્દ્રની ખાસ લિખિત આજ્ઞાથી રદ્દ કરાવ્યો."

"પણ પાટણના રાજદૂત તરીકે તે શી રીતે અહીં આવ્યા?"

"એમનો હુકમ રદ્દ કરાવીને મેં એમને અમારી પાસે રાખ્યા નહીં; કારણ યુદ્ધભૂમિમાં એમના જેવા અસ્થિર પ્રકૃતિના માણસ જોખમકારક થઇ પડે. મેં તેમને પુષ્કળ નાણું આપી પાટણ મોકલ્યા અને ત્યાંજ રહી આનંદમાં દિવસો ગાળવા સલાહ આપી. પણ તેમને તો મંત્રીશ્વર આગળ પોતાની હોશિયારી બતાવવી હતી એટલે, હું કલ્પના કરૂં છું કે-ભીમદેવ મહારાજના સ્વર્ગવાસના સમાચારનો સંદેશો અહીં લાવવા માટે તેમણે શ્રીમાન્ લવણપ્રસાદને ખાસ વિનતિ કરી હશે અને તેમને રાજમાતાના ભાઇ જાણીને તેમણે એ કાર્ય સોંપ્યું હશે. આપે જ્યારે અહીંની વિગત મને લખી જણાવી અને મંત્રીશ્વર મહારાજને દ્વન્દ્વ-યુદ્ધ માટે તેણે આહ્વાન કર્યું છે એમ મેં જાણ્યું ત્યારે આવી અસ્થિર, અન્યાશ્રય-પિપાસુ અને પિશુન વૃત્તિની વ્યક્તિને ખાતર મંત્રીશ્વર જેવા મહાપુરુષનો ભોગ ન લેવાય એ વાત મેં રાજેન્દ્રના હૃદયમાં ઠસાવી અને આખરે હું જાતેજ અહીં આવી લાગ્યો. આપ હવે સમજી શકશો કે-સિંહમામાની પ્રકૃતિ પ્રસંગ આવ્યે ગુજરાતને પણ વેચી આવે એવી હોવાથી તેમને ગુજરાતથી દૂરને દૂર રાખવામાં મંત્રીશ્વરનું ડહાપણ હતું. મારા ખ્યાલમાં તે આવવાથી હું તેને અનુસર્યો છું."

"નાગેશ્વર!" ગુરૂદેવે કહ્યું: "ત્યારે તો મંત્રીશ્વર સોનું અને કથીરની પરીક્ષા કરીને વર્ત્યા લાગે છે."

"કદાચ એમ હોય."

અને તેઓ છૂટા પડયાથી તેમની વાત અટકી.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### ઉપસંહાર.

ઉપર્યુક્ત પ્રસંગને બે વર્ષ વીતી ચૂક્યાં. એ દરમ્યાન કાંઈ મહત્વનો બનાવ બન્યો નહીં. મંત્રીશ્વર મોટે ભાગે તીર્થયાત્રા કરતા રહ્યા. સિંહદેવ હદપાર રહ્યો. સોમેશ્વર પંડિત ધોળકાનું કામચલાઉ મંત્રીપદ જાળવતા રહ્યા અને વીશળદેવ તથા નાગેશ્વર યુદ્ધોમાં પ્રવૃત્ત રહ્યા. દેવગિરિ, મેવાડ આદિ રાજ્યોના રાજાઓને આ દરમ્યાન તેઓ પોતાના ખંડીઆ બનાવી શક્યા. યુદ્ધ-ભૂમિમાંથી કોઈ કોઈ વાર થોડીક ફુરસદ મેળવીને નાગેશ્વર ધોળકા આવી જતો; અને ત્યારે રાજવહિવટ-પ્રથામાં કાંઈ ફેરફારની જરૂર જણાતી તો તે કરતો.

સંવત ૧૩૦૦ નો પ્રારંભ થતાં પાટણમાં એક મહત્વનો બનાવ બન્યો. રાજા ત્રિભુવનપાળ થોડાક દિવસની માંદગી ભોગવી સ્વર્ગસ્થ થયા. એમને સંતાન ન હતું. રાજ્યગાદી કોને મળશે એ કોયડો હતો. લવણપ્રસાદ એ વખતે માંદા હતા. એમની આસપાસ જે સુભટો હતા તેઓએ જ્યારે ત્રિભુવનપાળના દેહવિલયના સમાચાર લવણપ્રસાદને આપ્યા ત્યારે તેમણે કહ્યું: " જાઓ, એક સવારને તુરતજ વીરમગામ મોકલી વીરમને તેડાવો."

સુભટો આશ્ચર્યચકિત થયા: " મહારાજ, વર્ષોથી એ કુમાર અમરધામમાં પહોંચેલા છે " એકે એનું લક્ષ ખેંચ્યું.

"તો પાટણની ગાદી ખાલી રહેશે."

"એમ તે બને ? કોઇ બીજો રાજા ચઢી આવશે તો સોલંકી વંશની અમર કીર્ત્તિ પર કાયમને માટે પાણી ફરી વળશે."

માંદા લવણપ્રસાદે એ પછી કાંઇ હુકમ આપ્યો નહીં.

પાટણમાં એ વેળા નાગરિકો અને મહાજનો નગરશેઠને ત્યાં એકઠાં થયાં. પાટણપતિ કોણ થાય એ પ્રશ્નની ચર્ચા તેમાં ચાલી ત્યારે નગરશેઠના એક ગુમાસ્તાએ વીશળદેવનું નામ રજુ કરીને પાટણ પરના તેના ઉપકારો વર્ણવ્યા. એણે જણાવ્યું કે–"મહારાજ ભીમદેવ જ્યારે ગુપ્ત વાસમાં હતા ત્યારે વીશળદેવ પાટણ પર ચઢી આવ્યો ન હતો. તેઓ માંદા હતા ત્યારે પણ તે આક્રમણ લાવ્યો ન હતો. મહારાજ ત્રિભુવનપાળની હયાતી દરમ્યાન પણ તેણે કદી પાટણ તરફ નજર કરી નથી, તેનું કારણ તેણે વસ્તુપાળને આપેલા વચનનું છે. એ વચન નિભાવીને પાટણની ગાદી નહીં લેતાં તે ધોળકાનું મહત્વ વધારી રહ્યો છે–ગુજરાતને મહાગુજરાત બનાવી રહ્યો છે. અસંખ્ય રાજાઓને તેણે મ્હાત કરીને પોતાના ખંડીઆ બનાવ્યા છે. આવા એક પ્રતાપી રાજવીને પાટણમાં પોતાની ગાદી સ્થાપવાનું નિમંત્રણ થાય એથી વધુ ઉત્તમ શું હોઇ શકે ? ગુજરાતના સોલંકી વંશનું પાટનગર પાટણ છે. એની મહત્તા સોલંકી વંશને વફાદાર રહેલા વાઘેલા વંશના લવણપ્રસાદ અને તેના વંશજોને હાથે વધે એથી વધુ રળીઆમણું બીજું કાંઇ જ નથી. વીશળદેવના વચનની મુદ્દત હવે પૂરી થાય છે. એટલે તે કોઇ પણ પળે પાટણ પર હલ્લો લાવે અથવા બીજો કોઈ પણ રાજા તેની ઉપર ચઢી આવે તેના કરતાં તેનેજ પાટણપતિ થવાનું નિમંત્રણ આપવું બહેતર છે."

એ ગુમાસ્તાની વાણી પ્રતિભાશીલ નીવડી. નગરશેઠ અને અન્ય સૌને એની વાત રૂચી. પાટણના સેનાપતિને

મળીને નગરશેઠ તેની સહાયથી યુદ્ધ-ભૂમિમાં ગયા અને વીસળદેવને પાટણ પધારવા તેમણે નિમંત્રણ કર્યું.

" કોની સૂચનાથી તમે મને નિમંત્રણ કરો છો ? "

" પાટણનાં મહાજનોની સૂચનાથી. "

" પણ મહાજનો સમક્ષ સૂચના કરનાર કોઇ વ્યક્તિ હશે ને ? "

" એ તો એક સાધારણ વ્યક્તિ છે. મારો એક ગુમાસ્તો છે. "

" વારુ. હું એ મહાજનોનો ઋણી રહીશ પરંતુ એ ગુમાસ્તાનો વિશેષ. "

વીસળદેવ યુદ્ધ-ભૂમિમાંથી પાટણ આવ્યો. એનો નગર-પ્રવેશ ઘણી ધામધુમથી થયો. ગુજરાતના નવા રાજા તરીકે એનો ઘણો જ સત્કાર કરવામાં આવ્યો. પાટણના સહસ્રલીંગ સરોવરની પાસે વિશાળ શમિયાના ખડા કરાવવામાં આવ્યા અને એના રાજ્યાભિષેકની ઠાઠમાઠ ભરેલી તૈયારીઓ થઇ રહી.

લવણપ્રસાદની એ વેળા છેલ્લી ઘડીઓ ગણાતી હતી. એનો એક પગ પૃથ્વીમાં હતો અને બીજો પગ મરણના મુખમાં હતો. વીસળદેવ એને જોવા ગયો. ભાનવિનાની હાલતમાં તેણે તેને " વીરમ, વહાલા વીરમ " એમ કહીને બોલાવ્યો. " મારી ઇચ્છા વસ્તુપાળનું માન રૂંદવાની હતી તે પૂરી થઇ " એમ તેણે કહ્યું. એ સન્નિપાતમાંજ બોલે છે એમ ઠર્યું.

એક યોગ્ય તિથિએ અને યોગ્ય મુહૂર્તે વીસળદેવના રાજ્યાભિષેકનો દરબાર ભરાયો. રાજપુરોહિત પંડિત સોમેશ્વરદેવે તેનો રાજ્યાભિષેક-વિધિ કર્યો અને એ પછી રાજ્યાધિકારીઓ નીમવાની વિધિનો સમય થયો.

" મહામંત્રીશ્વરપદ કોને આપો છો, રાજેન્દ્ર ? " સોમેશ્વરદેવે પૂછ્યું.

"પાટણના નગરશેઠનો એ ગુમાસ્તો ક્યાં છે, જેણે મારું નામ પાટણપતિ તરીકે સૂચવ્યું હતું ?"

એ ગુમાસ્તાને દરબારમાં ઉપસ્થિત કરવામાં આવ્યો. એ ગુમાસ્તાનો પોષાક મેલોઘેલો હતો. એ વારંવાર નક્કામો નક્કામો હસ્યા કરતો હતો. એનું અદબથી ઉભા રહેવાનું પણ ઠેકાણું ન હતું.

રાણી મૃણમયી વીશળદેવ સમિપના સિંહાસને બેઠી હતી. તેણે તે ગુમાસ્તાને જોઇને વીશળદેવને પૂછ્યું:

"મહેન્દ્ર, શું આને મહામંત્રીશ્વરપદ આપશો ?"

"ત્યારે કોને આપું ? આપણા મંત્રીશ્વર વસ્તુપાળની તપાસ મેં તીર્થક્ષેત્રોમાં કરાવી પણ તેમનો ક્યાંયે પત્તો નથી. પંડિત સોમેશ્વરદેવ એ પદ લેવા ના પાડે છે—"

"નાગેશ્વર છે ને ?"

"તો મારો સેનાપતિ કોણ થાય ?"

"મહાબાહુ"

"પણ આ ગુમાસ્તાનો હું તત્કાળમાં ઘણો ઋણી થયો છું."

"પણ નાગેશ્વરને આપે વચન આપેલું છે."

વીશળદેવ નિરુત્તર રહ્યો અને પછી સમસ્ત દરબારને ઉદ્દેશીને બોલ્યો: "પાટણનું મહામંત્રીશ્વરપદ કોને આપવું એ વિષે હું આખાયે દરબારનો અભિપ્રાય માગું છું પણ એમાં પ્રથમ સૂચના કરવાનો હક્ક નગરશેઠના ગુમાસ્તાને આપું છું; કારણ કે, તેને ધોળકાના મારા મુખ્ય મંત્રીશ્વર વિષે કાંઈક વધુ માહિતીઓ હોય એમ મહાજનોની સભા સમક્ષ તેણે સાબીત કરેલું છે અને આ ગાદીએ મને સ્થાપવાની સૂચના પણ તેઓને તેણે કરી છે."

દરબારમાં આ ઉપરથી માંહોમાંહે મંત્રણા ચાલી. દરમ્યાન ગુમાસ્તાએ કહ્યું: "મહેન્દ્ર, મને કહેશો કે વસ્તુ-

પાળે અહીં હાજર રહેવાનો શિષ્ટાચાર બતાવ્યો નથી તો પછી એવા નરીકરા પણ જૂના ભૃત્યની દરકાર આપે શા માટે રાખવી ?"

પંડિત સોમેશ્વરદેવ એ વખતે બોલ્યાઃ "વણિક મહાજન, તમારી ભૂલ થાય છે. વસ્તુપાળ અહીં હાજર નથી એમ તમે કહો છો પણ હું કહું છું કે—એના વિના કોઇ જગ્યા જ કયાં ખાલી છે?

अन्नदानैः पयःपानैः
धर्मस्थानैर्धरातलम् ।
यशसा वस्तुपालेन
रुद्धमाकाशमंडलम् ।।

અહીં બેઠેલા સૌના હૃદયમાં કોઇને કોઇ રૂપે એ મંત્રીશ્વર વિરાજીત છે. ગુર્જરેશ્વર મહારાજના હૃદયમાં પણ તે છે એ તેમના નામોચ્ચારથી તમે જોયું. તમે પોતે પણ એમને ન રીકરા કહેવાની ધૃષ્ટતા કરી શકયા. પણ હું ધારૂં છું કે, એવું બોલીને તમારી જાતને તમે લાંછન લગાડયું છે."

"એ સજ્જનની જાત હું જાણી ગયો છું. સૂર્ય કદી છૂપ્યો રહેતો નથી." નાગેશ્વરે કહ્યું. "પંડીતજી મહારાજ, આપે કહ્યું કે મહાન વસ્તુ-પાળ વિના આકાશ પાતાળ ખાલી નથી. હું કહું છું કે મહારાજ ત્રિભુવનપાળના અવસાન સમયથી પાટણ શ્રીમન્વ-સ્તુપાળ વિના ખાલી નથી. આ દરબાર પણ આ વખતે શ્રીમન્વસ્તુપાળ વિના ખાલી નથી. આ ગુમાસ્તા—"

"ભલા માણસ" તે ગુમાસ્તો અધવચ્ચ બોલ્યોઃ "બીજી ત્રીજી લપ્પન છપ્પન કરીને અત્યારની અણમોલ તક શા માટે જવા દે છે? આ દરબારમાં અત્યારે તો તું એકલોજ મહામંત્રીશ્વરપદ માટે લાયક છે. તને

મહારાજાએ અગાઉ એ પદ આપવાનું વચન આપેલું છે અને આ લાગ આવ્યો છે. હું મહારાજાને ભલામણ કરું છું કે—પાટણનું મહામંત્રીશ્વરપદ તેમણે તનેજ આપવું."

નાગેશ્વર ફીક્કો પડી ગયો. તરતજ તે પોતાને આસનેથી ઉઠીને એ ગુમાસ્તાની નજદીક ગયો અને તેને પગે પડીને બોલ્યો: "મહાપુરુષ, મને લજ્જિત ન કરો. આપ પોતેજ મહા મંત્રીશ્વર વસ્તુપાળ છો."

સૌ આ સાંભળીને આશ્ચર્યચકિત થયા. "શું એ સત્ય વાત છે?" વીશળદેવે પૂછયું.

ગુમાસ્તો બેફીકરાઇથી હસતો રહ્યો. નગરશેઠે ઉભા થઇને કહ્યું: "ગુર્જરેશ્વરનો જય હો. આ વ્યક્તિ બેશક શ્રીમાન વસ્તુપાળ છે. સદ્‌ગત મહેન્દ્ર ત્રિભુવનપાળની માંદગી પ્રસંગે મારે ત્યાં આવી તેઓ ગુમાસ્તા તરીકે ગુપ્ત વેષે રહ્યા હતા. પાટણનું રાજપદ આપશ્રીને અને મહામંત્રીશ્વરપદ શ્રીમન્નાગેશ્વરને આપવા માટે જ આ ગુપ્ત વેષ એમણે ધારણ કર્યો છે."

"મહેન્દ્ર" નાગેશ્વરે કહ્યું: "મેં અહીં આવીને એ કોણ છે તે વિષે તપાસ ચલાવી હતી અને ગઇ કાલે સાયંકાલે હું તેમને બરાબર ઓળખી ગયો હતો. જ્યાં સુધી એમના સમા મહાન પુરુષ આપણે માથે વિરાજતા હોય ત્યાં સુધી મારા જેવા—"

"गुणाः पूजास्थानं गुणीषु न च लिंगं न च वयः" મંત્રીશ્વર વસ્તુપાળે કહ્યું: "નાગેશ્વર, તું મારી પ્રતિછાયા છે એ મેં વારંવાર કહ્યું છે. તને આ પદ મળે એ મને જ મળે છે. તારી કસોટીઓ મેં કરી જોઇ છે. તું લાયક નીવડયો છે. માટે નિ:સંકોચભાવે એ પદ સ્વીકાર" એમ કહીને એમણે પોતાના કરકમળમાંની રત્નમુદ્રા નાગેશ્વરને પહેરાવી દીધી.

દરબારમાં સૌને આનંદ થયો. વીશળદેવ પોતાના આસનેથી ઉઠીને વસ્તુપાળને ભેટયો અને પછી સત્તાવાર રીતે નાગેશ્વરને મહામંત્રીશ્વરપદ અને મહાબાહુને સેનાધિપતિપદ અપાયાં.

એ દરબારમાં એ વખતે એવું કોઇજ નહતું જેને આનંદ થયો નહોય.

" જય ગુજરાત " ના હર્ષ-ધ્વનિથી એ પ્રસંગે વાતાવરણ ગાજી રહ્યું અને એમાં " જય અભિનવ-સિદ્ધરાજ " એ હર્ષ-ધ્વનિ પૂરીને પંડિત સોમેશ્વરદેવે વીશળદેવના રાજવી પોષાક ઉપર એક સુવર્ણ-ચન્દ્રક લટકાવ્યો.

માળવાના રાજા અમરવર્માએ " અભિનવ-સિદ્ધરાજ " નું સુવર્ણ-બીરૂદ વીશળદેવ માટે ધોળકામાં અત્યાર અગાઉ મોકલાવ્યું હતું. પરંતુ વીશળદેવ પાટણપતિ થાય ત્યારે તેને તે આપવું એવી વસ્તુપાળની સલાહ હતી તેથી આ યથોચિત પ્રસંગે રાજપુરોહિતે તે ચન્દ્રકથી વીશળદેવને શોભાવ્યો.

લાંબા વખત સુધી પાટણમાં ચાલુ રહેલા સોલંકી વંશનો અંત આવ્યા પછી વાઘેલા વંશના એક યોગ્ય રાજકુળદીપકને હસ્તક પાટણની ગાદી પહેલવહેલી મૂકાઇ એથી પાટણની પ્રજામાં એ દિને ઘેર ઘેર ઉત્સવ ઉજવાયો.

વાચકવૃન્દ ! એ નૃપતિ અને એ પ્રજાના આનંદ વચ્ચે અમે ચુપચુપ તમારી વિદાય લઇએ છીએ.



# અશુદ્ધિ-સંશોધન.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૧ | ૨૫ | પાસે ક્ષણે | પાસે તે ક્ષણે |
| ૬૨ | ૧૭ | પહોંચ્યું | પહોંચું |
| ૭૬ | ૨૩ | હવા | હતો |
| ૮૧ | છેલ્લી લીટી | શહે | શહેર |
| ૮૨ | ૮ | મુક્તિકંઠે | મુક્તકંઠે |
| ૮૯ | ૧૬ | ગુરૂદેવેએ | ગુરૂદેવે |
| ૯૦ | ૨૨ | થવાની | બનાવવાની |
| ૧૧૦ | ૨૨ | આળગ | આગળ |
| ૧૨૧ | છેલ્લી લીટી | નમની | નામની |
| ૧૩૬ | ૧૪ | સંર | સંરક્ષ |
| ૧૪૩ | ૭ | દોરતા | દોરતો |
| ૧૫૭ | ૧૬ | પ્રામણિકપણે | પ્રામાણિકપણે |
| ૧૭૩ | ૨૩ | કાખજો | રાખજો |
| ૧૭૬ | ૧૨ | જ્યાં વીરધવળના | ત્યાં વીરધવળના |
| ૧૮૪ | ૧૦ | હિતના | હિત ના |
| ૧૯૦ | ૫ | પિતાજી | પિતાજીની |
| ૧૯૫ | ૮ | ભસ્તીભૂત | ભસ્મીભૂત |
| ૨૦૫ | ૨ | મુકર્દસો | મુકર્દમો |
| ૨૦૮ | ૨૨ | વિશળદેવતા | વીશળદેવના |
| ૨૦૯ | છેલ્લી લીટી | ઝગકાવવા | ઝળકાવવા |
| ૨૧૧ | ૯ | તેમને | તમને |
| ૨૨૪ | ૨ | પાપીથી | પાપીની |
| ૨૪૦ | છેલ્લી લીટી | એના વાક્યથી | છેલ્લા વાક્યથી |
| ૨૪૯ | ૧૨ | પતિજ્ઞા | પ્રતિજ્ઞા |
| ૨૪૫ | ૩ | જતો | જતો હતો |

# "જય ગુજરાત"

## ખરીદનારાઓને ખાસ લાભ.

'જય ગુજરાત' ખરીદનારાઓને રૂા. ૧॥
ની કીંમતની નવલકથા

# રૂપેરી રાજહંસ

## માત્ર રૂા. ૧) માં મળશે.

રૂપેરી રાજહંસ એક આકર્ષક ડીટેક્ટિવ નવલકથા છે. તે આ લેખકની જ કલમથી લખાયલી છે. તેના વિષે શ્રી. કરીમ મહમદ માસ્તર એમ. એ; શ્રી. વસન્તરામ હરીકૃષ્ણ શાસ્ત્રી, શ્રી. સાદીક તેમજ "ગુજરાતી" અને "બહુરૂપી" સામાહિક પત્રોએ મુક્તકંઠે પ્રશંસા કરેલી છે તેમજ તેના ઉપરથી

શ્રી કૃષ્ણ ફીલ્મ કંપનીએ એક ફાંકડી ફીલ્મ નામે "હિંમતે મર્દા" ઉતારી છે. જ્યાં સુધી સિલકમાં હશે ત્યાં સુધી માત્ર રૂા. ૧) માં એ પુસ્તક આપવામાં આવશે.

બહુજ થોડી પ્રતો સિલકમાં રહી છે
માટે જલ્દી મંગાવશો.

લખો:—

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.
નાગર ભગતની પોળ, રાયપુર, અમદાવાદ.